# નિવેદન



આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ **શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા,** સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી **"શ્રીસયાજી સાહિત્યમાળા"** રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ માળાના ૩૦૮મા પુષ્પરૂપે પ્રસિદ્ધ થયેલું **"ઉત્તરાપથ"** નામનું પુસ્તક **શ્રી રમેશનાથ ર. ગૌતમ (સ્વામી પ્રણવતીર્થજી)** પાસે તૈયાર કરાવવામા આવેલુ, તેની સને ૧૯૫૧માં પ્રકટ થયેલી પ્રથમાવૃત્તિ ખલાસ થઈ જવાથી **મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા** તરફથી આ દ્વિતીય આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવે છે.



ભાષાન્તર શાખા,<br>**પ્રાચ્ય વિદ્યામન્દિર,**<br>**વડોદરા.**<br>તા. ૧-૭-૧૯૫૮

**ચો. જ. ત્રિપાઠી**<br>ભાષાન્તર મહદનીશ

**જયો. મા. મહેતા**<br>ઉપકુલપતિ

# બે બોલ

"ઉત્તરાપથ"ના લેખક શ્રી રમેશનાથ ગૌતમ હમણા વિધિસર સન્યસ્ત લઈ સ્વામી શ્રી પ્રણવતીર્થ તરીકે ઓળખાતા થયા તે પહેલા એક સરસ લેખક તરીકે જાણીતા થઈ ચૂક્યા છે ઓનર્સ ગ્રેજ્યુએટ તરીકે તેમનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ વિદ્યાર્થી અવસ્થાથી જ ઊંચા પ્રકારનો હતો અને પછી તો જીવનના અનેક પગથિયા ઉપર ચડતા ઊતરતા, તેમણે પોતાનો લેખન-વ્યવસાય તો સતત ચાલુ રાખ્યો છે, અને મોટે ભાગે એક પત્રકાર–તંત્રકાર તરીકે તેમણે ગુજરાતી તથા અંગ્રેજી ભાષાને સરસ રીતે રમાડી છે તે વિષયનું તેમનું છેલ્લું પુસ્તક "વૃત્તવિવેચન" ગુજરાતી ભાષામા પત્રકારત્વની ઐતિહાસિક માહિતી સંપૂર્ણ રીતે આપતો કદાચ પ્રથમ જ પ્રમાણભૂત ગ્રંથ છે એમ કહી શકાય. રસમય લેખનશક્તિ અને ચીવટાઈ ભરેલી નિરીક્ષણશક્તિનો પરિચય આપતા, પૂર્વાશ્રમના શ્રી રમેશ ગૌતમ આશ્રમફેર કરી સ્વામી શ્રી પ્રણવતીર્થ તરીકે ઉપસ્થિત થાય તેમા આપણે એક ઇચ્છા તો જરૂર રાખીએ, કે શ્રી ગૌતમની સાહિત્યભક્તિ અને સેવા સ્વામી શ્રી પ્રણવતીર્થમા ચાલુ રહે

એ વિધાનને માટે મને ઠીક ઠીક આસ્થા પણ રહે છે અનેક રીતે બેદરકાર શ્રી રમેશનાથ ગૌતમ, સ્વામી શ્રી પ્રણવતીર્થ બનીને કોણ જાણે કેટલા ય વધારે બેદરકાર બની જાય એ કહી શકાય નહિ. સાંસારિક વાસનાને ઉતારી મૂકનાર શરીરને ભગવા ધારણ કર્યાં પછી કીર્તિનો પણ મોહ ન રહે એ સમજી શકાય એમ છે. છતા આપણે ત્યા તો સન્યાસીઓ બહુ સુંદર સાહિત્ય આપતા રહ્યા છે એટલે સ્વામી શ્રી પ્રણવતીર્થજી પૂર્વાશ્રમનો નિદાન સાહિત્યદોર પકડી રાખશે, એવી મારી આસ્થા તો આ બે બોલમા હુ પ્રગટ કરી લઉં "ઉત્તરાપથ"નો ગ્રંથ આવી આસ્થામા આધારભૂત બન્યો છે

મન્યસ્તની પૂર્વ તૈયારીરૂપ તમના વિસ્તૃત પર્યટનોની સ્મૃતિ "ઉત્તરાપથ"મા સચોટ રીતે જળવાઈ રહી છે શ્રી ગૌતમ પૂર્વાશ્રમમા પણ એક જબરદસ્ત પ્રવાસી હતા, અને તેના પૂરાવા તરીકે તેમનુ "ભ્રમણ" નામનુ પુસ્તક મોજૂદ છે મન્યસ્તની તૈયારીમા આ "ઉત્તરાપથ" આપણા હાથમા આવે છે મન્યસ્તમા પણ એ સાન્ળ કેમ જળવાઈ ન રહે? પર્યટનની નોધ, એ પણ સન્યસ્તનો એક બાહ્ય ધર્મ તો ખરો ને?

'ઉત્તરાપથ" એ માત્ર લુખ્ખુ, સુક્કુ પ્રવાસવર્ણન નથી, સહુ જેમા રસ ન લઈ શકે એવી એ માત્ર પ્રવાસનોધ, પ્રવાસની દિનચર્યા જ નથી મુસાફરોને તીર્થાટનમા ઉપયોગી થઈ પડે એ ઉદ્દેશથી લખાયની એ માર્ગદર્શક પુસ્તિકા–guide–માત્ર નથી પ્રવાસવર્ણનના ગ્રથોને ઉપયોગના એવા કેટલાક તત્ત્વો એમા છે ખરા, છતા "ઉત્તરાપથ" મને તો એક વિદ્વાન, અનુભવી, રસિક, અને રમૂજી હૃદયની મુમુક્ષુ દશામા થતા પર્યટનની એક વૈખરી છાપ હોય એમ લાગ્યા કરે છે આપણે ત્યા પ્રવાસવર્ણનો થોડા થોડા પણ છે,–ખાસ કરીને પારસી લેખકોના, જેમા તેઓ માહિતી અને રમૂજ દેખાડે છે શ્રી કાલેલકરના પ્રવાસો તો લગભગ ગદ્ય-કવિતા બની ગયા છે. "ઉત્તરાપથ"ના પ્રવાસવર્ણનમા આપણે પોતે જ જાણે પ્રવાસવર્ણન કરતા હોઈએ તેવી તાદશતા સમાયલી છે જાણે આપણે આખા "ઉત્તરાપથ"નુ વિસ્તૃત ચલચિત્ર જોતા હોઈએ એમ આપણને લાગે છે પરંતુ એ માત્ર ચિત્ર જ નથી, નિર્જીવ ચિત્ર નથી એક સસ્કારી વ્યક્તિએ પૂરેના અજબ રગ એ ચિત્રને જીવત બનાવે છે પ્રવાસની મુશ્કેલીઓ, પ્રવાસની સગવડાઓ, પ્રવાસની રમૂજ, પ્રવાસની વિચિત્રતાઓ, દશ્યોની ગભીરતા અને એ દશ્યો પાછળ પથરાયલા આખી આર્યસસ્કૃતિના પટની સજીવતા આપણને ઘડીમા હસાવી જાય છે, ઘડીમા વિચાર પ્રેરી જાય છે, ઘડીમા કલ્પનાને ઝૂલે હિંચોળી જાય છે 'ઉત્તરાપથ"ના ચઢાણ અને ઊતરાણ

આપણને વાચતે વાચતે અનુભવી રહીએ છીએ અને સૃષ્ટિનુ સૌદર્ય તેમ જ એ સૌદર્યને સર્જન કરતા આપણા એક મહાન આર્ય ગ્રથ ની ખૂશબો પણ અનુભવીએ છીએ

ભાષાની દષ્ટિએ તો આ ગ્રથ સરળ શૈલીમા લખાયો કહેવાય પરતુ એ સરળ શૈલી એક સરસ ઘડવૈયાની લેખનશૈલી છે, જેમા સાહિત્યના ઘમડને વાધો લેવાનુ ભાગ્યે કોઈ મળી શકે ખૂબ માહિતી પૂર્ણ આ "ઉત્તરાપથ"નો ગ્રથ આપણા પ્રવાસસાહિત્યમા મને તો એક સરસ ઉમેરો લાગે છે ગુજરાતીઓ સારા પ્રવાસી છે અને સારા યાત્રાળુઓ પણ છે એક તેજસ્વી ગુર્જર પ્રવાસી અને એક સૌજન્યવતા મુમુક્ષુ ગુર્જર યાત્રાળુના પ્રવાસકથનનો આ સગ્રહ સામાન્ય તેમ જ વિશિષ્ટ વાચકને ઉપયોગી થઈ પડવા ઉપરાત સસ્કાર લહાણી કરતો જાય છે એવી મારી વાચનછાપ અન્ય વાચકોનો પડઘો જ છે, એમ આ પુસ્તકને હાથમા લેનાર સહુને લાગ્યા વગર રહેશે નહિ

વળી એ પ્રદેશના અગિયાર ચિત્રો અને વિગત ભરેલો નકશો પુસ્તકની સ્પષ્ટતામા ખૂબ વધારો કરે છે જમનોત્રી, ગગોત્રી, બદરીનારાયણ અને કેદારનાથના સ્થાન ન શે પણ જોવા કોને ન ગમે? તેમા યે કૈલાસ અને માનસરોવરના સ્થાન સ્થૂલ મુસાફરને પણ ઊભો થવા પ્રેરે એમ છે

વખાણની સ્વામીજીને જરૂર નથી, અને પુસ્ત ની ખામીઓ હશે તો વિવેચકો શોધ્યા વગર રહેશે જ નહિ દાચ ન હોય તેની ખામીઓ પણ વિવેચકો શોધી શકે એટલ ગુણદોષની તુલના કરવાને બદલ આ સરસ પ્રવાસવર્ણનના વાચનથી પુસ્ત અને પુસ્ત ના લખક વિષે મારા હૃદયમા પડેલી છાપ અહીં ઊતારી હુ લખક અને વાચ વચ્ચેથી ખસી જાઉ એ જ યોગ્ય ગણાય મને પોતાને એ પુસ્ત સારુ લાગ્યુ છે એટલુ જ કહેવુ બસ થશે

તા ૪–૩–'૫૧ રમણલાલ વ. દેસાઈ.

# બીજી આવૃત્તિ પરત્વે

ઈ સ ૧૯૪૮ના પ્રવાસપરિચયનો આ ગ્રન્થ પ્રસિદ્ધ થયા પછી પણ, એ પુસ્તકમા જ થયેલા નિર્દેશ પ્રમાણે, તેમા રહી ગયેલી કેટલીક ન્યૂનતાઓ વખતોવખત ચિત્તમા ડોકિયા કરતી હતી ઈશ્વર અતિ દયાળુ છે, અને સત્યસકલ્પને એ સિદ્ધ કરી આપે છે જ, તદનુસાર ઈ સ ૧૯૫૩મા પુન શ્રી ચદુલાલ પટેલના નિમત્રણથી તેમના પ્રવાસસઘ સાથે કેદાર-બદરીનો પ્રવાસ મને પ્રાપ્ત થયો, અને તેમા ગગોત્તરીથી નીચે ઊતરતા પગે જ કેદાર-ચમોલી-બદરી-ચમોલી નહિ, પરન્તુ બસમા પીપલકોટિ સુધી જઈને પગપાળા બદરી-પીપલકોટિ-ચમોલી-ગોપેશ્વર-તુગનાથ-ઉખી-ત્રિયુગી-કેદાર કરીને, પાછા (પહેલા રહી ગયેલા) ગુપ્તકાશી-રુદ્રપ્રયાગ તથા બસમા દેવપ્રયાગ-ઋષી કેશના નવા માર્ગ ખેડવા મળ્યા આણે ઉત્તરાખડના આ ભાગના પ્રવાસ પરત્વે દૃષ્ટિકોણમા સુન્દર પરિવર્તન તેમ જ સવર્ધન કર્યા, અને માહિતીભાગ પણ વધારે અદ્યતન કરી આપ્યો છે

વળી વસુધારાનો અતિ મહત્ત્વનો પ્રવાસ પણ આ વખતે થઈ શક્યો તે ઉપરાત ગગોત્તરીને પથે સ્ફુરેલુ જે કાવ્ય પ્રથમ મુદ્રણમા સરતચૂકથી મુદ્રિત થતા રહી ગયેલુ, તે પણ યથાસ્થાને મૂકી શકાયુ છે

પુસ્તકની નવી આવૃત્તિનો પ્રસગ આવતા, ન્યૂનતાઓની પૂર્તિ તથા વિશિષ્ટતાઓની પ્રાપ્તિને તેમા સમાવી લેવાની તક, પ્રકાશકોના સૌજન્યથી મે લીધી છે પુસ્તક જે કારણથી જે જનસમુદાય માટે પુનર્મુદ્રિત થાય છે, તે કારણની સપુષ્ટિ તથા તે સમુદાય અર્થે તેની ઉપયોગિતાના સવર્ધનને લક્ષમા રાખીને પુરવણી આમા ઉમેરી છે, ને એકદર સમગ્ર ગ્રન્થને તપાસી-સુધારી વધારવામા આવ્યો છે

આબુ, તા ૧-૧૨-'૫૭ સ્વા. પ્રણવતીર્થ

## અનુક્રમણિકા

# જરૂરી સૂચના, માર્ગમાહિતી

બદરી કેદારની યાત્રામાં સાથે શું રાખવું ખાસ જરૂરી છે, એટલું લક્ષમાં રાખીને અહીં સૂચના કરેલી છે. તે ઉપરાંત પોતપોતાની પ્રકૃતિ, સાધન, સગવડ તથા વૃત્તિ પ્રમાણે તેમાં દરેક પ્રવાસી યથેચ્છ ઉમેરણ કરી લે.

પહેરવા ઓઢવામાં, જેનાથી ઠંડી સહન થતી ન હોય તે બે સ્વેટર, ગરમ કોટ, મફલર, માથે બાંધવા મફલર કે વાંદરા ટોપી, મોજાં આખાં, ગંજીફરાક, અને બંડી; પાથરવામાં ગોદડી અને ધાબળો તથા ઓઢવામાં રજાઈ તથા બે ધાબળા રાખે તો બસ થશે. સામાન્ય રીતે આટલું ઘણું થઈ પડે.

બદલવાના કપડાંની બે જોડ. તેથી વધારેની જરૂર પડતી નથી. યાદ રાખવું જરૂરી છે કે જો ખર્ચમાં કરકસર કરવી હોય તો હરદ્વાર છોડ્યા પછી સાથે કુલ સામાનનો ભાર ૩૦ રતલથી વધારે તેટલો કષ્ટદાયી થઈ પડે છે. એક મજૂર પાકો એક મણ ભાર ઉપાડે. એના ભાવ ઘણા આકરા થઈ ગયા છે. વધારેમાં વધારે બે જણ વચ્ચે એક બોજો હોય તો પોસાય. નાણાંની છૂટ જેને હોય તેની વાત જુદી છે. પ્રવાસસંઘમાં સંઘના નિયમ પ્રમાણે સામાન રાખવો જોઈએ કેમ કે પ્રત્યેક વધારાના રતલે સારી જેવી વધારે મજૂરી આપવી પડે છે.

સંઘમાં તો નાસ્તાના ભાથા ઘણા જોઈએ નહિ. વળી માર્ગમાં ચાલતા ઝરણાંના પાણી ન પીવાં, અને પીવું જ પડે, તો બે ચાર મરી ચગળીને ઉપર પીવું. કોઈને કોઈ રૂપમાં લીંબુ સારું, કેમ કે વધારે ઊંચાઇએ આ ઠંડી હવામાં ફેર વગેરે જણાય ત્યારે એ તરત કામ આપે છે. સૂંઠ-ગોળ-ઘીનું સેવન બની શકે તો રોજ કરવું. ગોળ-ઘી રસ્તામાં મબલખ મળે છે.

નસમાં ટર આવતા હોય તેને માટે પણ લીંબુ સારું કામ આપે છે. મોડામિન્ટની ટીકડીઓ પણ સહાયક છે, અને લવિંગ પણ ખરા.

દવાઓમાં ક્વીનીન અથવા પેલુડ્રીનની ગોળીઓ, એનાસીનના પડીકા, થોડું થોડું આયોડિન તથા બેનઝોઈન, મરડા તેમ જ ઝાડા માટેના ઉપાયો, અમૃતધારા અને પેઈનકિલર, જખમ ઉપર બાંધવાનું થોડું રૂ અને પાટા કરાય એવું કાપડનું કપડું, આયોડેક્સ, બામ, હરડે કે હીમજનો થોડો ભૂકો વગેરે વસ્તુઓ થોડી થોડી રાખવી જોઈએ. બાકી આ જમાનામાં દવાઓનું જોર એટલું વધી પડ્યું છે કે સામાન્ય રીતે અભણ અને ગામડાંના ગણાય એવાં સ્ત્રીપુરુષો પણ અનેક દવાઓનું સેવન કરતા બની ગયા છે એટલે કોઈ દવાઓ સાથે રાખવામાં કચાશ નહિ જ રાખે! એક અનુભવી ડાક્તર કે વૈદની સલાહ અનુસાર શરદી, મરડો, ઝાડા, કબજિયાત, ફેર, વાયુ, તાવ, ખાંસી, ન્યુમોનિયા ઇ૦ના ઇલાજો સાથે રાખવા જોઈએ અને લૂછવા પૂછવા માટે થોડા ગાભા!

શરીરની, ખાસ કરીને પેટની કોઈ પણ પ્રકારની અસ્વસ્થતાની ઉપેક્ષા ન કરવી. કોઈ પણ કારણથી, "ખાવા નહિ દે" એવા ભયથી, કે "એમાં શું" એવી બેદરકારીથી પણ પેટની રજ જેટલી ય ફરિયાદ થાય તો આંખ આડા કાન ન કરતાં તરત ઈલાજ કરવા, ને જીભ ઉપર સખત લગામ મૂકી દેવી. બદરીની યાત્રામાં જે કોઈ ધક્કા યાત્રીને લાગે છે તે બધાની જડ ઝરણાંનાં પાણી અને ખાવાના અસંયમમાં છે. બીજા કોઈ કારણે કોઈ વધારે માંદું પડતું નથી. રસ્તાની મીઠાઈઓને તો નજીકમાં ફરકવા પણ ન દેવી. ભૂખ લાગે તો ચણા મમરા સારા, પણ માર્ગના મીઠાઈ ભજિયા કોઈ હિસાબે નહિ. સ્વાદની તિતિક્ષા વગર આ યાત્રા જીવલેણ નીવડવાની દહેશત પૂરી રહે છે.

દરેક યાત્રીએ સામાનની ચડઊતર વખતે પોતાના સામાનની ચોકસાઈ જાતે કરી લેવી, કે જેથી તે અંગે કચવાવાનો પ્રસંગ ન આવે.

—સ્વા૦ પ્ર૦

એના ગુપ્ત બની ગયેલા સંસ્કારો એ ધરતી ઉપર પગ ધરતાંની સાથે તરત જ સળવળીને ચિત્તની સપાટી ઉપર તરી આવીને પ્રગટ થાય છે, એવો મારો સ્વાનુભવ છે ત્યાં મેં જેનો અનુભવ કર્યો તેટલા બધો સહજ આનંદ, એટલી બધી ઘરવટની ભાવના, એટલું મધુ નિરાંત જીવાપણું મને બીજા કોઈ પણ સ્થળે લાધ્યાં નથી એ સમગ્ર પ્રવાસ દરમ્યાન મને નિરંતર એવી જ ભાવના રહ્યા કરતી હતી, કે આટઆટલા ભવ પરભૂમિઓમાં ભટકી ભટકીને હવે થાક્યોપાક્યો પાછો અંતે છેવટની વિશ્રાંતિ માટે મારે ઘેર જાઉં છું, ને હવે પછી મારે બીજે ભટકવાપણું નહિ રહે એ વિસ્તૃત તથા કષ્ટદાયી પર્યટનમાં પણ મારા ચિત્તને સાચે જ અપૂર્વભૂત શાંતિ, સ્વસ્થતા અને વિશ્રાંતિનો અનુભવ થતા કરતા હતા વળી એ પ્રવાસ વિચારપૂર્વક અને પ્રયત્ન વડે યોજાયેલો નહોતો પરંતુ સહસા, યદૃચ્છાથી ઉપસ્થિત થયેલો હતો, એ એનું વિશેષ આહ્‌લાદાયક તત્ત્વ હતું

કેવી રીતે, ક્યા સંજોગોમાં, શા માટે એ ઘટના બની હતી?

× × ×

“ઓમ્!” હૃષીકેશ મહાશુભસ્થાને, દેવકીબાઈની ગુજરાતી ધર્મશાળામાં મારી ઓરડીમાં બેઠો બેઠો હું કોઈ ઉપનિષદ્‌વચનને યથાર્થ સમજવાની ગડમથનમાં મગ્ન હતો, ત્યાં બહારથી લલકારો સંભળાયો

તરત પ્રત્યુત્તર આપીને હું [illegible]થી ઊભો થયો, કેમ કે એ આનંદમસ્ત લલકારને મેં ઓળખ્યો—સ્વામી આત્માનંદ સરસ્વતી! મેં બારણું ઉઘાડ્યું, તો સ્વામી આત્માનંદજી સામે સસ્મિત ચાલ્યા આવતા હતા એમની નાનકડી પણ સ્ફૂર્તિવાળી કાયા હંમેશના જેવી સરળ આનંદથી ભરેલી હતી એમણે મને જોઈને મોટેથી સૂચના કરમાવી, “ચલો, રમેશભાઈ, બાંધો બિસ્તર, ઔર નીકલો બાહર!”

"સ્વામીજી, મારો બિસ્તર તો સહેજ બાંધેલો તૈયાર જ રહે છે, ને બહાર પડવાનું હવે મારે શું બાકી છે? માત્ર આપની આજ્ઞાની જ રાહ જોતો હતો. પણ એક નાનકડો પ્રશ્ન પૂછું? નજીવી બાબત છે. તો યે કહો તો પૂછી લઉં, કે મારે શા માટે બિસ્તર બાંધવો, ને બહાર ક્યાં નીકળી પડવું?"

હસીને સ્વામીજીએ કહ્યું, "એ "શું" અને "ક્યાં" વળી શું? તમારે ચાર ધામ જવું છે, ને સાથી જોઈએ છે, લ્યો, હું તમારે માટે એ સાથી લાવ્યો છું, એ ચાર ધામ જાય છે, ને વળી આવતી કાલે જ રવાના થાય છે. માટે થાઓ તૈયાર!"

'વાહ વા જી વાહ! સ્વામીજી આપે તો કમાલ કરી! ગાઈ રે ગાઈ, માગી લે તારો ભાઈ! ભલે, જેવી આજ્ઞા."

સ્વામીજીની પાછળ ઊભેલી બે વ્યક્તિઓ મેં જોઈ. એમાંના એક હતા મનરામજી, સકુતૂહલ હાસ્યથી એ મારા તરફ જોઈ રહ્યા હતા. બીજા હતા એકવડી કાયાના ને ઊંચાઈમાં ઠીક ઠીક એવા યુવાન. બન્ને દક્ષિણ ભારતીય હતા એ કહેવું પડે તેમ નહોતું.

મેં એમને મારી ઓરડીમાં નિમંત્રીને આસન આપ્યાં. એ સજ્જનોએ પણ ચાર ધામની યાત્રાનો નિર્ણય કર્યો હતો. અને આત્માનંદજી મળી જતાં, એમણે મારી વાત કાઢી હતી. આવી રીતે મારા યાત્રાસાથીઓનો મને સહસા મેળાપ થઈ ગયો હતો.

લગભગ બે મહિનાથી હું હૃષીકેશમાં રહેતો હતો. વડોદરાની નોકરીએ મને જે મોટામાં મોટો લાભ આપ્યો, તે નિર્વેદને વધારવાનો હતો. परीक्ष्य लोकान्कर्मचितान् એવું શ્રુતિમાં કહેલું છે. એ પરીક્ષા બ્રાહ્મણને નિર્વેદ પમાડે છે, મારે માટે એ કાર્ય વડોદરાની નોકરીએ કર્યું હતું, ત્યાંથી રાજીનામું આપી રેલ્વેગાડીમાં હું સીધો હૃષીકેશ જઈને રહ્યો હતો. ત્યાં રહેતાં રહેતાં એપ્રિલ મહિનો પાસે આવ્યો.

એટલે ઉત્તરાખંડની યાત્રાના ભણકારા વાગવા માંડ્યા. બદરીનારાયણનો પટ અમુક તિથિએ ખૂલે છે, ને કેદારનાથનો અમુક તિથિએ, ગંગોત્તરી તથા યમુનોત્તરીના પટ વળી અમુક દિવસે ખૂલે છે, ને યાત્રા વીસમી એપ્રિલની આસપાસ શરૂ થશે...એવી ચર્ચાઓ હૃષીકેશમાં ચાલતા માંડી

હૃષીકેશ ઉત્તરાખંડની યાત્રાનું હૃદય છે. બધી મુખ્ય યાત્રાઓ ત્યાંથી જ શરૂ થાય છે, અથવા તો ત્યાંથી જ એનો માર્ગ પડે છે. બાબા કાલી કમલીવાલાનું ક્ષેત્ર એ બધી ઉત્તરાખંડની યાત્રાઓનું જાણે કે કેંદ્ર છે યાત્રીઓના આગમન માટે ધર્મશાળાઓ, દુકાનદારો, હાટડીવાળાઓ, હલવાઈઓ વગેરેની તૈયારીઓ થવા લાગી.

મને વિચાર આવ્યો, કે હું યે ભેગાભેગી બદરી-કેદારની સફર કરી આવું એ પ્રવાસોની વિકટતા વિષે મે ઘણું ઘણું સાંભળ્યું હતું, ને વાંચ્યું પણ હતું. મારા કુટુંબમાંથી પણ કેટલાક એ યાત્રા કરી આવેલા હતા ઘણા વરસથી મારી ઇચ્છા હતી કે હિમાલયને જોવાય તેટલો જોઈ લેવો છે ખરો, અને હવે છેક હૃષીકેશ સુધી આવીને બેઠો છું, તો આવી હાથ આવી તક શા માટે જવા દેવી ?

જો બની શકે તો કોઈ સાથસંગાથ શોધી લેવો, ને નહિ તો ઝોળી ઉપાડીને એકલા નીકળી પડવું, એવા વિચાર હું કરતો હતો. છેવટે માત્ર બદરીનારાયણ જ જઈ આવવાનું મનમાં નક્કી કર્યું. ત્યાં ગયા પછી આગળનો વિચાર કરી લેવાશે એવું ધાર્યું ને પછી શું સામાન લેવો, ને તે કેમ બાંધવો, એની ભાંજગડમાં હું પડ્યો.

એ તૈયારીઓ ચાલતી હતી, ત્યાં જ્ઞાનસાધન આશ્રમ (આજોલ, ઉત્તર ગુજરાત)થી સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થજીનો પત્ર આવ્યો. એમાં એમણે સૂચના કરી હતી, કે જો ઉત્તરાખંડની યાત્રા કરવી ધારી જ છે, તો પછી ચારે ધામની શા માટે ન કરવી ?

હું તૈયાર તો થઈ ગયો પરંતુ મને વિચાર આવ્યો, કે ચોવીસ કલાકની મહેનતની જરૂર આવી મહાન યાત્રાની તૈયારી માટે ન હોય? જે ખરીદવુ હોય કે મેળવવુ હોય વસ્તુઓ ભેગી કરવી હોય થોડ વિચારવુ હોય એ દિવસમા ન બહુ મોડુ થઈ જવાનુ હોય?

અમારા સ્વામી (હવે પછી મારા સંન્યાસી સાથીનો નિર્દેશ 'સ્વામી'ની અને બીજા સાથીનો 'ભાઈ''ની સંજ્ઞાથી કરીશુ–) બોલ્યા, 'બસ મારુ આવતી કાલે બુધવાર છે મારે બુધવાર અને શનિવારનુ માહાત્મ્ય છે બુધવારને ગયે ભલે આપણે શનિવારે નીકળીએ ત્યા સુધીમા સહુએ તૈયાર થઈ જ જવાનુ છે હુ તો ધૂની માણસ છુ મને ધૂણી ગોદડી એક ને પછી બીજુ કશુ જોવાની મને ટેવ નથી"

એવી રીતે શનિવાર નક્કી થયો, ને એવી રીતે એના બદરી-નારાયણની મુલાકાતે ને યમુનોત્તરી, ગંગોત્તરી, અને કેદારનાથને પણ આવરીમા લેવાનો સંકલ્પ ઊભો થયો

વળી એમ પણ અમે ઠરાવ્યુ હતુ કે પોતપોતાનો સામાન બનતા સુધી જાતે ઉપાડીને જ ફરવુ જે સાહસ અમે ઉપાડ્યુ હતુ તેની વિકટતાનો અમે વળી ઘણી રીતે વિચાર કર્યો હતો તેમ છતા કંઈ વધારે પડતા આત્મવિશ્વાસ અને ઓછા પડતા અનુભવે અમારી કલ્પનાને જરાક વધારે પડતો ગુલાબી રંગ ચઢાવી દીધો હશે, તેને લીધે જ અમે અતિઆશાવાદી બનીને જાતે સામાન ઉપાડીને ચાલવાના મનોરથ ઘડી બેઠા હતા

અમે બબ્બે થેલીઓ તૈયાર કરી હતી, ખભે લટકાવાય એવી મોટી ખાખી મોટી અને મજબૂત થેલીઓ હતી તેમાની એકમા મે બિસ્તર સમાવી દીધો ને બીજીમા કપડા વાસણો તથા પરચૂરણ જરૂરિયાતની વસ્તુઓ ભરી લીધી સાથે એક લોટો પણ લીધો

આ વાત થઈ હતી તા ૨૦મી એપ્રિલે, મારા નિરો નીકળવા ધારેલા હતા શુક્રવાર તા ૨૧ મીએ, અને છેવટે નક્કી થયું નીકળવાનું શનિવાર તા ૨૪મીએ

નદીની આ વખેરાયેલી વસ્તીની ટુક તથા મેવકો સાથીઓ ની ઓળથી નવાણી મળેલી, મોજ અને મજાની પળો, ક્રાંઉ બગલાઓમાં ઊતરતા ચીતરતા, હાથ દબાવતા, જે જોઈએ તે તરત પામતા, ખમ્મા ખમ્મા થતા, નાણાં વેરતા, ડોળી પાલખીમાં બેસતા એવિ— રીતે દર્શનવાનો અમારો આ પ્રવાસ નહોતો અમારે તો બે પગ અને એક મનના જોરે, વગર સાધને, વગર મદદે આ પર્યટન દરમ્યાન કરવું જ્યાં મળે ત્યાં રોટલા ખીચડી ખાઈને, બને તેટલા ઓછા ખર્ચે અમારે તિતિક્ષાપૂર્વક આ પ્રવાસ ખેડવાનો હતો મારી પાસે ક્રમ્બળમાં સામાન સહનારા એક જ જોડ હતી ઓઢવામાં બે ધાબળા હતા ગરમ કપડામાં એક ગરમ બનીઆન અને એક ગરમ પુલ ઓવર જ હતા અને એક જોડ જોડા

ખાવાની ચીજમાં ચપટીક સત્તનો (શેકેલો ઘઉં-જવનો લોટ) સાકર) ને થોડી ખાંડ, એટલું જ હતું અડીઓડીએ નામ લાગે એવી નાનકડી નાળીઓમાં થોડી દવાઓ હતી, એસ્પ્રો, પેલ્યુડ્રીન, આયોડિન, ગ્લૂકોઝ (પ્રથમ તેમજ ગ્રીફી), સેપાકિન આલા-ગાર્ગલ, ખદિરાદિ વટી, ક્રમ્બી, અમૃતધારા તથા ગમઅભાગ્રકની લાકડી, ૩, પારા, આયોડેકસ ઈ ઈ

આ તો મેં શું લીધું તેની વાત થઈ પરન્તુ શું લેવું જોઈએ, એ "ગાડી સુરતા, માર્ગ આદિની" માં જ્ડી ચૂકયો છું

રોકડ રકમમાં મારી પાસે રૂા ૨૦૦ અંકે ગમો પૂરા હતા એથ કદાચ પૂરા ગમો નહિ હોય, એમાં થોડું પરચૂરણ ખૂટતું હશે! એ રકમ ઉપર મારે આ ચાર મહાધામની યાત્રા દરમ્યાન તારા ખિન્ના કરવાના હતા

આ મર્યાદા મેં વિચારપૂર્વક બાંધી હતી લહેરીલાલા જેવી મુસાફરી મારે અહીં નહોતી કરવી હિમાલયનું પર્યટન મારે બને તેટલી વધારે સાદાઈ અને શક્ય તેટલા ઓછા સાધનોથી કરવું હતું, કેમ કે એમ કરવાથી હિમાલયના ભ્રમણનો યથાર્થ લાભ મળી શકે છે, એની ખરી મજા પ્રાપ્ત થાય છે, એના વાસ્તવિક રહસ્યની જગાડ પણ ઝાંખી સાંપડે છે, એવું ત્યારે મને મારું માનવું હતું, અને હજુયે છે.

ધનની ગરમીમાં માણસ ગમે ત્યાં જઈ શકે છે, યથેચ્છ વિહાર કરી શકે છે પણ તેમ કરવામાં એ વિહારનું તાત્પર્ય એ ચૂકી જાય છે—he misses the point હિમાલયનો ખોળો ખૂંદતાં જે સામાન્ય તકલીફો પડે, અમુક હદે જે અડચણો નડે, તેને પહોંચી વળવામાં, એને પાર કરવામાં જ આવી આત્મલક્ષી સફરનો ખરો આનંદ સમાયેલો હોય છે એવી કસોટીઓના મુકાબલા શ્રેયસ્કર છે તેનાથી અંતર્ગત શક્તિઓ કસાય છે, અને વિકસે છે. પ્રવાસ જેટલો વધારે સ્વાશ્રયી અને જેટલો ઓછો પરાવલંબી, તેટલો એ વિશેષ ફળપ્રદ બને છે

આ બધું મનથી નક્કી કરીને જ મેં મારે માટે જે તે બાબતની સીમાઓ બાંધી લીધી હતી

કેમકે એ ભ્રમણનો મુખ્ય હેતુ હતો એના આધ્યાત્મિક મૂલ્યોનો કસ કાઢવાનો, અને કેટલેક અંશે, તિતિક્ષાની દૃષ્ટિથી એનો આનંદ લૂંટવાનો, ખરેખરા આવશ્યક લેખાય તે કરતાં વધારે સુખસગવડના સાધનોથી સુસજ્જ બનીને ફરવાનો નહિ

જો આ મહામૂલ્યવાન યાત્રાને સાચે જ લોકપ્રિય તથા આમભોગ્ય બનાવવી હોય, એનો ફાયદો ભરતખંડના સામાન્ય જનસમાજને ઉપલબ્ધ બને તેવું વાતાવરણ પ્રકટાવવું હોય, તો આ પ્રકારની દૃષ્ટિએ એની મજાનો સાર્વજનિક પ્રચાર થવો જોઈએ, નહિ લખેશરીની ધનમત્ત દૃષ્ટિએ, તેમ નહિ બીજે છેડે નાગા ફકીરની સાવ નાપર્વા દૃષ્ટિએ.

પ્રવાસ દરમ્યાન, જ્યાં અને જ્યારે બની શક્યું ત્યાં અને ત્યારે, લખવાનું જે કંઈ સાધન ઉપલબ્ધ હતું તેનો ઉપયોગ કરીને અનુભવો તથા વિચારોનું ટાંચણ હું નિત્યનોંધ રૂપે કર્યા કરતો હતો. એ નિત્યનોંધના થોડા પાના, તે જ આ નાનકડું પુસ્તક.

હિમાલય અતિ વિશાળ વિસ્તારમાં પથરાયેલો છે. દોઢેક લાખ ચોરસ માઈલ જેટલી ભૂમિને તે આવરી રહેલો છે. તેમાં ગઢવાલને નામે ઓળખાતો પ્રદેશ પુરાતન છે. એ ભૂમિ તે આર્ય સંસ્કૃતિના જન્મ તથા વિકાસનું મૂળ ક્ષેત્ર. એ ઉત્તરખંડ તથા કેદારખંડને નામે પણ પ્રસિદ્ધ છે. પદ્મ તથા સ્કંદ પુરાણોએ એ જ તપોભૂમિના માહાત્મ્ય ગાયા છે. ઋષિમુનિ, દ્રષ્ટા, કવિ, શાસ્ત્રકાર, સ્મૃતિકાર, દર્શનકાર આદિનો પ્રિય એવો એ જ પવિત્ર પ્રદેશ હતો, અને એનું જ પર્યટન પ્રત્યેક ભારતીયના જીવનની ઇતિકર્તવ્યતા મનાતું આવેલું છે. આ પ્રવાસને કદાચ "હિમાલયનો પ્રવાસ" શબ્દાર્થની દૃષ્ટિએ કહેવો વધારે પડતો ગણાય. આપણે એવો દાવો કરવો પણ નથી. માત્ર એટલું જ કહેવું છે, કે જેને શાસ્ત્રો અને પુરાણો ઉત્તરખંડ કહીને વર્ણવે છે, તેની જે શ્રેષ્ઠ યાત્રા ગણાય છે, તેના થોડા અનુભવો આ ટૂંકી નોંધમાં સમાવવાનો આ પ્રયત્ન છે. અને તે માત્ર એટલી જ આશાથી, કે ગુજરાતના નરનારીઓના ચિત્તમાં એ પર્યટન પરત્વે અભિમુખતા પ્રકટે અને તેના સેવનથી ગુજરાતીઓ આજ છે તેના કરતાં વધારે પ્રાણવાન, વધારે વીર્યવાન, વધારે સાહસપ્રિય, વધારે સહનશીલ અને વધારે તેજસ્વી બને.

આ નોંધ લખાતી હતી તે વખતે તેની પ્રસિદ્ધિનો ખ્યાલ મૂળ બિલકુલ નહોતો. ઊલટ, એ કેવળ સ્વાધ્યાય માટે જ હતી, અને તેમાં આધ્યાત્મિક ચિંતન, મનન તથા અનુભવોનો ઉલ્લેખ જ કરવાનો મારો ઇરાદો હતો. સ્થૂલ પ્રવાસવર્ણન તેમાં ગૌણ સ્થાને હતું. કોઈના વાચન માટે એનું પ્રયોજન હતું જ નહિ. પરંતુ જે થોડા નિકટવર્તી

સજ્જનોના જોવામા એ નોધ આવી, તેમના આગ્રહને માન આપીને જેવુ તેવુ પણ પ્રવાસવર્ણનનુ રૂપ એને મે અહીં આપ્યુ છે તેમાથી અધ્યાત્મનો ભાગ હળવો કરી નાખ્યો છે, તો પણ મૂળ વસ્તુ એનાથી જ વ્યાપ્ત હોવાને કારણે હૃદયે એમા એ દૃષ્ટિના ઝોકવાળા વિચારોનુ બાહુલ્ય વાચકને જણાય એ સભવિત છે

આ ગ્રથ નથી ભોમિયાગ્રથ જેવો નથી જ, ભૂગર્ભિત, ભોમિયાપણુ કરવાનો એનો દાવો જરા પણ નથી તેમ છતા, છેક ૧૯૪૮ની સાલનો એ પ્રવાસ છે, અને તેમા પ્રસ્તુત માહિતી બને તેટલી યથાસ્થિત રીતે રજૂ કરવાનો સહેતુક પ્રયત્ન છે એટલે એ માહિતી ગુજરાતી યાત્રીને ઉપયોગી અને આધારપાત્ર બની રહેશે એ નિર્વિવાદ છે

ઉત્તરાખડના અત્યારના પ્રવાસ માટે આધારભૂત લેખી શકાય એવો કોઈ ભોમિયો કોઈ ભાષામા હાલ વિદ્યમાન નથી બ્રહ્મચારી ચક્રધર નામના એક મહેતુ સજ્જને ઈ સ ૧૯૩૬ના અરસામા "બદરી-નાથની યાત્રા" નામની ભોમિયાચોપડી લખી હતી તે સમય માટે એ પુસ્તક અણમોલ હતુ એનો અગ્રેજીમા તરજુમો પ્રસિદ્ધ થયેલો છે. બીજી કેટલીક ભાષાઓમા પણ તેના ભાષાન્તરણો થયેલા છે, પરતુ એ બધા તેના ઈ સ ૧૯૩૬ના લખાણના જ ભાષાતરે છે તે પછી એની અનેક આવૃત્તિઓ નીકળી છે મારી પાસે છે, તે છેક ઈ સ ૧૯૪૭ની છે, પરતુ તે એકેયમા એ ઈ સ ૧૯૩૬ના પથવર્ણનને ફરી તપાસવાની અગર તે પછી યાત્રાના સજોગોમા થયેલા અનેક ફેરફારોને તેમા દાખલ કરવાની ચેષ્ટા સરખી કરાઈ નથી એને લીધે ઘણે સ્થળે એ ચોપડી અજાણ્યા પણ ભોળી તથા આડે રસ્તે દોરવનારી માહિતી હજી પણ આપ્યા કરે છે. એને જો અદ્યતન બનાવવામા આવે, તો બ્રહ્મચારીજીનો ભોમિયો ખરેખર મહાન પરોપકારી બની જાય પરતુ એવી તકલીફ ઉઠાવવાની કોઈને પડી લાગતી નથી.

ઉત્તરાખંડનાં ચારેય ધામની યાત્રાનાં વર્ણનનાં ઉચ્ચ કક્ષાનાં પુસ્તકો ગુજરાતી ભાષામાં જૂજ છે; છે જ નહિ એમ કહીએ તોયે ખોટું નથી. શ્રી. દ. બા. કાલેલકરની "હિમાલયની યાત્રા"ની નવજીવન પ્રેસે સં. ૧૯૭૯માં પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ મારા જોવામાં આવી અને લાગ્યું કે કાકાસાહેબે જો એ યાત્રાને વર્ણવી હશે, તો પછી તેના આત્મલક્ષી પાસા વિષે તો ખાસ કહેવાનું મારે નહિ રહે; કેમકે એમના કરતાં વધારે સારગ્રાહી, સુંદર અને મર્મસ્પર્શી રીતે પ્રવાસવર્ણન કરનારા લેખકો ગુજરાતીમાં કેટલા અને કોણ છે? પરંતુ મેં દિલગીરી સાથે જોયું કે આ સુંદર પુસ્તકમાં, એ ચાર ધામના પર્યટનની ઇચ્છા વારંવાર પ્રદર્શિત કરેલી હોવા છતાં, તેના પ્રવાસનું વર્ણન આપેલું નથી. બીજા અનેક તીર્થોનો તેમાં નિર્દેશ છે, પરંતુ "ઉત્તરાખંડનો પ્રવાસ"વાળા ખંડમાયે યમુનોત્તરી, ગંગોત્તરી, કેદારેશ્વર કે બદરીનાથની મુસાફરીની નોંધ મારા જોવામાં આવી નહિ. કદાચ અન્યત્ર હશે તો તે મારી જાણમાં નથી. વળી એ પ્રવાસને ય પચીસ ઉપર વરસ થઈ ગયાં હોઈ હવે સંજોગો બહુ બદલાયા છે.

શ્રી. નાનજી કાલીદાસનું "તપોભૂમિ બદરીકેદાર" માત્ર કેદારનાથ અને બદરીનારાયણની, પ્રમાણમાં સરળ એવી તીર્થયાત્રાની જ માહિતી આપે છે. અને તે પણ એક બુદ્ધિમાન અને કદરદાન છતાં ધનસંપન્ન યાત્રીના દૃષ્ટિબિંદુથી. એવું દૃષ્ટિબિંદુ રાખવાનો એમનો આશય તો ન જ હોય, પરંતુ એ વસ્તુ એવી સૂક્ષ્મ છે, કે ન સમજાય તેવી રીતે પણ એ કલમમાં શાહીની સાથે ઊતરી આવે છે, ને લખાણમાં છદ્મવેષે વ્યાપે છે. તો યે, માત્ર બદરીકેદારની યાત્રાની માહિતી તરીકે એ પુસ્તક એટલું બધું ચીવટપૂર્ણ અને આધારભૂત છે, કે આ નોંધોમાં એ પંથને લગતી વિગતો ઝીણવટથી આપવાનો પ્રયત્ન કરવાની મને જરૂર પણ જણાઈ નથી.

પરંતુ શ્રી ડુંગરશી સંપટની સર્વગ્રાહી નજરે આ ક્ષેત્રમાં પણ લાક્ષણિક ઢીણવટથી પોતાનો ફાળો આપેલો છે આ વિસ્મયકારક વૈવિધ્યવાળા વિપુલ સાહિત્યના ઉત્પાદક સજ્જનનો ૧૯૩૨ની સાલમાં છપાયેલો ગ્રંથ "હિમાલયના પુણ્યપ્રદેશમાં" આનંદસહિત આશ્ચર્ય ઉત્પન્ન કરે છે એ ભૂલનો નહોઉં તો. એમની યાત્રા ઈ સ ૧૯૨૮માં થઈ હતી તેમણે ગંગોત્તરી તથા યમુનોત્તરીનો પ્રવાસ પણ કરેલો છે એમનું યાત્રાવર્ણન યાત્રાના બાહ્ય તેમજ આંતરિક, બન્ને પાસાંને સ્પર્શે છે કેટલાક સ્થળોનું તેમણે ચોકસાઈપૂર્વક વર્ણન આપેલું છે પરંતુ ઈ સ ૧૯૨૮ એ ઈ સ ૧૯૪૮ નથી તે પછી તો એ યાત્રાના પ્રકારમાં ઘણા મોટા ફેરફાર થઈ ગયા છે તે વખતની સ્થિતિમાં હવે ઘણીખરી બાબતોમાં ન ઓળખાય તેવા પરિવર્તન થઈ ગયા છે વળી તેમાંયે, મેં ફરી તે વખતે આ યાત્રાની કઠિનાઈઓમાં સવિશેષ ઉમેરો થયેલો હતો સંપટજી યમુનોત્તરીને માર્ગે દૂધ અને માવામિઠાઈ મળવાની વાત કરે છે અમને એ પંથમાં દૂધ કોઈ કોઈ સ્થળે સોગન ખાવા પૂરતું મળતું હતું પણ તે ગાયનું અને વળી પાણી જેવું તેમજ ઘણું મોંઘું મળતું હતું ગંગોત્તરીના પંથે કોઈ કોઈ સ્થળે સરસ દૂધ ઠીક ઠીક સસ્તું મળ્યું હતું, પણ મોટે ભાગે એ દુર્લભ અને અતિમોંઘું હતું, પણ તેમાં યે, માવા-મિઠાઈ! છેક ધરાસુ ચટ્ટીમાં અમે પહેલવહેલો માવો દીઠો હતો ડુંગરશી ભાઈએ હરદ્વારથી ચાર ધામનો મજૂર માત્ર રૂા ૬૦માં કર્યો, પણ આજે છેક મસૂરીથી પણ રૂા ૩૦૦થી ઓછે મજૂર નથી મળતો ! પણ એમ તો પાનેપાને ફેર પડેલો દેખાય છે સંપટજી અમારા કરતાં વધારે નસીબદાર હતા, એ નિઃસંશય છે વળી, સાધનસંપન્નતાનો યે ફરક પડ્યા વિના ન રહે મારો પ્રવાસ આજના નિમ્ન જમાનામાં મારા જેવા અલ્પ સાધન પરંતુ મસ્ત ઇચ્છાવાળા ધૃષ્ટ માનવીઓને ઉપયોગી થઈ પડે તે પ્રકારનો હોવાથી, એ બાબતમાં યે ડુંગરશીભાઈના શ્રીમંતાઈથી સૌમ્ય અનેના અનુભવ કરતાં તેમાં પુષ્કળ જુદાપણું આવ્યા વિના નથી રહ્યું.

ટૂંકામાં, હું જાતે ઘૂમ્યો ત્યાં સુધી, જમુનોત્તરી, ગંગોત્તરી, કેદારનાથ અને બદરીનાથ, એ ચાર ધામોના પ્રવાસને લગતી વિગતવાર અદ્યતન માહિતી તથા તેમાં પ્રાપ્ત થતા આધ્યાત્મિક વગેરે આનંદ-લાભોનો જનસમાજને હિતાવહ પ્રકારે ખ્યાલ આપે એવો કોઈ ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલો નથી. આ ગ્રંથસ્થ નોંધ એ ખોટ થોડા સરખા પ્રમાણમાં પણ પૂરી પાડશે એવો મને વિશ્વાસ છે. પરંતુ મને તેથી પણ વધારે મોટી આશા તો એ છે, કે એનાથી બીજાં વધારે સમર્થ લેખન-શક્તિવાળાં ગુર્જરગિરાનાં નરનારીઓ એ પ્રવાસ ખેડવા તથા આના કરતાં વધારે વિશાળ પાયા ઉપર પોતાના અનુભવોને ગ્રંથસ્થ કરવા પ્રેરાશે. ઉત્તમ કોટિનું પ્રવાસસાહિત્ય આપણે ત્યાં લગભગ છે જ નહિ, આપણી સાહસપ્રિયતાની એ પારાશીશી છે, એ સ્થિતિ ક્યાં સુધી આપણે નિભાવીશું?

બીજી એક વાત: ઉત્તરાખંડની યાત્રાનો શાસ્ત્રીય લેખાયેલો અમુક નિર્ણીત ક્રમ છે. એ યથાસ્થિત સચવાય એ બહુ ઇચ્છવાયોગ્ય છે. વર્તમાન દેશકાળની સ્થિતિ જોતાં એનું સાંગોપાંગ પાલન મારાથી થઈ શકેલું નથી, પરંતુ તેને માટે મને ખાસ અફસોસ પણ થતો નથી. અફસોસ થવો પણ યોગ્ય નથી. કેમકે આ પ્રવાસ મેં વેદિયા નજરે કર્યો જ નથી. મારે મન, આ પવિત્ર ભૂમિમાં પ્રત્યેક પદાર્થનું યાત્રારૂપ હતું. આ મહાપ્રવાસના હાર્દને, તેની ગુહાઓમાં છુપાયેલા રહસ્યને જ મેં લક્ષ્ય કર્યું હતું. જેને શાસ્ત્રીયતાની ચીવટતા હોય, એ ભલે રાખે, પરંતુ એનું અનુસરણ શક્ય ન હોય, તો એની ચિંતા કોઈએ કરવી ન ઘટે.

દાખલા તરીકે, ટિહરીના રાજા પોતાને બદરીવિશાલના અવતાર મનાવતા આવ્યા છે. એમની પ્રેરણા નીચે એવી માન્યતાને "શાસ્ત્રીય પ્રમાણ"ની મહોર મળી રહી હતી, કે આ યાત્રા હૃષીકેશથી પ્રથમ ટિહરી જઈ, ત્યાં બદરીવિશાલના અવતાર ટિહરી દરબારનાં દર્શન કરીને, પછી

જ શરૂ કરી શકાય! આજે અતિ પરિશ્રમપૂર્વક પ્રવર્તાવાયેલા આ વહેમને ક્યાં સ્થાન છે? આજે ટિહરીનું રાજ્ય હિંદ સરકારમાં યુક્ત થવાની તૈયારીમાં છે. ટિહરીમાં પ્રજામંડળ સત્તા ઉપર છે. ત્યાંના રાજાઓના અંધેર ગેરવહિવટો, અંધારામાંથી બહાર નીકળીને પ્રકાશમાં આવ્યા છે. કદાચ ટૂંક સમયમા રાજાપણાના કહેવાતા ઈશ્વરપણાનો વહેમ ટિહરી જેવા પછાત અને જુનવાણી માનસવાળા પ્રદેશમાંથી પણ નષ્ટ થઈ જશે. વાસ્તવમાં, જમાનો એ રાહે જ જઈ રહેલો છે.

અને એવા સમયમાં યાત્રાની શાસ્ત્રીયતામાં ઘુસાડીદે વાયેલું ટિહરીનું સ્થાન ક્યાં, કેવી રીતે, અને કેટલો સમય રહેવાનું? સંપટજીએ પણ હરદ્વારથી મસુરી જઈને ત્યાંથી જ યાત્રા માંડી હતી.

વળી બસ-સર્વિસોએ પણ એ "શાસ્ત્રીય" પંથોની રેવડી દાણા-દાણ કરી મૂકી છે. એની સગવડ, તે જ યાત્રાની શાસ્ત્રીયતા, એમાં કોઈનું કશું ડહાપણ ચાલતું નથી. એ મારો અનુભવ છે. દેશકાળને અનુસરીને, જે કૈં થાય છે તે યોગ્ય જ થાય છે એમ કહેવા સિવાય બીજો કોઈ વ્યવહારુ માર્ગ આપણી પાસે છે ખરો?

ઉત્તરાખંડનું ભ્રમણ અને હિમાલયનું સેવન, તેના આંતરિક હાર્દની કદરપૂર્વક થાય, એ જ મોટી અને મુખ્ય વાત છે. બાકી વ્યક્તિગત વૃક્ષો જોવામાં વન જોવું રહી જાય, તેમજ સમગ્રપણે વન જોવામાં વૃક્ષોને નીરખવાનું બની શકે નહિ, એવી પરિસ્થિતિથી બચવું, અને શક્ય તેટલા પ્રમાણમાં ઉભયનું નિરીક્ષણ કરી લેવું એ જ પ્રત્યેક પ્રવાસનો મુખ્ય આશય હોવો ઘટે; એ દૃષ્ટિએ આ નોંધ સાદર થાય છે, અને મેં જે મોજની લૂંટ મેળવી છે, તે પ્રસન્નતાને તમને...તમને... તમને, સર્વને વહેંચીને ખાવામાં મને વળી ઓર આનંદ આવશે.

ડુંગરશીભાઈનું પુસ્તક આ ગ્રંથ લખાઈ રહ્યા પછી મારા જોવામાં આવ્યું. કાકા કાલેલકરનું "હિમાલયની યાત્રા"નું કાવ્યમય પુસ્તક,

જેહાલાન દવેનુ "હિંદુસ્તાનની તીર્થયાત્રા," ૭ ચોપડીઓ એ જ પ્રમાણે આ લખાણ લખાઈ ગયા પછી મે જોયા છે બ્રહ્મચારી ચક્રધરની જરીપુરાણી સોમિયાપોથી મારી સાથે પ્રવાસમા હતી તપોવનસ્વામીનુ મનચાનમમા લખાયેનુ "હિમગિરિવિહાર" હુ વાચી ન જ શકુ, પણ મારા સાથી બાન એ વાચતા, અને એની ભાષા એટલી બધી સસ્કૃતમય છે કે હુ એ બરાબર સમજી શકતો હતો એ જ મહાત્માનુ 'ગગોત્તરી માહાત્મ્યમ્' સસ્કૃત કાવ્ય છે એની નકલ મને ઉત્તરકાશીમા મળી હતી

આ યાત્રાનો પ્રારભ માયાપુરી—ઉર્ફે—ગગાદ્વાર, જેને આપણે હરદ્વાર કહીએ છીએ, ત્યાથી જ થાય છે, અને તે પછી હૃષીકેશ આવે જો મોટરબસ હૃષીકેશથી જ મળે છે, એટલે ખરુ પ્રયાણ એ તીર્થથી જ શરૂ થાય છે તેથી પ્રથમ એ બે તીર્થરાજોના પુરાણોક્ત "મહાતમ"નુ સ્મરણ કરીને તે પછી જ આગળ વધવુ યોગ્ય દેખાય ક્રમની દૃષ્ટિએ, પહેલી વાત હરદ્વારની પુરાણકથા અનુસાર, ભગીરથ રાજાએ પોતાના અવગતિ પામેલા પુત્રોના ઉદ્ધાર અર્થે ગગાને સ્વર્ગમાથી ઉતારીને ધરતી ઉપર લાવવા માટે લાબ જેને ગગોત્તરી કહે છે તે સ્થળે તપશ્ચર્યા કરી કેવટે ગગા સ્વર્ગથી ઊતર્યાં એમનો વેગ એવો પ્રબળ હતો કે તે ધરતીને તોડીફોડી નાખે એવો ભય ઉપસ્થિત થયો તેથી ભગવાન શકરે ગગાને પોતાની જટામા ઝીલી લીધા એ વિશાળ જટામા ગંગા અટવાઈ ગઈ દેવ, મુનિ આદિની સ્તુતિ તથા પ્રાર્થનાને વશ થઈને છેવટે ભગવાન શકરે જટાની એક લટ મોકળી કરી, અને ત્યાથી ગગા ધરતી ઉપર ઊતરી

હિમાલયની ગિરિકદરાઓ તથા મહા પ્રગાઢ વનાવલિઓને શકરનો જટાજૂથ સમજી લઈએ, તો એ સુઘટિત બને છે

કેમકે ખરેખર ભાગીરથીને એવી દુર્ગમ અને ગૂગળાવનારી

ખીણમાંથી માર્ગ કરવો પડે છે, કે એ જાણે એ ભુલભુલામણી તથા અંતરાયોની અનંત હારમાળામાંથી બહાર નીકળવા અકળાઈ મૂંઝાઈને પછાડ મારતી હોય એવું આપણને લાગે છે.

એ પર્વતો અને વનરાજની ઘોર જટામાંથી છૂટીને ગંગા ભરતખંડના મેદાન ઉપર હરદ્વાર નજીક સંચરવા માંડે છે, તેથી આ ધરતી ઉપર ગંગાનો પ્રથમ સંચાર ત્યાં ગણાવાથી, હરદ્વારની ગંગામાં સ્નાનનું માહાત્મ્ય અનહદ બન્યું છે. હાલનું હરદ્વાર ડુંગર તોડીને તથા વનરાજિઓ કાપીને વિસ્તર્યું છે. થોડાં જ વર્ષો પહેલાં એ સ્થળ ડુંગરાથી ઘેરાએલું હતું, એટલે હરદ્વારમાં ગંગા પ્રથમ પ્રકટ થયેલી હોવાનું આજે માનવામાં આવતું સહેલું નથી, પરંતુ જ્યારે એ નગર આજનું આધુનિક, પ્રપંચપૂર્ણ શહેર નહોતું બની ગયું, તે સમયે એ માન્યતા યથાર્થ લાગતી હતી. એમ તો, ગંગા હૃષીકેશમાં છે તેવી સુંદર અને મનોહર હરદ્વારમાં પણ નથી, એવો મારો અભિપ્રાય છે, પરંતુ ત્યાં પણ એ ડુંગરાઓમાં જ ઘૂમતી જાય છે અને એનો ભોયને સમૃદ્ધ કરવાનો કલ્યાણકારી ક્રમ વાસ્તવમાં હરદ્વારથી જ નહેરરૂપે શરૂ થાય છે; એટલે વ્યવહારની દૃષ્ટિએ હરદ્વારને લોકોપયોગી ગંગાનું મૂળ કહેવામાં અયથાર્થતા નથી.

હરદ્વારને હરિદ્વાર કહેવાનો શિરસ્તો પ્રચલિત થઈ ગયો છે, એને ઉપર કહેલા કારણે ગંગાદ્વાર પણ કહે છે. ત્યાં બાર બાર વરસે કુંભ, અને ઉપરાંત યથાસમય અર્ધકુંભના મેળા ભરાય છે. પર્વો, ગ્રહણ ઇ૦ ને પ્રસંગે ત્યાંના ગંગાસ્નાનનું મહાત્મ્ય અપાર છે. ત્યાં મંદિરો અસંખ્ય છે. આજે તો એ શરણાર્થી પંજાબીઓથી ઘનવાનું નગર બની ગયું છે. કાંગડીનું પ્રખ્યાત ગુરુકુળ હરદ્વારના પડખામાં જ છે.

વિદુરને શ્રીમદ્ ભાગવતનું શ્રવણ મૈત્રેય ઋષિએ અહીં કરાવ્યું હતું.

મહર્ષિ ભરદ્વાજને ઘૃતાચિ અપ્સરાથી અહીં જે પુત્ર થયો હતો, તે જ દ્રોણાચાર્ય હતા.

અર્જુનને આ સ્થળે ઉલૂપી ઉપાડી ગઈ હતી, અને તેમનો જે પુત્ર થયો તે બભ્રુવાહન, જે મણિપુરનો રાજા થયો હતો. પાંડવોના અશ્વમેધ યજ્ઞ વખતે એણે યજ્ઞના ઘોડાને આંતર્યો હતો અને અર્જુન સાથે યુદ્ધ કરી તેને હરાવ્યો હતો.

ગંગા ત્યાંથી ઉત્તર દિશામાં પહાડ ભેદીને નીસરે છે, તેથી તે ગંગાદ્વાર કહેવાય છે. આ સ્થળનું જૂનું નામ માયાપુરી હતું હજી પણ ત્યાંથી એક માઈલ ઉપર માયાપુર ગામ વિદ્યમાન છે

દક્ષે આ ગંગાદ્વારમાં યજ્ઞ કર્યો હતો, જે યજ્ઞ અંગે સતિએ મહાદેવજીના થયેલા અપમાનથી ખિન્ન થઈને પ્રાણત્યાગ કર્યાની તથા તે પછી મહાદેવજીએ વીરભદ્રને મોકલી યજ્ઞનો નાશ કરાવ્યાની કથા પ્રસિદ્ધ છે.

પદ્મપુરાણમાં એવું લખેલું છે કે માયાપુરી પાસે હરદ્વાર છે ગંગાજીના ગંગાદ્વાર, પ્રયાગ અને ગંગાસાગરમાં સ્નાન વધારેમાં વધારે પુણ્યકારી લેખાય છે. સતયુગમાં નૈમિષારણ્ય, દ્વાપરમાં કુરુક્ષેત્ર, તથા ત્રેતામાં અને કલિમાં ગંગા મુખ્ય તીર્થ મનાય છે

વાલ્મીકિ રામાયણમાં તથા મહાભારતમાં કહેવાયું છે કે હિમાલયને ગંગા અને ઉમા નામની બે કન્યાઓ હતી. ઉમાનો વિવાહ શિવજી સાથે થયો અને તે પાર્વતી કહેવાયાં, જ્યારે ગંગા સ્વર્ગમાં જઈને રહ્યાં. રઘુકુળની રાજા ભગીરથે પોતાના વડવા સગરના પુત્રોના જીવોની મુક્તિ કાજે ઘોર તપ કરીને ગંગાને સ્વર્ગથી નીચે ઉતાર્યાં, જેને શિવજીએ મસ્તકે ઝીલ્યાં. એ જટામાં અટવાઈ ગયેલાં ગંગાને છોડવવા ભગીરથે તપ કરતાં છેવટે શિવજીએ બિંદુ સરોવર આગળ તેમને મુક્ત કર્યાં. તેમાંથી સાત ધારાઓ નીકળી. તેમાંની હ્લાદિની, પાવની અને નલિની પૂર્વ તરફ ગઈ. સુચક્ષુ, સીતા અને સિંધુ પશ્ચિમ તરફ વહી; અને સાતમી ભાગીરથીને ભગીરથ રાજા લઈ આવ્યા ભગીરથ તેને

સગરના પુત્રો જ્યા કપિલ ઋષિના શાપથી બળી ગયા હતા ત્યા લઈ ગયા, અને પિતૃઓનો એમણે ઉદ્ધાર કરાવ્યો

**હૃષીકેશ :** ગીતાના અભ્યાસીઓ જાણે છે કે અર્જુને શ્રીકૃષ્ણને હૃષીકેશની સજ્ઞાથી ઘણીવાર સબોધ્યા છે એનો અર્થ થાય છે ઇંદ્રિયાના ઈશ-સ્વામી હૃષીકેશ અને હરદ્વાર, એટલે સમગ્ર હિંદુ ધર્મભાવનાનો સાર એ સ્થળો પરત્વે કોઈ પણ પ્રકારની સાપ્રદાયિકતાને અવકાશ નથી સર્વાજ પથો, માર્ગો, સપ્રદાયો અને મતમતાતરોના જૂથોને મન આ બે તીર્થો પરાયણ છે, જીવનનો અતિમ આશ્રય છે

હૃષીકેશ એટલે એકાતસેવી સાધુસતોનુ નિવાસસ્થાન પરતુ આજના વેગથી ધસતા જમાનાએ છેલ્લા બાર મહિનામા એની સૌમ્ય, અધ્યાત્માભિમુખી સૂરતને સાર પલટાવી નાખી છે એ ગામડુ હવે પજાબીઓથી ઊભરાતુ, બજારોથી ખદબદતુ, પ્રપચ અને સસાર-ગ્રસ્તતાથી છલકાતુ શહેર બની ગયુ છે હવે એકાતવાસી, આત્મચિંતક, કર્મસન્યાસી સતો માટે ત્યા સ્થાન નથી

તો યે હૃષીકેશ તે હૃષીકેશ છે એના વાતાવરણમા હજી પણ જે વિલક્ષણતા અનુભવાય છે તે અન્યત્ર અપ્રાપ્ય છે ત્યાની ગગાની તોલે આવે એવી ગગા પણ બીજે મને તો નથી દેખાતી

કાળી કમળીવાળાની પ્રખ્યાત સસ્થા અહીં છે એ સસ્થાના સ્થાપક તથા તેમના અનુગામીઓની તપશ્ચર્યાએ જ આ ઉત્તરાખડની યાત્રાને આટલી હદે શક્ય બનાવી છે આ તીર્થ, ધર્મશાળાઓ, મદિરો વગેરેથી ઊભરાય છે. અહીં મુખ્ય મદિર ભરતજીનુ છે એના મહત વાસ્તવમા આ પ્રદેશના માલિક છે આ મદિરને ટિહરીના રાજા તરફથી ગામો દાનમા અપાયેલા હતા અને મહત તેના માલિક જેવા ગણાય છે હવે હિંદ સ્વતત્ર થયા પછી રજવાડા અને જમીનદારીઓનુ જે થાય તે ખરૂ, કદાચ થોડા સમયમા જ સ્થિતિમા ધરમૂળનુ પરિવર્તન થઈ

જશે પરંતુ આ લખાણ લખાય છે તે સમયે તો, હજી ભરતજીના મંદિરના મહંતનું વર્ચસ્વ અહીં ચાલે છે

પૌરાણિક દૃષ્ટિએ, મધુ કૈટભ દૈત્યોનો વધ અહીં થયો હતો, આ સ્થળે રૈભ્ય મુનિ આંબાના ઝાડ નીચે તપ કરતા હતા તથી તેનું નામ કુબ્જામ્ર પણ છે ભરતજીએ અહીં તપશ્ચર્યા કરી હતી રૈભ્ય મુનિએ જે સ્થળે મૌન ધારણ કરીને નિવાસ કર્યો હતો તેને 'મૌનીકી રેતી' કહે છે આજે તેને મુનીકી રેતીના નામે ઓળખનામાં આવે છે ત્યાં શત્રુઘ્નનું તપસ્થાન પણ છે તેથી આગળ લક્ષ્મણજીને નામે વિખ્યાત લક્ષ્મણ ઝૂલાવાળું સ્થાનક આવે છે ઇંદ્રજીતના વધ પછી શાપને લીધે ક્ષય રોગ થતા લક્ષ્મણે ત્યાં તપ કર્યાની કથા ચાલે છે

આજે ત્યાં નવી ઢબના આશ્રમો પણ ખીલી નીકળ્યા છે નદીને સામે કાંઠે સ્વર્ગાશ્રમ તથા ગીતાશ્રમ આવેલા છે ત્યાં ઉનાળામાં દર વરસે થતા કથાભજન આદિનો સત્સંગ બહુ વિખ્યાત અને લોકપ્રિય થઈ પડેલો છે ગંગાતીરે સેંકડો પર્ણકુટિઓ છે અને તેમાં સન્યાસીઓ રહે છે એમનામાંના કેટલાક સાચે જ ઉત્તમ જ્ઞાની, વિદ્વાન સાધુઓ છે ગંગાનો આ ભાગ સાચે જ તપોભૂમિ છે અહીં એક ગુજરાતી ધર્મશાળા છે જેનું નામ દેવજીમાર્કનની ધર્મશાળા છે એક વૃદ્ધ, ભાવિક ગુજરાતણે જીવનભર માગી ભીખીને આ ધર્મશાળા બંધાવી હતી એ બાઈની શ્રદ્ધા, નર્યશક્તિ અને દક્ષતા માટે આપણે સાચે મગરૂર થવા જેવું છે

સ્વામી રામતીર્થે આ તીર્થની નજીકમાં ઠીક ઠીક સમય નિવાસ કર્યો હતો એમનો સંસ્કૃતનો અભ્યાસ અહીં પાકો થયો હતો એમના ઘણા ગ્રંથો અહીં લખાયા હતા અને એમની જળસમાધિ પણ નજીકમાં જ થઈ હતી

હવે રોજનીશીનો પ્રારંભ આપણે નિરાંતે કરીએ

---

## પ્રકરણ ૨

## પ્રવાસના શ્રીગણેશ

**મસુરી તા. ૨૪-૪-૪૮, ને વાર શનિ:** ૐ। શ્રી. સદ્‌ગુરુનું નામ સ્મરીને હુ આજે હૃષીકેશથી સ્વામી અને બાલ સાથે ઉત્તરાખંડના ચારેય ધામોની યાત્રાએ નીકળી પડ્યો છુ. માણસ લાખા વિચારો અને પ્રોગ્રામો નાહક કરે છે. કરેલા નામા ગાળાના પ્રોગ્રામો અને સકલ્પો મોટે ભાગે પાર ન પાડના માટે જ કલ્પાયેના હોય છે. બનતા સુધી વિચાર આવ્યો, નિર્ણય થયો, કે તરત એ અમલમા મુકાવો જોઇએ. જે અમલમા મુકાયો તે સાચો, બાકીના વિચાર વિચારની કક્ષામાં જ રહ્યા સમજવા.

પહેલો વિચાર મે બદરી અને કેદાર જવાનો કર્યો; થોડા દિવસ એના સેવનમા વીતી ગયા, એટલે ધીમે ધીમે તે પલટાયો, ને માત્ર બદરીનારાયણ જ જઈ, બરૂર પડે તો ત્યા થોડા દિવસ રહીને તેનાથી સંતોષ માનવાની વૃત્તિ તરફ મન વળ્યુ. એવી તૈયારીમા બે-પાચ દિવસ કઢાડી નાખ્યા ત્યા જ્ઞાનસાધન આશ્રમ (બોરિયા મહાદેવ, આણંદ, ઉત્તર ગુજરાત)થી સ્વામીજીનો પત્ર આવ્યો. તેમા એવુ સૂચન હતુ કે ચારે ધામ ફરી આવવુ ઇષ્ટ છે. સકલ્પ વિકલ્પની સ્થિતિને ટાળીને છેવટના નિર્ણય ઉપર આવવા માટે મારે આટલું બસ હતુ. ત્યા જ અને તરત જ મે નિશ્ચય કર્યો, કે ચારે ધામ ફરી નાખવા, અને એ પ્રવાસે વિના વિલબે નીકળી પડવુ. એ નિશ્ચય થયો, ને તરત આ મિત્રોનો સાથ મળી ગયો. જ્યારે કામ થવાનું હોય છે ત્યારે તેનાં લક્ષણો પણ તરત જ જણાઈ આવે છે, ને પહેલેથી બધુ સીધુ પડવા માડે છે.

અમુક શારીરિક અસ્વસ્થતાઓ મારા હૃષીકેશના નિવાસ દરમ્યાન સાધનમાં વિક્ષેપ નાખ્યા કરતી હતી. આ યાત્રા દરમ્યાન પણ નાની મોટી આધિ, વ્યાધિ તથા ઉપાધિઓ કોઈને કોઈ પ્રકારે સતાવ્યા વગર નથી રહેવાની. આ પ્રશ્ન ચર્ચતાં સ્વામીજીએ તા. ૧૯ના પત્રમાં લખ્યું હતું, "તમારા શરીરમાં જે પહેલાના (શહેરી) વિકાર હશે તે વ્યાધિ દ્વારા પ્રગટ થાય ત્યારે ગભરાવું નહિ, એ પણ એક તપશ્ચર્યા છે, યોગદર્શનમાં જે વિઘ્નો ગણાવ્યા છે (૧-૩૦) તેમાં વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધભૂમિકત્વ, અનવસ્થિતત્વ વગેરે અંતરાયોનો ઉલ્લેખ છે. એ બધા વહેલા મોડા કે વત્તાઓછા આવવાના જ. તેના ઉપાય તરીકે સૂત્ર ૧-૩૨ છે, એક તત્ત્વનો અભ્યાસ અથવા લક્ષ્યને મનમાં ચોંટાડી રાખવું, એ."

ખરી વાત છે. જાણતાં છતાં પણ, આ વસ્તુને યોગ્ય સમયે યાદ કરતા રહેવાનું ન ભૂલવું દુષ્કર થઈ પડે છે. માટે તેને સદૈવ સ્મરણમાં રાખવાની ટેવ પાડવી. આ નિર્ણયની મેં પહેલી ગાંઠ બાંધી.

આગળ જતાં પત્રમાં લખ્યું છે "માટે ગભરાવું નહિ, આત્મભાવના જાગ્રત રાખવી, અને આત્માનાં વિધિમુખ લક્ષણો વારંવાર રટ્યા કરવાં, એની સાથે દેહાધ્યાસ નિર્મૂળ કરવા નિષેધમુખ ભાવો પણ જ્યાં જ્યાં દેહ અને તેના અસંખ્ય પરિવારના વિઘ્નો આવે ત્યાં, દૃઢ કરવા."

આ પ્રવાસ મારે માટે સાધનનો નવો અને અત્યાર સુધી જે કર્યું તેનો પૂરક પ્રકાર જ છે. તેના આરંભ સમયે આ મૂળભૂત સત્યોને મનમાં દૃઢ કરી લેવાં, એ ઉત્તમ આધ્યાત્મિક ભાતું છે. તેની દેહ ઉપર પણ ઉપકારક અસર થાય છે, કેમ કે આખરે દેહ પણ મનોમય છે. તેથી એ ભાતું સૂક્ષ્મ ઉપરાંત સ્થૂળ શરીરને પણ લાભકારક થઈ પડે છે. તેથી, બીજા સામાનના સંચયમાં ગમે તેટલી કરકસર કરવી, પણ આનું

તો નિપુન પોટલ જ બાંધી લેવુ. એ પોટલુ પ્રવાસના ભારને વધારવાને બદલે ઘટાડે છે તેથી એમા અધિકનુ અધિક ફળ છે

આ દૃષ્ટિએ મનને મે ચકાસી જોયુ યોગ્ય મનોવૃત્તિ સાથેન નાર્થીન ભમા જ કસ રહે છે મને લાગ્યુ કે ભૂમિકા બરાબર છે, મન સ્વસ્થ છે, આનદ છે સાધનનો પુસ્તકો પગરવેનો ભાગ પૂરો થયો છે, ને હવે ભ્રમણ, યાત્રા (પહેલા કરતો હતો તેનાથી જુદા જ પ્રકારના છતા લક્ષ્ય એક જ હોવાથી તત્ત્વે કરીને અભિન્ન એવા) ચિંતન, મનન ઇ. નો પ્રારભ થાય છે. જરાક વિચાર કરતા સ્પષ્ટપણે સમજાયુ, કે જે શારીરિક વિઘ્નો મારા કાર્યમા ઉપદ્રવ કરવા મથતા હતા. તેને જો મોહુ સ્વરૂપ ન આપીએ તો એ વાસ્તવમા મોટા છે જ નહિ એ સરની હાજરી છતા પણ ધાર્યું કામ નિરાતે પાર પાડી શકાશે એના નાશનુ રહસ્ય એની ઉપેક્ષામા રહેલુ છે

અમારે આજે સવારે આઠ વાગે ટિહરીની બસ પકડવી હતી સાથીઓ દસ દિવસ થયા તે માટે પ્રયત્ન કરતા હતા, પરતુ ટિકિટની બારીએ બેસતો કારકુન દર વખતે કહેતો કે બસમા હવે જગા નથી, અથવા તેલ નથી મળતુ તેથી આજે બસ જવાની નથી છે'નો પ્રયત્ન આજે કરી જોવાનો હતો મે એ જ કપનીના એક ડ્રાઇવરની ઓળખાણ કઢાવીને ટિકિટો મેળવવાની કોશિશ કરી જોઈ, નમ છતા, દોઢેક કલાક ટિકિટ બારીએ તડકામા તપ્યા પછી, માસ્તરે સુણાવી દીધી કે "બસ આજ નહીં જાયગી "

એ કપનીની બસો ગૅસલ મોટર લઇને જાય છે, એટલે બસ જતી જ ન હોય એ કેમ બને? ટપાલ રોજ પહોંચાડ્યા વગર કેમ ચાલે ? પણ ખરી વાત એ લાગી કે એ ડાકની બસમા મળજભાવે ટિકિટ સીધી રીતે મળતી નહોતી, "બી એમ "ની ચાલ લગાડવાથી જ તેની પ્રાપ્તિ થતી હતી, અને એ કળા મને પચાસ વરસની વય સુધી આવડી નહિ, તે હવે પાકે ઘડે કાઠા ક્યાથી ચડવાના ?

સ્વામીનો નિર્ણય પાકો હતો; ને હું તેમાં સહમત હતો. દેવજીભાઈ ધર્મશાળાના વ્યવસ્થાપક અને મારા મિત્ર ભાઈ વલ્લભદાસે આ આપત્તિમાંથી માર્ગ શોધી આપ્યો. શા માટે અમારે મસુરી થઈને ન જવું ? દેહરાદૂનની બસો તો હષીકેશથી જોઇએ તેટલી અને ઉપરાછાપરી મળે છે. અને દેહરાદૂનથી મસુરીની બસ પણ મળતી જ હોવી જોઇએ.

લાંબા વિચાર કરવાના ગેરફાયદાથી અમે અજ્ઞાત નહોતા. તેથી તત્ત દેહરાદૂનનો ખટારો અમે સવારે ૧૦ વાગે પકડ્યો. અમારો વિચાર હતો કે આ પ્રવાસ અમારે પોતાનો સામાન જાતે ઉપાડીને જ કરવો. ને બનતા સુધી મજૂર લેવો નહિ. તે માટે અમે શક્ય તેટલો ઓછો સામાન સાથે રાખ્યો હતો. અમારા થેલા ઉપાડીને અમે ખટારામાં નાખ્યા.

એપ્રિલનો છેડો, એટલે તાપનું શું કહેવું? ધૂમ તડકો હષીકેશમાં ધીકતો હતો. ખટારાવાળાનાં કદાચ દુર્ભાગ્યે પણ અમારાં સદ્‌ભાગ્યે, ઉતારુઓની ભીડ થઇ નહિ, એટલે જેના નામનો આજકાલ મુસાફરોને મોટામાં મોટો ત્રાસ છે એ ભીડ નામના દૈત્યથી તો અમે બચી ગયા હતા; પરંતુ ખટારાવાળાએ અમને હેરાન કરવાના અન્ય પ્રયત્નો રજમાત્રમાં કચાશ નહોતી રાખી. વારંવાર એનો પેટ્રોલરથ ખોટકાઈ પડતો હતો; ને ધીકતા તાપમાં ગાડી નિષ્ક્રિય થઇને ઊભી રહેતી હતી. વળી એણે એવા આડા રસ્તા લીધા કે જે ખાડા, ટેકરા, ધૂળના કોટ અને પથરાથી ભરેલા હતા. આવી રીતે ભીડની ટાંચથી અમને ઓછું ન આવે તે માટે હાંકેડુ બનતી મહેનત કરી છૂટ્યો હતો.

પણ પ્રત્યેક વસ્તુ અંતવંત હોય છે. બસની મુસાફરી પણ તેમાં અપવાદ નથી. તેથી સાડા બાર વાગે અમને એ વાહને દેહરાદૂન લાવીને નાખ્યા.

દેહરાદૂનમાં મસુરીના ખટારા શોધવા અમે ખાંધે ઝોળા ભેરવીને

અહીંથી તહીં ભટકયા છેવટે, બેત્રણ માઈલ સ્પટ આ તડકામા ફરીને પણ, અમને ખટારો મળ્યો ખરો કોઈ પંજાબી હોટેલમા અમે ખાઈ લીધુ મને દાતનુ દર્દ હતુ એટલે મન એ વિષયમા માત્ર સૈદ્ધાતિક રસ હતો પગમા જોડા ચીક ચીક કરે એના હતા, એટલે બસ ઉપડવાના સમય સુધી ટહેલવાની મોજ પરત્વે પણ મને કેવળ દ્રષ્ટાભાવ જ હતો

છેવટે ખટારો ૩ા વાગે ઉપડ્યો અતિ ચિત્તાન્વીંક મજ્જન પડી ૭ વાગે એણે અમને મસુરી ભેગા કર્યાં આ મુસાફરીમા વચ્ચે ભાગે ચઢાણુ છે મોટરની સડક વાળાચૂકી થતી, મોટા મોટા લહેરીયા લવી ઉપર ચડે છે, એના ચકરોને લીધે ઘણા મુસાફરોને ફેર ચડે છે સારે નસીબે મને એવુ નડતર નથી થતુ, બર્મા તથા હિંદના કેટલાક પહાડી નગરોમા મોટરદ્વારા ભ્રમણ કરવાના ઘણા પ્રસગો મને પ્રાપ્ત થયા છે, ને હુ તે પ્રત્યેકને ખૂબ માણી શકયો છુ. આનુ પણ એવુ જ થયુ તો આ બે કલાકની હુ ગરસફરને મનભર ભોગવી લીધી.

મસુરીની તળેટીમા બસ ઊભી રહી, ને મજૂરોએ અમને ઘેરી લીધા. એમના ઘોઘાટ અને એમની ખેચતાણમા અમે કોને શુ કર્યુ તેનુ મને તો ભાન જ ન રહ્યુ, મે માત્ર એટલુ જોયુ કે થોડા સમય પછી એક મજૂરે માતનો સામાન ઉપાડ્યો હતો, અને તે તથા અમે (અમારો સામાન જાતે ઉપાડીને) તેની પાછળ પાછળ ચાલતા હતા વળી સાથે કોઈ હોટેલનો માણસ પણ હતો

પૂછપરછ કરતા જણાયુ કે મસુરીમા આર્ય સમાજ, ગુરુદ્વારા અને અન્ય ધર્મશાળા ખારમી હોવા છતા ભાન આ હોટેલવાળાઓના હલ્લામા ભાન ભૂલીને એક હોટેલવાળાનો શિકાર બની ગયો હતો, અને એ જ પ્રમાણે, મજૂરોના હુમનાથી મૂઝાઈને, સામાન જાતે ઉપાડવાની વાત વીસરીને એણે કેવળ સરક્ષણ ખાતર પોતાનો બિસ્તર એક મજૂરને હવાલે કર્યો હતો, ને મારે તો એની નેતાગીરી પહેલેથી જ કબૂલ હતી!

દેહેર માઈલની સખ્ત ચઢાઈ ચઢવાની હતી આગળ ઉપર શું અને કેવો અનુભવ થવાનો છે તેનો આ તો પૂર્વપરિચય હતો ચાલતા હાંફતા પણ દેહાઈમા ને દેહાઈમા અડધો માર્ગ અમે કાપ્યો, પણ પછી જોર ન ચાલ્યું મે તો મારો બોજ કોઈ મજૂરને આપી દીધો જરા આગળ જઈને બીજે પણ આપી દીધો !

છેવટે અમે, ખાખી બાવા જેવા ફરવાના નિર્ણયવાળા યાત્રીઓ, ફેશનેબલ હોટેલમા જઈ પડ્યા ! અને તરત જ અમારી અ ઠ અ દરની વાતોમા સામાન ઉપાડવા કોઈ પહાડીને લઈ લેવાની ઇચ્છનીયતાની ચર્ચા પણ શરૂ થઈ ગઈ !

રાત પડી મસુરીમા આટ ના ઠડી હતી તેમ છતા મને નિદ્રા તરત ન આવી મનમા થોડી ગડમથલ ચાલી બે મહિનાથી હુ હષીકેશ રહેતો હતો, એ નિવાસન સરવૈયુ ગો થી રહેતો હું

આ યાત્રાનુ વર્ણન મરુ વિગતે ભોમિયારૂપે નથી નોધવુ આ નોધનુ પ્રયોજન મુખ્યત્વે "અનુભવ" અને તેમા થતી પ્રગતિનુ અનિરીક્ષણ છે બીજુ બધુ ગૌણ છે, છતા સહજપણે જે આવી જાય તે ભલે આવે, એવો સ ૫ કરીને આ પ્રવાસનોધનો પ્રારભ હુ અત્યારે આદરી રહેતો છુ.

× × ×

હષીકેશમા મે દુકાન માડ્યુ હતુ શેનુ ? કેવુ ? ચિત્તની વૃત્તિઓના સહારનુ, માયા ટિપન મનોરથમય સૃષ્ટિઓનુ અને તે પણ બીપણ માતાની રહી પણ શેરગરમ ગણ્યા વગર મારો એ માતાના અટ ચાળા સામે બળવો છે. જે સરવૈયુ અત્યારે મારે ન્હાળવાનુ છે, તે પાછલા બે મહિનાના માગ આ તાકનની સિદ્ધિનુ છે અને એ સહારક્રમને વેગ આપવા માટે જ આ પ્રવાસરૂપી પ્રબળ સાધનનુ શસ્ત્ર મે ધારણ કર્યુ છે, અને તે માટે રુદ્રસ્થાન હિમાલયમા મારે વિહ વુ છે

માર્ક એ તાડન ચાલુ છે..યોગવાસિષ્ઠ મહારામાયણમાં એક આખ્યાનમાં ભગવાન શંકરે તાડન વડે બ્રહ્માંડોનો નાશ કર્યાનું તથા તે પછી મારા સામે દૃષ્ટિ કરતા તે પણ શંકર ભગવાનમાં સમાઈ જતી હોવાનું વિલક્ષણ વર્ણન છે હું પોતે પણ ત્રણે અવસ્થાઓ-બ્રહ્માંડોના સર્જન તેની પુષ્ટિ અને તેના પ્રલય-નો ભયસ્વામી અને કર્તા હોવાથી મે નક્કી કર્યું છે કે મારા આ બ્રહ્માંડોનું સર્જન મે કર્યું છે, ને તેની સ્થિતિ પણ ઘણી કરી છે હવે મારે એનો પ્રલય કરીને, એ સર્વના નિમિત્ત રૂપ ધૃષ્ટ માયાને એક દૃષ્ટિમાત્રથી મારામાં સમાવી દઈને કેવળ ચિદાનંદરૂપે રહી જોવું છે એક પછી એક જે દરેક વસ્તુ કે સૂક્ષ્મ દેહના અગભૂતા સામે દૃષ્ટિ કરું છુ તે, તરત જ મારામાં શમીને શાંત થઈ જાય છે નિદાન, એવો મારો મનસ્પ છે માર્ક એ તાડન ચાલુ છે. મસુરીમાં ગિઠાનામાં પથ્થા પણ એ ઝનૂની પ્રવૃત્તિ અસ્ખલિત ગતિમાન છે હું આ મઝાર નિગતનાગ કરી રહેલો છુ

× × ×

હું તો બધુ દેખ્યા કરુ છુ "ગમ ઝરૂખે બૈઠ કે સમના મુજરા લેત, જીમી જિનકી ચાકરી વૈસા ઉનકો દેત" એમ આ સંસારમાં હુ સાક્ષી જેવો બધાના નિરીક્ષક મુરબ્બી "પેટ્રન" જેવો વિચરુ છુ અને તેથી કરીને મને બસ આનંદ જ આનંદ છે

શુ થયુ શુ થાય છે ને શુ થશે, એની ચિંતા શી? એ બધા પ્રશ્નો કેવા અપ્રસ્તુત છે! પ્રસ્તુત છે એક માત્ર નિજાનંદ, અને એકિકગીરીની મસ્તી પણ એ માટે આવડત જોઈએ એમાં ભૂલ્યો તેના ભોગ મળ્યા.

× × ×

ગુરુજનો આપણી પાસે અમુક કક્ષાની સ્થિતિની અપેક્ષા રાખે, તે સમજના નગર તો ન જ ગમે, અને એ મહાજનો એમ કરે, એ આપણે માટે ગર્વનો વિષય હોવો ઘટે એનાથી ઓછા તો આપણે ન જ

ઊતરીએ; બલ્કે તેનાથી સવાયા નીવડીએ. ગુરુભાવને સંતોષીએ તેમાં જ સાધનપણાની શોભા હોય. વળી શોભા હોય કે ન હોય, છતાં એમ કરવું છે, તે કરવું જ છે.

× × ×

હૃષીકેશનું સરવૈયું ?.. શું અને શેનું કઢાય? વાચન, વિચાર, મનન, અનુભવ, ધ્યાનધારણા, આત્મભાવ ઇ ના હિસાબ કયા આંક વડે નોંધાય?...તા. ૨૩-૨-'૪૮ થી તા ૨૩-૪-'૪૮ સુધીમાં મને ઠીક ઠીક મળતર થઈ, એવું કદાચ હું કહી શકું; પરંતુ તેય ઓછું પડે છે. પ્રાપ્તિ સાથે બોજ વધે છે. વેપારમાં રસ પડે છે. ભારે તો મોટા નફા કરવા છે.

× × ×

ભગવાન શંકર ગીતાભાષ્યમાં કહે છે કે પોતાના ધર્મનું, એટલે કે પોતે જે કરવું, અથવા કર્યું, હોય તેનું (ડંફાસ હાંકવારૂપે) વર્ણન કરી બતાવવું, એનું નામ દંભ છે.

ખૂબ ધ્યાનમાં રાખવાની આ વાત છે. મનના અમુક પ્રકારના નિર્ણયની તો કોઈને ગંધ સરખી ન આવવી જોઈએ.

× × ×

આ ચિંતન થયું અધ્યાત્મલાભનું; પરંતુ તે આ પ્રવાસ સાથે દૃઢપણે સંકળાયેલો છે! કોઈ કશાથી જુદું નથી. નથી, નો તો કશું જ નથી, ને છે, તો બધું સંકળાયેલું છે. દહેરાદૂનથી મસૂરી સુધીના સુંદર પ્રવાસમાં જે મનોહર વળાંકો આવ્યા, તે જોતાં એક વિચાર સ્ફુરે છે. બસમાંથી પાછળ નજર કરતાં શું દેખાય છે? જે રસ્તેથી આપણે આવ્યા હોઈએ તેની રેખા દેખાય છે, અને એ માર્ગરેખા, તેના જ અનેક વળાંકોને લીધે, એક જ હોવા છતાં અનેક સડકો જેવી દેખાય છે;

તેના ઉપરથી ચાલી આવ્યા છતાં, કુતૂહલથી, અને તે સાવ અજાણી હોય તેવા અહોભાવથી, પ્રશંસાયુક્ત છતાં તટસ્થ ભાવથી આપણે તેને નીરખીએ છીએ.

એવી જ રીતે, જીવનનાં વીતેલાં વર્ષોનું અવલોકન પણ એ પ્રકારના ભાવને પુષ્ટ કરે એવી વૃત્તિવાળું માણસનું મન થઈ જવું જોઈએ. એ સડકના વિયોગથી અથવા તેના ખૂટવાથી પ્રવાસીને જરા પણ હર્ષ કે શોક ન થતા, માત્ર સહજ, અર્થરહિત કુતૂહલ કરતાં કોઈ વિશેષ ભાવ ન થવો જોઈએ. અને વર્તમાન પરત્વે સતત એ જ દષ્ટિ રહેવી ઘટે. કેમ કે ખરું જોતા મનુષ્યે સંસારમાં માત્ર જાદૂનો ખેલ તમાશો જોવો છે; મનોરંજન પૂરતો જ; તેની સાથે મારા ખરા "હું"ને કશી યે અંગત નિસ્બત શા માટે હોય? બધો સમય, જગત પરત્વે, બધા જ દૃષ્ટાદૃષ્ટ પદાર્થો વિષે એવી જ વૃત્તિ નિરંતર રહે, એ સાધક માટે ધ્યેયોનો ધ્યેય છે, પરાયણ છે.

આ કસરતની હિમગિરિવિહારમાં મજા પડશે; પડવી જ જોઈએ. હૃષીકેશથી આ સફર શરૂ કરી છે; ખર્ચખૂટણનું સાધન ઓછામાં ઓછું રાખેલું છે. ખર્ચનું ખૂટણ થાય, તો નભાવી લેવું, એવો સંકલ્પ કરેલો છે. આ સાધનનો વેપાર હવે દાઢે લાગ્યો છે. વગર મૂડીએ નફો ઊડાવવાનો આ ધંધો આપણને રચી ગયો છે.

કાલે ક્યારે નીકળવું? ખાલ કહે છે કે બીજી રાત રહી પડીએ. આવી હોટેલની સાહ્યબી અને પડ્યા રહેવાની વૃત્તિ, એ પ્રથમધાર્યા પ્રકારના પ્રવાસની બહુ આશાસ્પદ શરૂઆત ન જ કહેવાય! ભાઈ સાહેબ હજી પાછલા જીવનનો હરામચસકો ભૂલ્યા નથી. હોય; લહેરીલાલો છે, છતાં સાધનની વૃત્તિ પ્રામાણિક છે, એટલું ઓછું નથી.

**ધનોલ્ટી તા. ૨૬-૪-૪૮ ને વાર સોમ:** મસુરીમાં તા. ૨૫નું પ્રભાત ઊગ્યું, ને મારા સાથીઓનો મને વધારે વિગતે પરિચય થવા

માટ્યો સ્વામી વગર પૂછેગાછે રખડના તીજી પડ્યા. અને પછી અમે બે એમને શોધવા નીકળ્યા માગ સાથીને તે મને એ નામા તો લગી, ને મીઠાઈ, ને આ ને તેની જરૂર પડી ખરી આ તિતિક્ષા!

તા ૨૪ની રાતે જ, જે પહાડી ભાઈ નીચેની અમારી ઓરડીએ ઊતાડીને લાવ્યો હતો તેણે પ્રવાસમા સાથે આવવાની ઇચ્છા દેખાડી હતી એની સાથે કરાર કરવામા બેવણ કલાક અમે વિતા ના ઉતા અમે એ વાતચિતમા જાણ્યુ કે મજૂર એક (બગાળી) મણનો બોજો ઊપાડે છે, એ ચારે ધામની બધો અને ત્રણમોની વચમા મજૂરી લે છ જો "ગિરી" એટલે ખોરાક સાથેની મજૂરી હોય તો વળી થોડુ ઓછુ કરે, અને "સૂખી" મજૂરી હોય તો પણ એ ભૂખ્યો બેસી રહે ને આપણે થાળી ઉપર ત્રાપટ દેતા રહીએ, એ કેમ બને? વ્યવહારમા એને થોડુઘણુ પણ ખવરાવતા રહેવુ જ પડે છે. જો "ગિની" મજૂરી હોય તો એ બાઈ રેટના પણ દુરી આપે, ને વાસણ પણ માજી નાખે પણ રોટના ખર્ચ મજૂર દીઠ રોજનો સરેરાશ એનથી સવા રૂપિયો તો ગણવો જ જોઈએ ચાર ધામના પ્રવાસના ઓછામા ઓછા બે મહિના થાય છે આ બધુ લક્ષમા રાખીને કામ લેવુ પડે છે

અમારે દડી, કડી કે ઝપા‍ન રવાનો તો પ્રશ્ન જ નથી મજૂર પણ નથી કરવો પરંતુ મસુરીની ચઢાઈએ ખાસ કરીને બાનને બહુ હવાની મૂકયો છે, એટલે ગભાટામા થાય છે, તો યે અમારે એ શીથી વધારે આપવુ નહોતુ, ને જેટના ઉમેદવારો આવ્યા તેમાથી કોઈને ગિના દોઢમોથી ઓછુ તેતુ નહોતુ એટલે ઘાટ બેઠો નહિ

યાત્રામા હમેશા સવારે વહેના ઊઠી નીકળી જવુ જોઈએ, પણ મારા સાથીઓએ હજી એ નક્કી નહોતુ ર્યુ કે બીજી ગત મસુરીમા ગાળવી કે નહિ બાનને ત્યાની ખુશનુમા હવા ફાવી ગઈ હતી' છેવટે હોટેલવાળાએ માથા દીઠ રકની થાળીના ત્રણ ત્રણ રૂપિયા અને ચાના

એક રૂપના છ આના લેખે નાણા પડાવ્યા, ત્યારે સ્વામી અકળાયા, ને છેક સાંજે ત્રણ વાગે અમે ઝોળા ખભે ભેરવીને હોટેલમાથી બહાર નીસર્યા

મસુરી ગોરાસાહેબો અને નિવૃત્ત થયેલા મોટા અમલદારોનું આરામનગર છે. બીજા ડુંગરિયા નગરો જેવુ જ એ પણ છે ત્યાના હવાપાણી વિશે શુ કહેવાનુ હોય ?

અમે એ નગર છોડયુ, ને બહાર નીકળી પડ્યા ગસ્તે બે બાજુ લીલાંછમ વૃક્ષોની ઘટા ભરપૂર હતી ખાસ કરીને પીપર જેવા પાનવાળા ઝાડો ઘણા છે અને ત્યાથી જ ખીસ્સો પડવો લાગી જાય છે એ ઝાડને બાજ કહે છે

અમે પ્રવાસનો આરંભ જ પ્રણાલિકાભંગથી કર્યો હતો જેને શાસ્ત્રવિહિત કહીએ તે યાત્રારંભ ટિહરીથી થાય છે. કેમ કે ત્યાના રાજાનો દાવો પોતે સ્વયં બદરીવિશાળનો અવતાર હોવાનો છે, અને ભોળા અજ્ઞાની, વહેમાયેલા, જડ પ્રજાજનો રાજાને દેવ માને છે જ એટલે ટિહરીમા બની શકે તો રાજાના, અને નહિ તો ત્યાના સ્થાનિક મંદિરમા બદરીનારાયણના દર્શન કરીને યાત્રીએ ધરાસુ જવાનુ હોય છે પરંતુ (૧) રાજાના દિવ્યપણાની આ વાત મારા મનમા બેઠી નહિ તેથી, (૨) પ્રયત્ન કરવા પણ ત્યાની બસ મળી નહિ તેથી અને (૩) ટિહરીના શાસ્ત્રવિહિતપણાના વહેમ ખાતર વધારે વિલબ કરવા અમે તૈયાર નહિ હોવાથી, અમે મસુરી આવ્યા હતા

બીજી ભૂલ એ કે ત્યા ફેશનેબલ હોટેલમા રહ્યા.

ત્રીજી ભૂલ એ, કે સવારે પાચ વાગે ઊઠીને નહિ ચાલી નીકળતા કોઈ પણ યાત્રી જે ન કરે તે અમે કર્યું, ને છેક સાજે ૩ાા વાગે ની બ્યા તેને લીધે બના મુકામ કરવાની જરૂર નહોતી ત્યા કરવો પડ્યો વળી મસુરીથી સીધો ધરાસુ જતો ટૂકો માર્ગ પણ અમે ચૂકી ગયા

અમારે ખભે બોજા હતા. પગપાળી યાત્રાનો આ આરંભ હતો. મસુરીથી સાત માઈલ દૂર આવેલા સુવાખોલી ગામે અમે પહોંચ્યાં; અને ઠીક ઠીક થાક્યા. જાતે સામાન ઉપાડવાનો શોખ ભારે પડતો હતો! પહેલાં તો અમે માઇલે માઇલે આરામ લેતા હતા, પરંતુ બે-ચાર માઈલ પછી અમારી આરામની "ફ્રીક્વન્સી" વધી પડી! પંદર-વીસ રતલનો ભાર તેટલા મણ જેવો અમને લાગવા માંડ્યો! દર માઇલે વજન બમણું થતું જતું હતું, ને સો-બસો ડગલાં ચાલીને થોડું બેસવા સુધી અમારી વાત આવી પહોંચી હતી.

એ સાત માઈલ કાપ્યા તો ખરા, પણ તેમ કરતાં છેક સાંજ પડી ગઇ. તે સુવાખોલીમાં અમને ખુશીખબર મળ્યા, કે ગતવાસો કરવા અમારે હજુ પોણો માઈલ ચાલીને ઝાલકી જવું જોઇશે!

ખેર. એમ કર્યા વગર અમારો છૂટકો જ નહોતો. અમે ત્રણ સ્વાશ્રયી પ્રવાસી વીરોએ એ પોણો માઈલ કેમ કરીને કાપ્યો, તે અમે પણ નથી જાણતા! અને રસ્તો પણ એવો ખરાબ હતો, કે વાત ન પૂછો.

છેવટે ઝાલકી આવી. પણ છેક અંધારું થઈ ગયું હતું. અમારી સ્ફૂર્તિની ડિગ્રીનો પારો છેક તળિયે બેઠો હતો. વળી ત્યાંની દુકાનમાં કાચા સીધા સિવાય કંઈ મળતું નહોતું. આ સંજોગોમાં, અમારા ત્રણમાંથી કોનો બાપ રસોઈ કરે?

મારા સાથીઓએ કહી દીધું છે કે એમને તો કશી જ રસોઈ આવડતી નથી. એટલે ભોજનની વાત સાવ ભૂંસાઈ જ ગઈ. ધર્મશાળાનો ચોકીદાર પાણ સુજી ને પાકો માણસ લાગ્યો. છતાં એણે માકણ ભરેલી જાજમ આપી, ને અમે ત્યાં રાત વિતાવી.

અનુભવની ખામી, એટલે સવારે ઊઠીને અમારે ધરાસુ જવા માટે કયો માર્ગ પકડવો એ પૂછીને પછી સૂવાનું અમે ભૂલી ગયા. એ બધી

જના ત્હારી માનની હતી એને ધાધન દેખાવ નેતાગીરી ને ધમાનનો હજી શોખ છે એની પાસે ચકધરની અંગ્રેજી ચોપડી હતી તમા જે રસ્તા એ | નજરે ચડ્યો ત એના ધ્યાનમા બેસી ગયો છે

માગ | ને મિત્રો મોડા ઊઠનારા છે નથી સવારે ઊઠતા માણસોને જગાડવાનુ પાપ મારે માથે છે મોટે ભાગે સવારે ૭ અને ૪ની વચમા િ દી જવું ધ તે પ્રમાણે મે ધ્યાને આજે વહેલા જગા યા તે ઉ રમ ણુ સાથે અમે દુ ખતી ખાધ ઉપર ઝોા | ચઢાવીને પાછા પથે પડયા

સવારની ઠંડી ગુના | ગડે ? ઝા પાન ખૂ | છે ખીણ, ડુ ગરા, ખાણોમા થતી પગથિયાખેતી હ ના દસ્યો સુ દર છે તેથી સવારને વખતે આનદથી ચાલના પગ ભાગ ઉપાગીને ચાલવાની લઝ્ઝત ને લીધે ઠંડી હોવા છતા પરસેવાથી અમે ભીંજાઈ ગયા ને પગ પણ પ્રોટેસ્ટ કરવા માડયા ચાલતા થાક ખાતા મજા મશ્કરી કરે આનદ કરતા અમારા મજૂર નહિ વવાના ઢીના રસ્તા નિશ્ચયને બનાવટી દઢતાથી પાકી મજબૂતી આપવાના પ્રયત્નો કરતા અમે આના વનાસની પણ મોજ તા ખૂબ ઉ ાવી ગઈ | ન સાજે અમે ડશુ ખાધુ નહોતુ પણ અમારી સાથે સતનાની પોટ ી હતી તેનો અમે બે ત્રણ વાર છૂટથી ઉપયોગ કર્યો ને ઝરણાના ઠડા પાણી પીવા, એમ ત એ જીને ડોનસા પાણી ગળી રયા

નાનાવિધ વિષયો ચર્ચતા અમે ચાલ્યા બન્ને મિત્રો સારા વિદ્વાન છે એમનુ વાચ | વિશાળ છે એમનુ અગ્રેજી ઊચી ક્ષાનુ છે વળી એ નવા મન્તાસી છે ને બીજા સાધ છે વાતના વિષયો અમારે ખૂટતા નથી પરસેવા લૂછતા અને હસતા રમતા અમે છેક તુગતુરા પહોચ્યા ત્યારે અમને ખબર પડી કે ધરાસુ પહોચવા માટે જે રસ્તે જવુ જોઈએ તે રસ્તે ન જતા અમે લામે પથે નીકળી પડયા છીએ

ખુદ મસુરીથી જ ધરાસુ સીધા જવાની સડક છે, જે અમે ચૂકી ગયા, અને બીજો ટૂંકો માર્ગ સુવાખોલીથી ફંટાતો હતો, તેને અમે છોડ્યો છે, ને આ ચક્કરમાં પડ્યા છીએ! કેવી સુંદર શરૂઆત! અમે જે રસ્તો પકડ્યો છે તે અમને ટિહરીની હીંડ હીંડ નજીક લઈ જશે જો એમ જ હોય, તો અમારું મસુરી આવવું, ને આટલું બધું ચાલવું, એ સઘળું નિરર્થક થયું! પરંતુ ગમે તે ભાવે અનુભવ મોંઘો નથી એ અમારું આશ્વાસન છે તુરતુરામાં એક ભાઈએ અમને સમાદ આપી કે તમે જે રસ્તો છોડી દીધો તે ટૂંકો હોવા છતાં બહુ વિકટ છે, માટે એની લપમાં ન પડતાં અમે બનાવીએ તે રસ્તે જાઓ એણે સૂચવેલા રાહની અમે નોંધ લીધી, ને આગળ ચાલ્યા કેમ કે તુરતુરામાં તો છાપરી સરખી યે નથી

છેક સુવાખોલીથી રસ્તો બહુ ખરાબ થઈ ગયો છે ઝાડપાન ઊગી ગયા છે, પથરાપત્થરાઓની વિપુલતાએ ઝાડપાનનું સ્થાન લીધું છે ચડઊતર પુષ્કળ આવે છે, તો યે એક રીતે ચાલવાની મજા પડે છે કેમ કે મુસાફરીના કષ્ટમાં પણ જે પ્રવાસી આનંદ નથી લઈ શકતો, તે પ્રવાસની ખરી મોજ ગુમાવે છે આ કષ્ટને પણ યોગ્ય દૃષ્ટિએ નવા અનુભવ તરીકે જો ગણવામાં આવે, તો એનું કષ્ટપણું બહુ ઘટી જાય છે અને આ અનુભવ નવા છે, એની ના પાડી શકાય તેમ નથી

સૂરજ ચડે છે તેમ તેમ એ મજાની માત્રા ઘટતી જાય છે ખરી, તો ય અમારા ઉત્સાહ, ઉલ્લાસ અને ચિત્તની પ્રસન્નતાની વિપુલતા આગળ બીજું બધું ગૌણ બની જાય છે, કેમ કે અમારે હિમાલયના તો કેવા કેવા લહાવા લૂંટવા છે

મને લાગે છે કે હું ગારે વતન જઈ રહ્યો છું. બેન બદ્રી વિશાલ લાવણી જાય! થોડી આત્મવંચનાની માત્રા કોઈ વાર સારું કામ કરી જાય છે!

મારા બગલથેલાનું વજન પાકા દસ શેરથી વધારે નહિ હોય, પણ તે ખભાને ખોદી નાખે છે અને રસ્તો...ગમે તેવો તો યે એને "રસ્તો" તો કહેવો જ પડે, કેમ કે કયાંક પણ જવાનો ગમે તેવો તોયે એ માર્ગ છે

પરંતુ જે મહાભયાનક જીવનપથ આટલાં વર્ષોમાં કાપ્યો છે, તેના કરતાં વધારે વિકટ આ પથ નથી, એ ચોક્કસ છે.

ને, જે જબરદસ્ત બોજો આટલો દીર્ઘ સમય વહ્યો, તેની આગળ આ ક્ષુદ્ર દસ શેરનો શો હિસાબ? પેલો આત્માને ખોદી નાખતો હતો, ને આ માત્ર આ કલ્પનાના પૂતળાને ખોદે છે એનીયે ધીરે ધીરે પણ ટેવ પડશે મોહને લીધે પોતાનું ભાન નહોતું; ટેવથી આસહ્ય બનશે

ચાલતે ચાલતે, છેક મસુરીની નજીકથી, એક બોજાધારી પહાડી અમને ભેગો થઈ ગયો હતો. એ ટિહરીનો વતની હતો અમે આરામ કરવા બેસા હોઈએ, ત્યાં એ હચૂક હચૂક કરતો પસાર થઈ જતો હતો. પછી અમે ઊઠીને ચાલવા માંડીએ, ત્યાં એ આરામ લેતો રસ્તાને પડખે બેઠો હોય, ને અમે આગળ નીકળી જઈએ; વારાફરતી એકબીજાને પસાર કરી જવાનો આ રમૂજી ક્રમ છેક અહીં સુધી ચાલ્યો છે. એની સાથે બાથે દોસ્તી કરી હતી. આ પણ એક ગમ્મત હતી.

આ પહાડીએ અમને સલાહ આપી કે તમે લોકો સડકે સડકે જાઓ છો. પણ જો પડખે ડુંગરા ઉપર જતી ટૂંકા માર્ગની કેડીઓ પકડો, તો ઘણું અંતર બચાવી શકો. ઉદાહરણ તરીકે આજે સવારે એણે એક પગથી પકડી અમે એની પાછળ પાછળ ડુંગર ચડયા. અહો! એ "ટૂંકો રસ્તો" કેમ કરીને ભુલાશે? બકરાને પણ જ્યાં પગ માંડવામાં મુશ્કેલી પડે, ત્યાં અમે બેપગાં શહેરી પ્રાણીઓ, અને તે પણ બોજ લાદેલા, એમની શી વલે થઈ હશે? ચડવામાં માત્ર બે પગ નહિ પણ બે હાથની યે મદદ લેતાં અમને લાગતું હતું કે આ ચારની સંખ્યા પણ ઓછી પડે છે. વારે વારે પગ લપસતા હતા; ઝોળાના બોજા એ

નિસરણીને વેગ આપતા હતા, છેડના પદડીને અમે પકડતા બચતા હતા, ને માથે તાપ પીડતો હતો અમે જરૂર એક બે ફર્લાંગ મજલ આ ડેડીના ઉપયોગથી બચાવી હશે, પણ એવી નનસર કરવાનો બહુ ઉત્સાહ અમને એ એક જ અનુભવ પછી રહ્યો નહોતો

આ ટેકરો ચડીને અમે સારી સડક ઉપર પાછા ઊતરતા હતા, ત્યા ચારપાચ પહાડીઓ સામા મળ્યા એમને પણ અમારી યાત્રાની પૂછપરછ માડી, ને તેમાનો એક રા ૧૦૦) મા અમારી સાથે ચારે ધામ બોજો ઉપાડીને આવવા તૈયાર થઈ ગયો, પણ એના સાથીઓએ એને વાર્યો, ને છેક હાથમા આવેલી બાજી બગડી ગઈ આ ડેડીના અનુભવે, અને બોજાએ તેમા ભજવેલા ભાગે, અમને એશીથી એકસો રૂપિયા સુધી સરકાવ્યા હતા, ને અમારી માણસ લેવાની અનુકૂળ બનેલી વૃત્તિને ખૂબ સતેજ કરી હતી, પણ ગાડી પાટે ચડી નહિ, ને અમે પૂર્વ તરફ આગળ ચાલ્યા પરતુ ડેડીઓ પકડવાની અમારી ધગશ તો લગભગ નહિવત્ થઈ ગઈ છે

ટિહરીવાળો જે સિન્ધર સાથે હતો તેને અને અમે એકબીજાને આરામ લેતા પસાર કરવાનો ક્રમ પાછો ચાલુ કરી દીધો હતો પરતુ ધનોલ્ટી પહોચતા પહેલા એ અદૃશ્ય થઈ ગયો હતો. એણે કોઈ ડેડી પકડી હશે

ધનોલ્ટી નજીક આવતુ હતુ અમે ત્રણે જણ છૂટા પડીને સ્વતત્ર ચાલતા હતા એક સ્થળે સ્વામી આવી પહોચવાની રાહ જોતો હુ લાબો સમય બેઠો બહુ વારે એ ભાઈ દેખાયા પૂછતા એમણે નવો અનુભવ કહ્યો એક સ્થળે એ બેઠા હતા, ત્યા કોઈ યાત્રી પાસે આવી પહોચ્યો એણે સન્યાસીને જોઈને નમસ્કાર કર્યો પછી એમના હાથમા એક રૂપિયો મૂકીને એ ચાલતો થયો સ્વામીએ મને કહ્યુ "આ મારી પહેલી ભિક્ષા હતી, મને તેનો સ્વીકાર કરતા અત્યત સકોચ થયો મેં ના પાડી, પણ

અમીરાતથી પેલા યાત્રીને દુઃખ થતું જોઈને મે રૂપિયો લઈ લીધો છે. પણ એના ખણખણાટથી મારા મનમાં ખળભળાટ બહુ થાય છે."

મે તો નેસટ એમને અભિનન્દન આપ્યા. "સ્વામીજી, તમે સન્યાસી થયા ને ભિક્ષાની શરમ કે સંકોચ રાખો, એ તો સન્યસ્ત ધર્મથી અયુક્ત કહેવાય. સન્યાસનો પહેલો ધર્મ भिक्षान्नमात्रेण च तुष्टिमन्त રહેવાનો હોય. તમારે માનાપમાન ના બંધા ભાવને નિર્મૂલ કરવાના હોય, અને ભિક્ષા તેમાં મદદાયક છે. અહંતાના ઉન્મૂલન માટે તો એની યોજના છે. આ સંકોચ અને શરમ એ અહંતાની હાજરી સૂચવે છે. તમે નિસ્પૃહ બના સાચા ભિક્ષુક નહિ થાઓ, તો તમારો સન્યાસ લીધેલો અલેખે છે ....."

સ્વામી લગભગ મારી વયના છે. માત્ર મારાથી બેત્રણ વર્ષ નાના હશે. એમણે દીક્ષા થોડો સમય થયા જ લીધેલી છે. ભિક્ષા લેવા આ પહેલા પ્રસંગે હાથી ઊઠ્યા હતા!...ત્યારે એમના ગુરુએ એમને દીક્ષા શું સમજાવીને, કેવા ઉપદેશ સહિત આપી હશે?

મારી વાત એમને ગળે તરત ઊતરી, કેમ કે એ વિદ્વાન છે. પરંતુ વિદ્વાન હોવું, અને જાણેલા સિદ્ધાન્તને અમલમાં મૂકવો, એમાં બહુ ફેર છે. મારા કહેવાથી સ્વામીએ કબૂલ્યુ છે કે હવેથી હું ભિક્ષાની ટેવ પાડીશ; એને માટે ખાસ ખાસ પ્રસંગો ઊભા કરીશ, અને જ્યાં સુધી બનશે ત્યાં સુધી પાસે રાખેલા નાણાં નહિ ખરચતાં એ રીતે જ યાત્રાનું નિર્વહણ કરીશ.

ધનોલ્ટીની ધર્મશાળા છેવટે આવી. અમે લગભગ ૪૮ કલાક સુધી કશું રાંધેલુ અન્ન ખાધું નહોતું. કોરા સતુવા ઉપર જ અમે તાગડધિન્ના કર્યાં હતા, અને લાંબી મજલો બોજો ઉપાડીને કાપી હતી. હવે અહીં શું કરવું? ભાવે કોઈ પૂરી કે રોટલા ને શાક કરી આપે એવા માણસ માટે તપાસ કરી. એક દુકાનદારે છેવટે હા પાડી, પણ ચાનું શું કરવું?

બન્ને જણ બહુ સારા માણસો છે, ઉદાર છે, નિખાલસ છે. એ મુખ્ય વસ્તુ મારે ધ્યાનમાં રાખવાની છે. બીજું બધું ગૌણ ગણવાનું છે. એ બંને જણ રાંધવાની આવડતનો સ્પષ્ટ ઇન્કાર કરે છે ત્યારે એ કામ હું ઉપાડી લઈશ. જુવાન બાવાને સાધન સંચય ગમે છે, રોફ મારવો એને રુચે છે. તેથી એ "વ્યવસ્થા" કરીને સાધન ભેગું કરી આપે, હું રાંધું ને સ્વામી પાણીવાસણ કરે, આવી કાર્યની વહેંચણી અમે નક્કી કરી છે.

જુવાનિયો ..એ જુવાનિયો જ છે. જોઈએ છીએ, અમારો સંઘ કેમ અને કેવી રીતે ચાલે છે. મારે પક્ષે, કોઈ પણ ભોગે એને નિભાવી લેવાનો નિર્ણય પાકો છે.

ધ્યાન, ધારણા વગેરે બધું અભરાઈ ઉપર ચડી ગયું છે. પરંતુ પહાડોમાં ચાલતા ચાલતા, અને એકંદર લગભગ બધો જ સમય, વૃત્તિ યોગ્ય રહે રહે છે. કેટલોક સમય થયા મનમાં જે નિર્ણયો કરેલા છે, તેમાંના ઘણાને કાર્યમાં મૂકવાની મહેનત જેવી તેવી કઠણ નથી. ખરી તિતિક્ષા આ શારીરિક નહિ પરંતુ એ માનસિક થશે, એવું અત્યારે તો લાગે છે. મોજથી, આસન ઉપર બેઠા બેઠા બધા સાત્વિક મનોરથો મહાબળવાન ભાસે છે; પણ એની ખરી કસોટી સંકટ છે. તેમાં જે સંકલ્પો પાર ઊતરે તે સાચા. બીજા બધાને આ જગતના જેવા જ મિથ્યા સમજવા એ કસોટીની તક મને મળી રહી છે. બધું પાર ઉતારનાર તો જેને આપણે ઈશ્વરેચ્છા કહીએ છીએ તે ગુરુકૃપા છે. અને તેથી પણ વધારે, જેના ઉપર જ્ઞાનયોગનો સઘળો મદાર છે તે પુરુષાર્થ છે.

નિજાનંદની, સહજ અને નિરંતર આનંદની સ્થિતિથી વધીને જીવનમાં બીજું શું છે? આ પ્રદેશનું નિસર્ગસૌંદર્ય તેમાં સહાયક થાય, એટલું બસ છે. એનું વર્ણન આમેય કર્યું કરાય તેમ નથી. હિમાલયના

સૌંદર્યનુ વર્ણન કરનાર કોઈ પણ વર્ણનકારને પોતે કરેલા વર્ણનથી એ સૌંદર્યને યોગ્ય ન્યાય આપ્યાનો કદી સંતોષ થયો છે ખરો ? અને પ્રયત્ન કરવા છતા, શબ્દો ફરી ફરીને કેટલુંક ની શકે છે ? એનામા કોઈ કોઈને કેટલું સામર્થ્ય હોઈ શકે ? મનમા જે લહેજત હું માણુ છું, તેને વાસ્તવિકપણે પ્રગટ કરવાના શબ્દરૂપી સાધનનુ ગજુ, મારી સમજ અને શક્તિ પ્રમાણે તો અલ્પ છે.

રસ્તામા જે વટેમાર્ગુઓ મળે છે તેમના પ્રતિ "બદ્રી વિશાલ કી જય", "જય સીતારામ" કે એવો કોઈ લલકાર કરતા, તેના તેવા જ પ્રત્યુત્તર પામતા અમે ચાલીએ છીએ, સામે હિમશિખરો દેખાય છે; ને બસ આનંદ જ આનંદ છે.

બીજું એક કહી લઉં. હાલ જે ઉપલબ્ધ છે તેમાની કોઈ પણ ભોમિયાચોપડીનો તમે કોઈ ભરોસો કરશો નહિ. અમને એનો કડવો અનુભવ છે. સાથમા સારો એનો મજૂર કરી લેવાનો છે. ખરો ભોમિયો અનુભવી સાથી છે. જો એ ન હોય, તો પછી "પૂછતો નર પંડિત થાય," એ સૂત્રનુ વારંવાર અનુસરણ કરવુ એમા પ્રમાદ રાખવો નહિ, નહિ તો પછી...અમારા જેવુ જ તો !

અમે હિમાલયમા પ્રવેશવા માડ્યા છીએ, એવુ મને હવે લાગવા માડ્યું છે. કેમકે ચીડ ( પાઈન )ના મને બહુ જ ગમતા વન શરૂ થયા છે, ને બરફછાયા શિખરો દેખાવા લાગ્યા છે. ચીડની અમુક પ્રકારની ખુશબો વાતાવરણમા પ્રસરી રહી છે, ને મને એ બહુ ભાવે છે.

---

## પ્રકરણ ૩

# ભૂલ, ભોમિયા અને ભાગીરથી

**ડાણાતાલ, તા. ૨૭-૪-'૪૮ને વાર મંગળ :** મજૂર લેવાની અમારી દાનત તો ફરજની થઈ હતી પરંતુ એને માટે ખર્ચવાની રકમની હદ અમે પહેલાં રૂા. ૮૦ બાંધી હતી. ધનોરગી સુધીના પ્રવાસે એમાં ફુગાવો આણીને રૂા. ૧૦૦ સુધી એ હદને ખસેડી હતી પરંતુ તેમાં યે અમને સફળતા મળી નહોતી, એટલે બોજાથી છૂટવાની આશાને જ છોડીને અમે ધનોરગીમાં બેઠા હતા. માનવીની મોટી દુશ્મન આ આશા નામની ડાકણ છે. જેની આશા કરી, તે આડું ફાટ્યા વગર ભાગ્યે જ રહે છે, અને જેની આશાને લાત મારી તેની એ કુબ્જા લાંડી હરતી હાજર થઈ જાય છે. “ન માગે દોડતું આવે” છે એવો ચમત્કાર આ મજૂરના પ્રશ્ન પરત્વે અમે ધનોરગીમાં અનુભવ્યો.

મોડી સાંજના ચારેક પહાડી જુવાનિયાની ટોળી ત્યાં ક્યાંકથી આવી પહોંચી ને લાકડાં ભેગાં કરવાની તજવીજમાં પડી. અમારી પાસેથી દીવાસળી માગીને એમણે ચૂલો સળગાવ્યો. જે છોકરો દીવાસળી લઈ ગયો હતો તે એ પાછી આપવા આવ્યો, ને બહુ વિવેકથી વાત કરવા બેઠો. અમારી યાત્રા વિષે પૂછપરછ કરીને એણે જાણી લીધું કે અમારે મજૂર જોઈએ છે ખરો, પણ સસ્તો જોઈએ છે. એ છોકરાએ તરત પોતે આવવાની તૈયારી બતાવી. ખાવુંપીવું ને માત્ર રૂા. ૧૦૦માં ચાર ધામ ફરવા એ ખુશી હતો.

અમે જોયું કે એ શરીરે એકવડિયો હતો. બહુ તંદુરસ્ત પણ નહોતો. એણે નિખાલસપણે ખુલાસો કર્યો, “મારા શરીરમાં ગરમી પૂરી થઈ છે. અમે ગરીબ લોકો બીજી દવા ક્યાંથી કરીએ? પણ જો

અને ધામોમા જવાનુ મળે, તો ત્યાની કડી દવામા હુ સાજો થઈ જાઉ. તેથી આટલી જ રકમમા હુ આવવા ખુશી છુ વળી મે જોયુ છે કે આપની પાસે બોજો બહુ નથી અને મે ઘણુ વાર ચારે ધામ કર્યા છે, તેથી હુ પાકો ભોમિયો છુ ''

છોકરો ગમી ગયો લાગ્યો અમે વિચાર્યું કે શરૂઆતમા, એ તાજોમાજો થાય ત્યા સુધી, એક એક ઝોળી અમે જાતે ઉપાડીશુ અમે હા પાડી એટલે તરત એણે પોતાના સાથીઓને કહી દીધુ કે હુ તો જાઉ છુ ચાર ધામ, ને તમે તમારે ટિહરી જજો !

આવી રીતે જે સહજ, સહસા અને યદચ્છા થાય તેની જ ખરી મજા છે આ છોકરાનુ નામ છતસિહ છે એની વય વીસની આસપાસ છે આ યાત્રાના કાયદા પ્રમાણે દરેક "બોજો"ને સરકારી દફતરમા રજિસ્ટર કરીને તેની પાસેથી નુકસાન ભરપાઈ લેવાની હોય છે. પરતુ એ અમય આવ્યે જોઈ લઈશુ. અત્યાર તો એને અમે ઉપાડી લીધો ક ખરુ મનની ભાવના રૂધ્યા વગર નથી રહેતી

આજે સવારે નિધાય હૃદિ વિશ્વેશ વિધાય ગુરુવન્દનમ્, અમે ધર્મશાળાથી નીકળી પડ્યા જે ભૂરે ફરે એવો સામાન હતો (દા ત દવાની શીશીઓ, લોટા, રસ્તામા જેની જરૂર પડવાનો સભવ હોય તેવી વસ્તુઓ છ ) તે અમે પોતે ઉપાડી લીધો, ને બાકીનાનુ બડલ બાધીને જિતસિંહે ઉઠાવ્યુ સવારના પા વાગે અમે બાદ્રમુક્ત પ્રવાસનુ પહેલુ પગલુ માડયુ. અહા ! કેટલો બધો ફરક પડી ગયો ! આવુ જ હમેશા રહેજો !

સૂરજ ઊગતા સુધી આ ખડબચડો માર્ગ પણ હડીમા અમને બહુ વસમો ન લાગ્યો, જો કે રસ્તાનો મિજાજ ચચળ છે ઘડીમા, હવે પછી આગળ જતા કેવા કઠણ માર્ગ આવવાના છે તેનો ખ્યાલ અમને આપવાની ઇચ્છા હોય એવી કઠણ મજનો આવે છે, તો વળી કયાક છૂટો

ફૂલના ગાલીચા પાથરી આપે છે, પાદડાની શેતરંજી ઘણા સ્થળોએ બિછાવેલી અમારા ચરણોને મળે છે ઘણી વાર રસ્તાનો મિજાજ બરખિલાફ થઈ જાય છે, ને એ ખીજિયા કરે છે, દાતિયા દેખાડે છે, ને નહાર જેવા નખોરિયા ભરે છે

સવારના સમયમા ખીણોમા તેમ જ રસ્તાની બીજી તરફના ડુગર ઉપરના વનોમા થતા પખીઓના કલરવ સાભળવામા ચિત્ત લીન થઈ જતા રસ્તે સભાળીને પગના ભરવાનુ ભૂલી જવાય છે, ને અરવડિયા ખવાઈ જાય છે એ કલરવના વૈવિધ્યનુ વર્ણન કેવી રીતે થઈ શકે?

અને તેમા યે એક પક્ષી કમાલ કરે છે એને હુ ઓમ્ પક્ષી કહીશ જાણે મારા અતરનો એ પડઘો પાડે છે બહુ જ સ્પષ્ટપણે એ નિયમિત અને નિરતર "અ-ઓમ્" બોલે છે બહુ મધુર કઠે બોલે છે એક પખી "ઓમ્" બોલે છે, કે તરત સામેથી બીજુ એને ઝીલે છે, અને ત્યા ત્રીજુ આત્મનાદ કરે છે આમ બે, ત્રણ કે ચાર પખીઓ સામસામી સ્થિર, મધુર, શાન્ત છતા ઉચ્ચ કઠે ઓમ્માળાની રમઝટ બોલાવે છે

આ ઘટના ખરેખર અતિ વિસ્મયકારક છે, અને જેટલી એ વિસ્મયકારક છે તેટલી જ આનદદાયક પણ છે એ પખીઓના સૂર ગધાર અને પચમની વચમા ઘણુખરુ હોય છે, પણ જે સૂર પકડ્યો હોય છે તે કાયમ રહે છે ઓમ્ના ઉચ્ચારનો પ્રારભ જે સૂરથી કરે છે તેનો આરોહ કરીને એ બે કે ત્રણ સૂર ઊંચે "મ"કાર સાથે વિરમે છે

અને ખીણો! છેક નીચે, સેકડો ફીટ નીચે સુધી પહાડોના પડખામા પગથિયા પાડીને ત્યાના ગામડિયાઓએ કરેલી ખેતી, ને ખીણમા નીચે દેખાતા ગામડા કેવા ચીના ચિત્રો-શા સુદર લાગે છે! કેટલાક ડુગર વનસ્પતિથી લચી પડે છે, તો કેટલાની દશા માણસના માથામા "વાદરી" પડી હોય ત્યારે તેના વાળની કેવી દશા હોય

છે ? કોઈક ઠેકાણે થોડા વાળ રહેલા, ને વચમાં વચમાંથી સાવ નીકળી ગયા હોય છે, એવી સ્થિતિ કેટલાક ડુંગરાના માથાની થયેલી દેખાય છે

એ પહાડોના પડખામાં પડેલા મોટા મોટા નાળા પથરાયા જાણે પ્રચંડ ભેંશો પડી પડી વાગોળતી હોય તેવા ભાસે છે

વાદળા સાથે સૂરજ સંતાકૂકડી રમે છે કોઈ કોઈ વાર એ જાણે શરમાઈને વાદળાની પાછળ ભરાઈને વળી તેમાંથી બારી ઉઘાડીને છાના ડોકિયાં કરી લે છે, ને કોઈ વાર જાળી ફાડીને એ બહાર નીકળીને મેદાને પડે છે

પરંતુ આ સુગંધ અને સૌંદર્યને કેવી રીતે વર્ણવી શકાય ?

× × ×

યાત્રીઓએ પોતાના સાથીઓ પરત્વે પ્રવાસના પ્રારંભમાં જ કેટલાક નિર્ણયો કરી લેવા જોઈએ સાથીઓ પરત્વે જે પહેલેથી બહુ ઊંચી ઊંચી ઊજળી આશાઓ બાંધી બેસે તે પસ્તાવાને માર્ગે પડે છે આપણા સાથીઓ પણ આપણા જેવા જ ભૂલો અને ખોડખાંપણોથી ભરેલા સાદા માનવી હોય છે, એ ભૂલવા જેવું નથી ખાસ લક્ષમાં રાખવા જેવી બાબતોનો સાર આ રીતે તારવી શકાય

૧ સાથીના મિજાજ સંભાળી લેવા અને તે પણ એમની કે પોતાની આત્મહાનિ કર્યા વગર, સ્વમાનને બને તેટલો ઓછો ધક્કો પહોંચાડીને, યુક્તિપુરઃસર

૨. વાણીસંયમનો નિયમ લેવો જેટલું ઓછું બોલવામાં આવે તેટલું વધારે સુખ બોલનારને તેમ જ સાંભળનારને આવે છે આ સ૦ આવશ્યક નિયમ છે

૩. શંકરાચાર્યે વર્ણવેલા પ્રકારના દંભનો કાળજીપૂર્વક ત્યાગ કરવો, તેમ કરવાથી, આપણે પોતે બડાઈ હાંકવાના દોષથી મુક્ત રહીએ, અને વળી તેના પ્રત્યાઘાતરૂપે, બીજાઓ પણ આપણી સમક્ષ એ પ્રકારના દંભનું પ્રદર્શન કરતા અચકાય

૪ દરેક પ્રવાસી મનમાં બરાબર સમજી રાખે, ને વારંવાર યાદ કરે, કે "મેં એવું કશું પણ કર્યું નથી કે જે અન્ય કોઈએ મારાથી વધારે સારું ન કર્યું હોય, હું એવું કશું અત્યારે કરતો નથી કે જે મારાથી વધારે સારું અન્ય કોઈ કરતું ન હોય, હું એવું કશું કરું એવો સંભવ નથી કે જે બીજા કોઈ ને કોઈ મારા કરતાં વધારે સારું નહિ જ કરે. જો એમ જ છે, તો પછી મારે હુશિયારી શેના ઉપર કરવી?"

૫. એ પણ સ્મરણમાં રાખવું ઉચિત છે કે પોતે જે કર્યું હોય તેની બડાઈ કરવી એ માત્ર હલકાપણું છે, વખાણ કરાવવાની છાનીછૂપી પણ એ લાલસા જ છે માટે ખાસ કરીને સાધક માટે એનું ઉન્મૂલન જરૂરી છે સાધક માટે ૪ અને ૫ વિશેષ મહત્ત્વના છે.

આ સ્વાનુભવના બોલ છે બિનઅનુભવી એની કદર કદાચ ન પણ કરે એને એમાં platitudes જેવું જ જણાય તો નવાઈ નહિ પણ અનુભવ થતાં એ platitudesમાં વાસ્તવિકતાના નવા સાક્ષાત્કારની કોઈ ઓર ચમક પ્રકટે છે.

આ મદ્રાસી સાથીઓની સાથે અંગ્રેજીમાં જ વાતો કરવાની વળી પાછી ટેવ પડી જશે, અને એને લીધે વિચાર પણ અંગ્રેજીમાં કરવાની મહામહેનતે છોડેલી આદત વળી પાછી જોર કરશે, એવો ભય મને હવે લાગવા માંડ્યો છે.

× × ×

માયાએ પ્રોટેસ્ટ કર્યો "આપ મારી પૂંઠે કેમ લાગ્યા છો? સંહાર-તાંડવ માંડીને, મેં મહાકષ્ટે કરીને વિસ્તારેલી લીલાનો નાશ આપે શા

આપણે બીજાઓએ કરેલી હોય તેવી મામુલી મુસાફરી કરવી નથી. યેન કેન પ્રકારેણ વિશેષતા તો જોઈએ જ. બીજા કરતા વધારે સગડ-વાળી સફર ન થઈ શકે, તો બીજા કરતા વધારે ભૂલવાળી સફરરૂપી વિશેષતાનો પણ લહાવો લેવામા શુ સંતોષ નથી પ્રાપ્ત થતો? પ્રશ્ન આમ દૃષ્ટિકોણનો છે!

પણ મશ્કરી બાજુએ મૂકતા, આ મુસીબતો પડવી એ પણ એક અનુગ્રહ છે. સાધકની દૃષ્ટિએ એ આવકારને પાત્ર છે કેમકે એવી પરિસ્થિતિમા જ સાધનનુ તિતિક્ષા અંગ જામી શકે છે તે કારણે એ કીમતી છે વળી અત્યારથી ફરિયાદો કરવા માડવામા ડહાપણ નથી હજી તો આ મહાપ્રવાસનો અમે પ્રારંભમાત્ર કર્યો છે હજી શુ અનુભવો પ્રાપ્ત થશે તે શી ખબર?

અને ખરુ પૂછો તો, માનવીધા ચીલા સડકે ચાલ્યા કરવારૂપી નીરસ ગદ્ય કરતા આ ડુંગરાની અજાણી કેડીઓના ભ્રમણરૂપી પદ્ય મને વધારે રસપ્રદ લાગે છે મારી કવિતા કદાચ તરત ન સમજાય, એનો મર્મ કળવામા જરા કષ્ટ પડે, પરંતુ એ સમજાયા પછી એમા જે આનંદ આવે, તેનો અનુભવ સામાન્ય કક્ષાના ગદ્યમા સુલભ ન જ હોય.

એ કાવ્યમય કેડીભ્રમણોમા અમારા શરીરોને ઉઝરડા પડ્યા, અમારા પગોએ ઠોકરો ખાધી, ને અમારા કપડાએ પણ થોડા જખમો અનુભવ્યા પરંતુ ખરેખરી કમબખ્તી અમારા બોજી ભાઈ જિતસિંહની હતી વારવાર એના રસ્તે આવતા હતા કે જ્યા ત્રણચાર ફીટનુ "પગથિયુ" ચડવું અથવા ઊતરવુ પડે તેવે સ્થળે બોજા સાથે જીતસિંહ શુ કરે? અને છાતીસમા ચડાણ અથવા તદ્દન સીધી દીવાલ જેવા ઉતરાણ માથે અગર ગબડતા કાકરાવાળી ભોયમા હોય, ત્યા એના કેવા હાલ થાય?

ધરાસુ તા. ૨૮-૪-'૪૮ને વાર બુધ : ભાગીરથીના પ્રથમ

દર્શન! એ ખરેખર મનને ખૂબ ઉત્તેજિત કરનારી ઘટના છે. આખા ઉત્તરાખંડની યાત્રાને ગંગા જે રીતે અને જે પ્રકારે આવરે છે, તેનો જોટો જગતમાં અન્યત્ર મળે તેમ નથી. હિમાલયના આ અલૌકિક પ્રદેશની યાત્રા, એટલે ગંગાજીની યાત્રા છે. જુજવે રૂપે ગંગાનાં જ દર્શન અને સ્નાન તમારે કરવાનાં હોય છે. જમુના જોવા જવું હોય, તો તે પણ પહેલાં ગંગાનાં દર્શન કરીને જ જવું પડે.

ગંગોત્રી જશો, તો ભાગીરથી અને જાહ્નવીનું શરણ લેવાનું રહેશે. કેદારનાથનાં દર્શન માટે મંદાકિનીને કાંઠેકાંઠે, બધું પુણ્ય અને માહાત્મ્ય એ પથે પથરાયેલું જણાશે. બદરીનારાયણની આખી યાત્રા એટલે અલકનંદાની પરિક્રમા. [illegible]થી માંડીને, છેક દેવપ્રયાગમાં ભાગીરથીને એ મળે છે ત્યાં સુધીનો, એનો સમગ્ર પ્રવાહ તેમાં આવી જાય છે.

આ બધી નદીઓ મળીને જ ગંગા કહેવાય છે, અને ગંગા એવી ઉદાર છે, કે એ સર્વ નામો એણે પોતે ધારણ કરી લીધેલાં છે. ભાગીરથી, મંદાકિની, જાહ્નવી, અલકનંદા વગેરે ગંગાનાં જ નામ ગણાય છે. સામાન્ય રીતે કેટલા હિંદુ જાણતા હશે, કે એ બધી નદીઓ એકબીજાથી સાવ જુદી અને નિરનિરાળી છે? અને તે જાણવા છતાં, એક પછી એક એ પ્રત્યેકનું ભિન્ન ભિન્ન સેવન કરતા હોવા છતાં, આપણા ચિત્તમાં એ કોઈનું પણ ગંગાથી પૃથક્પણું વસતું નથી. એવી રીતે ગંગા વિવિધ નામે અને વિવિધ દેહે છતાં ગંગાપણાના એક જ તત્ત્વ વડે કેદારખંડ સમગ્રને પોતાની ગોદમાં સમાવી લે છે. ગંગાનું જ નામ લઈને ઉત્તરની યાત્રા થાય છે.

તેમાં એકમાત્ર અપવાદ યમુનાનો છે. એ એક જ નદીને જુદું નામ વળગી રહેલું છે. ગંગામાં નામ તેમ જ રૂપને લીન ન કરતી હોય એવી કેદારખંડની એ એક જ નોંધયોગ્ય ને મોટી નદી છે. એણે

પોતાનુ વ્યક્તિત્વ જાળવી રાખ્યુ છે, એનો ઉદ્ભવ, જે પર્વતમાથી ગગા પ્રગટે છે તેની બહુ જ નિકટમાથી થયેલો છે, તો પણ કેદાર-ખડની સીમામા, અને તેથી પણ ઘણે દૂર સુધી એ પોતાનુ વ્યક્તિત્વ મક્કમપણે જાળવી રાખે છે, અને તેમ છતા, અતે તેનો પણ ઉદ્ધાર એ ગગાના શરણમા જ રહેલો છે! કેવટે એ પણ ગગામા સમાઇને જ કૃતકૃત્ય બને છે! એવો આ ગગાનો અજબ પ્રભાવ છે

એ રનત્ર મિત્તજી જમુનાજીના ઊગમસ્થાનના દર્શન કરવા હોય તો પણ, પ્રવાસીએ પ્રથમ એ સર્વવ્યાપી ગગાના દર્શન કરીને પછી જ પોતાનો હેતુ પાર પાડવાનો રહે છે, અને ગગાના બધા રૂપોમા મુખ્ય ભાગીરથી છે છેક દેવપ્રયાગ સુધી, વાસ્તવિક રીતે જોતા, એક પણ નદી ગંગા નથી દેવપ્રયાગમા અલકનદા અને ભાગીરથીનુ મિલન થાય છે, ત્યાથી એને "ગગા"ની સજ્ઞા પ્રાપ્ત થાય છે. ગૌમુખમાથી ભાગીરથી નીસરે છે. ગગા નહિ ગગોત્તરી એટલે ગગાનો ઉત્તર ભાગ, ગગા પોતે નહિ ત્યા તો ભાગીરથી જ છે એને અન્ય નદીઓ મળતા મળતા છેક દેવપ્રયાગમા અલકનદાના મિલન પછી તેને પુષ્ટતા અને ગાભીર્ય પ્રાપ્ત થાય છે, ત જ એને ગગા બનાવે છે, પરતુ ગગાનો મૂળ પ્રવાહ એ ભાગીરથી જ છે પહેલા એને નમસ્કાર કરીને પછી જ યમુનાના પણ દર્શન થઈ શકે છે.

એ ગગાની અદ્ભુતતાનો પરિચય આ ચાર ધામની સફરમા ભાગીરથીના દર્શનથી-ઉત્તરકાશી પાસે શરૂ થાય છે એને જોતા જ બધો થાક અને બધી કઠણાઈ વીસરાઈ ગયા આખો ભરી ભરીને કલાકો સુધી એને જોયા જ કરીએ, અને તો યે ધરાઇએ નહિ, એવુ ભાગીરથીનુ રૂપ છે એનો વેગ, એનો તોફાન, એના ગર્જન, એની વિશાળતા અને એનો સતુષ્ટ બિલાડી જેવો ઘુરઘુરાટ ચિત્તને ભરી દે છે.

વળી બીજી એક ખૂબી પણ મે અનુભવી ઉત્તરકાશીથી એક પ્રકારની કાટાળી ઝાડી આવે છે એ ખૂબ લીલી ઘેરી લીલી છે છોડ

બહુ ઊંચા નથી હોતા ઝાંખરેમાં વધારે ઝાળીપૂર થાય છે પાંદડાં ઝીણાં છે ને નાટાની વિપુલતાનો પાર નથી પણ એના ઉપર ફૂલ થાય છે જાઈ જેવાં એ દેખાય છે એનો ઘેરાવો લગભગ નખ જેટલા જ છ પાંચ પાંચ અને છ છ પાંદડીઓ એને છે પણ શુ એની મહેક છે! જૂઈના જેવી જ એ તો મને લાગી એ ઝીણના, ચમકતા, મહેકતા નાનાં વિપુલ સખ્યામાં થાય છે આખા છોડ તેનાથી ઢંકાઈ જાય છે, અને એની સુગંધ ચારે તરફ વાતાવરણને ભરી દે છે બધો સમય જ્યાં જાઓ ત્યાં, એની ખુશબોનો દરિયો નિરંતર ના છે આબુના પહાડ ઉપર પણ આ ફૂલ થાય છે *

પરંતુ એની બહુ નિકટની દોસ્તી કરવામાં માલ નથી એના નાગ એટલા બધા અને એવા તીક્ષ્ણ હોય છે કે એનાથી દૂર રહેવામાં જ મજા છે શુ એની સુવાસ છે! અતિ ઉગ્ર નથી, એટલે માગ જેવા વાસનાસૂગવાળાને પણ એ નડતી નથી ગમે તેની મીઠી પરંતુ કડક વાસથી મારુ માથુ દુખી આવે છે, અને તે પણ જો લાંબા સમય સુધી વેઠવાની હોય તો દુ બિમાર જ પડી જઉ પરંતુ આ ફૂલની અસર તેવી નથી મીઠી અને મદ, એ મગજને તરબતર કરે છે ઠંડો ઠંડો નશો ચઢાવે છે એના ઘેનમાં પથતી ન્યાણુતા ઓછી થઈ જાય છે, અને એ પથ છે પણ ઘણો આનંદ

રસ્તાની બે તરફ આ ફૂલની ઝાડીઓ ભરેલી છે વારંવાર અમારે ટૂંકા માર્ગ લેવા માટે કેડીઓ પકડવી પડે છે, એને ત્યાં ખરી કસોટી થાય છે સડકની મરામતને લીધે ડુંગરાની પગદંડીઓ ખૂંદતી વખતે આ વીંઝા ઝાંખરા ખરી કસોટી કરે છે એ કપડાંને પકડી લે છે શરીરને ઉઝરડા ભરે છે, ને નાસમાં વધારો કરે છે, છતાં પાછા ફૂલરૂપે હમીને, ખુશબોના અત્તર છાંટીને, એનું નિવારણ પણ કરે છે! એવી એની સતામણી અને એવી એની ખુશામત છે

* એ બધા કરમાદના વિવિધ પ્રકારો છે

હૃષીકેશમાં હું મોટર ટાયરના રબરના તળિયાવાળા કપડાના સ્લીપર પહેરતો હતો. આ યાત્રા માટે તે જ જાતના પણ દોરીવાળા જોડાની એક જોડ પણ મેં લીધી છે, પરંતુ સ્લીપર બહુ મજબૂત છે ને ઘણું કામ આપે તેવી છે, એવી ધારણા હતી. એ જોડાને આ મુસાફરી ગમી નહિ કે કોણ જાણે, પણ મસૂરી છોડયા પછી, એ ડુંગરના પથરાળ રસ્તા ખૂંદવાના પ્રયોગ સામે પ્રોટેસ્ટ તરીકે, એડી આગળથી એણે તળિયા સાથે અસહકાર શરૂ કર્યો હતો. તેને લીધે, જ્યારે ચડાણ કરવાનું હોય ત્યારે પગ સહેજે એડી તરફ સરકતો રહી એ ભાગ ઉપર જોર પડે, અને તેથી એ ભાગના ઊખડતા સાંધા વધારે ઊખડે. પરંતુ ઊતરાણમાં પગ આગળા તરફ સરકતો રહે, ને ખડાના ભાગને જોર ન આવે. તેથી આ સ્લીપર મને ચડતાં કરતાં ઊતરવામાં વધારે કામ લાગતી હતી. વળી નવા જોડા પહેરવાનો અખતરો હૃષીકેશમાં કર્યો હતો. તે વખતે મને ખબર પડી કે દુકાનદારે મને છેતર્યો હતો. જે નંબરનો જોડો મારે જોઈએ તેના કરતાં એનો નંબર એક ઓછો હતો, પરંતુ એ નંબરના જોડાને પડખે લખેલા આંકડા ઉપર એણે તેથી ઊંચા નંબરની છાપની ચોટાડી હતી. એ છાપની પટ્ટીથી ઊખડી જતાં એનો ખરો નીચો નંબર નીકળી આવ્યો હતો. તેમ હોવાથી જોડા ડંખે જ. એવી રીતે, છેક હૃષીકેશથી જ એડીઓ ઉપર એ નવા જોડાના ડંખ લઈને હું નીકળ્યો હતો. તે કારણે પણ ચડાણ કરતાં ઊતરાણ મને ઠીક પડતું હતું, કેમકે ચડતાં ખડા તરફ પગ સરકે, ને પેલો ડંખ જોડાના ખડા સાથે દબાય, જ્યારે ઊતરતે એ મોકળો રહે.

આ નવું પારાયણ કરવામાં મુદ્દો છે. પગપાળા પ્રવાસમાં તો પગ જ મુખ્ય ભાગ ભજવે અને બરાબર સરખી રીતે બંધબેસતા જોડા તેની સફળતાના પાયા સમાન હોય. જો જોડા બગડયા તો યાત્રા બગડી સમજવી. તેથી દરેક યાત્રીએ પહેરવાના જોડા સંભાળી લેવા.'

ચાલતાં ચાલતાં, જોડાની આ મુસીબતને લીધે, ચિત્ત એમાં જતાં

કરે છે એ ૯ આમ નાનકડુ નાગે પરતુ એની સતામણી સતત અને દુખદાયી છે પરતુ એને હસી નનામા જ મારો છુટકારો છે ચાનતા ચાનતા મૂર્ખ જેવો કલ્પ સૂઝ્યો એ નનની બુદ્ધિમત્તા ગતા તતી બાલિશતાએ મને રમૂજ આપી અને ઘણા લાભો પથ એની સ ાથી મારે હસતા હસતા કપાઈ ગયો

માગ જોડા descent—dissent કરનારા છે, descenters dissenters છે Ascent—assent કરનારા નહિ And that is not very decent—dissent of them '

આવી ક્ષુલ્લ ગમ્મતો પણ કષ્ટને હળવુ ગ્નામા કેટલી બધી સહાયક થઈ પડે છે ' આ શબ્દરમતની સહાય વગર મને અત્યાર સુધીનો આ મોટો પથ કાળ જેવો થઈ પડત ખરેખર, રમૂજવૃત્તિની ઓથ જીવનમા મોટી અને મહત્ત્વની છે

ગઈ ાને સાંજે અમે ભાટિયાણા પહોચ્યા હતા ત્યા ધર્મશાળા છે એ ભાગીરથીને ીક જ છે સ્થળ અતિ રમણીય છે લા ા અતર ચાલવાની હજી શરૂઆત કેદાર એટલે પગ દુખવાનો તડકો હજી અમે નિતાર્યો નથી સ્વામીને તનુ કષ્ટ વિશેષ હતુ, કેમકે એમનો એક પગ ચપટો છે ને એ દરે પગની એમને જરા વિચિત્રતા છે અગૂઠા ને આગળા તથા પગના તળિયા એમને બહુ દુખ દે છે મીઠુ નાખેલા ગરમ પાણીથી ઝારવા અને અગસિયુ મસળવાની સલાહ મે એમને આપી છે જિતસિંહની મદદથી ગે બધુ મહામહેનત થઈ શક્યુ છે ભાટિયાણામા ધર્મશાળામા ઓરડી મળી પણ રાતે દીવા બત્તીનુ શુ સાધન નહોતુ અમે સાથે મીણબત્તી પણ નહોતી રાખી એ અનુભવનો અભાવ અને આશાવાદની અતિશયતા હતી ભાટિયાણા પહોચ્યા ત્યા રાત તો પડી જ ગઈ હતી અધારામા રસોઈ કરવાનુ પણ અશક્ય હતુ એ રાત સહેજ ઉપવાસનુ પુણ્ય અમે પ્રાપ્ત કર્યું પણ સ્વામીના ચરણોની શુશ્રૂષા જેમ તેમ રીતે પગ પાર ઉતારી

ગુરતુગમા એન ભાઈએ અમને જે સડકે નગવાનુ સૂચ યુ હતુ, તે અમને કાણાતાનથી મળી હતી નાણાતાન છોડયા પછી એના માથે એન રસ્તો ડામે હાથે નીચે ઊતરે છે એ માર્ગ થગ થઈને જાય છે, ને ચોડો રેગ બચાવે છે આ બધા પથ ધૂળ ઝાખરા, ગ ા તા પથરા નાનરા અને આ રી ચડ ઊતરથી ભરેલા છે રસ્તામા ઝરોઝરણુ પણ નથી જો ાપોરના વખત પથે હોઈએ ના પાણી કમસખ્તી થઈ સમજવી છાગો આપે એવુ ઝાડ પણ ાના શોધ્યુ જડતુ નથી

આગળ જતા એન રથએ કેડી આવી જિતસિંહે નુ કે એ કેડી પનડનાથી ઘણુ ચાનરાન બચી જશે પ ખે ગામડુ હતુ ને ખેતરો રના તેમા માણસો પણ નણા ય સ્તાફરના રના ગેમાથી એનને પૂછી જોતા એણે ન્ચુ કે અહીંથી, માગ ધર પાસેથી ઊતરતી કેડી પન ગો તો ચ ઈ લેન બચી જશે

અમે એ કેડીઓ ઊતરી ને ખેડૂતનાઈ ઝૂપડીએ પહોચ્યા ત્યા બેસાડીને એણે અમને પાગી પાયુ, ો જિતસિ કે ુકો તાણ્યો પછી ઊતરાઈ શરૂ થઈ એવી તા વસમી એ કેડી રની ' ઝા ના ને મૂળિયા પનડના પનડતા અમે અનિષ્ટ એને પાર ના, ત્યારે ભાિનાગા ચડોચના પામ્યા

આમે રસ્તે નાના ઊો ન ના ટોળા ા ગી ત્રિગાનાા જય બોલાવે છે ને "સુઈનાગા" માટે ઇન ખાઈ નાખે છે અમો આ સુઈતાગાની ભીખની ખ પર જ નહોતી અનુભવની આ બીજી મોટી ખામી આ પથના દરેન પ્રવાસીએ જોડા અ ા સુઈ વાગા આ બે વસ્તુઓ સભાળી લેવી એરનો પાકો બોધપાર ુ આતાર સુધીમા શીખ્યો છુ અને ત્રીજુ, રાત માટે દીવાબત્તીનુ સાધન માત્ર ટોર્ચથી નામ નથી ચાલતુ થોડી મીણુ બત્તીઓ સાથે રાખવી જ જોઈએ

કાણાતાનથી આગળ થગ આ સુ, તે પાર ગી ો અમે યાઉ નર

પહોંચ્યા, જ્યાં આ દેવી પ્રસન્ન થઈ હતી; અને તે પછી, પેલી કેડીના લહાવા લૂંટીને અમે ભાલિયાણા પહોંચ્યા હતા. રસોઈ કરવાનું બને તેમ નહોતું. તેથી કાકામસ્તીનો પ્રોગ્રામ હતો પણ હજી પેલો સતુવો થોડો બાકી હતો. તે ફાકી લઈને અમે પાચ પકવાન આરોગ્યાનો સંતોષ માણ્યો.

બાલ આનંદી છે. ખુશમિજાજી છે. સ્વામી તો ઘણુંખરું અલગ ચાલે છે. મનમોજી સાધુબાવા છે. ચાલતી વખતે એમનો સાથ ઘણુંખરું હોતો જ નથી; પણ કોઈ વાર બાલનો સંગાથ રહે છે ખરો.

અનેક આધ્યાત્મિક અને બીજી તેનાથી ઘણા જુદા પ્રકારની ચર્ચાઓ કરતા, ગમ્મત ઉડાવતા, ગપ્પાં મારતા, સ્તોત્રો લલકારતા, ચીડનાં વનોની કદર કરતા, ઠોકરો તથા લપસણાંની કેડી ઉરાડતા અમે ચાલીએ છીએ. જ્યારે અમે ભેગા નથી હોતા ત્યારે હું એકલો મસ્ત બનીને કંઈ ને કંઈ લલકારતો લાંબે પગલે ચાલું છું. મારો કંઠ ગમે તેવો હોય, ને મારા રાગસૂરનો ગમે તેવો જુલમ હોય, પણ આ વનવગડામાં મને રોક-ટોક કરનાર કોણ છે? વસ્તીમાં એવો અખતરો કદાચ મને ભારે પડી જાય; હું ગાવા માંડું, તો ગામનાં ગામ ખાલી થઈ જાય, કે પછી બધા ભેગા થઈને મને મારીને હાંકી કાઢે; પણ આ ચૈતન્યમય છતાં ચેતનહીન પહાડપથરા અને વનસ્પતિ બિચારાં અસહાય હતાં. એમને દુઃખ લાગે, એમનાથી ન સહેવાય, તો યે એમણે સમસમીને બેસી રહેવાનું છે. એટલે કશા ય કષ્ટકારી પ્રત્યાઘાતના ભય વગર હું એવા એકલ પ્રવાસ સમયે મારા જેવા–છે–તેવા કંઠને મોકળો મૂકું છું; ને છેવટે ખુદ મારાથી જ મારું સંગીત નથી ખમાતું, ત્યારે હું મને પોતાને ગાતો બંધ કરું છું!

આ પ્રકારે, પ્રવાસની દરેક પળ અને દરેક પગલીમાંથી મજાનો કસ, ખેંચતો, આનંદ આનંદના સાગર ઉલેચતો હું ધરાસુ પહોંચું છું; ને

થોડી મિનિટમાં જ ધરાસુથી ધરાઈ જઉં છું ! આ લખતે લખતે સાંજ પડી ગઈ છે, અંધારું થયું છે તેથી ધરાસુનો એટલો ઇશારો કરીને જ બંધ થઉં, છું કે અત્યાર સુધી બીજું કશું નહિ તો મેલા પાણી જેવી યે ચા ઠેર ઠેર મળતી હતી, પરંતુ ધરાસુમાં એના ય વાંખા પ્રાપ્ત થયા છે!

હવે વચમાં પડીને થોડી નિંદા કરી લઉં ? નિંદા તો વાતચીતની ચટણી છે. તેના વગર વાતમાં ચટાકો આવે જ નહિ; અને ખરી નિંદાની મજા નિકટનાં સ્નેહીસંબંધી તથા મિત્રોની નિંદામાં રહેલી છે; કેમ કે એમના પ્રત્યે પ્રેમભાવ પૂર્ણ હોય; એમનું વાંકું બોલવામાં એમનું કશું વાંકું ઇચ્છવાનું નથી હોતું, એમના પ્રત્યેની પ્રીતિમાં ન્યૂનતા આણવાનું નથી હોતું. ઊલટ, માનવસહજ જે દોષો (આપણને "દોષો" લાગતા હોય તે)નું સ્મરણ કરી, એ કચરો મનમાંથી કહાડી નાખી, વધારાની વરાળના એવા ત્યાગથી પ્રીતિને વધારે નિર્મળ અને સુદૃઢ બનાવવાનું જ એ સાધન થાય છે. એ પ્રકારની નિંદા પ્રીતિની ઝાડઝૂડ છે અને સ્વચ્છ રાખવાનો ક્રમ છે. વળી નિર્દોષ દોષ જ માનવીને પ્રિય બનાવે છે. કેમ કે આપણે બધા તેવા જ દોષોથી ભરેલા હોઈ, સમાનધર્મી, સમાનશીલ સહુ કોઈ ને ગમી જાય છે.

માટે લાવો થોડી નિંદા કરી લઈએ.

અમારા સ્વામીનો સ્વભાવ આડો હાંડ છે. એને જે કંઈ કહો તેનો એક વાર તો એ વિરોધ જ કરવાના. કહેવતના મિયાંભાઈ જેવું વિના કારણે વાંકું બોલતાં એમને વાર નથી લાગતી. એ થાકીને લોથ થઈ ગયા હોય, હાંફતા હોય, પગે અતિ કષ્ટ થતું હોય, ને તમે સમભાવથી એમને કહેવા જાઓ, કે "સ્વામીજી, જરા આરામ કરો, બહુ થાક્યા છો." તો તરત એ ભભકી ઊઠે: "કોણે કહ્યું કે હું થાક્યો છું? એવાં આધાર વગરનાં વિધાન શા માટે કરો છો?" અને જો પગ દુઃખવાની વાત કરી તો એણે સામો તનરારો કર્યો જ છે: "મેં ક્યારે કહ્યું કે મારા પગ દુઃખે છે? અને નહિ તો યે, એનું તમારે શું?"

સ્વામી ચપટપગા અને થોડા જાડા છે, અને એમનો સ્વભાવ પણ ઠીક ઠીક એ જ રીતનો છે

શા માટે આ નોંધ કરવી પડી? એટલા માટે, કે પ્રથમ તો આવો લાંબો સહવાસ કરવાનો હોય ત્યારે આપણે આપણા સાથીને પૂર્ણપણે જાણીસમજી લેવા જોઈએ, કે જેથી તેમના પરત્વે કશી ભ્રમણા ન રહે ભ્રમ હોય, ભ્રાંતિ હોય, ને એનો નિરાસ થવાનો પ્રસંગ આવે ત્યારે દુઃખ લાગે છે પરંતુ ભ્રમ હોય જ નહિ ત્યાં આઘાતને અવકાશ નથી રહેતો તટસ્થપણે સાથીને સમજી લેવામાં તેની નિંદાસ્તુતિની દૃષ્ટિ ન હોય માત્ર એમની ખાસિયતો જાણી લેવી, આપણને રુચે એવી કઈ છે, ને આપણને ન ગમે એવી પણ કઈ છે, એ જોઈ લીધા પછી, ઓછામાં ઓછા વર્ષણ વડે એમની સાથે કામ લેવામાં ફાવટ આવે છે. એ માહિતીના ફળરૂપ તિરસ્કાર પ્રકટવાનો પ્રશ્ન છે જ નહિ કેમ કે એ વસ્તુ અરસપરસ છે, એ આપણે ન ભૂલીએ ઊલટ, માણસની ઊણપો સમજી લીધા પછી એનું આપણે ઘણું દરગુજર કરી શકીએ છીએ, ને એની ન ગમતી ટેવો પ્રત્યે થોડી રમૂજવૃત્તિ સેવીને તેનો અણગમો ખૂબ હળવો કરી શકીએ છીએ

બીજું, સાધનની દૃષ્ટિએ સરળ માણસની દરેક રીતે અનુકૂળ થતા સાથીની, સેવા કરવામાં કશી મહત્તા નથી, સાધના નથી, પરંતુ મિજાજી, ટેડા સાધુને રાજી રાખી શકાય, ત્યારે કંઈ જીત્યા હોવાનો સંતોષ થાય છે! કેમ કે એ માનસિક કસરતમાં અધ્યાત્મલાભ સમાયેલો છે, આત્મભાન તરફ એ આપણને પ્રગતિ કરાવે છે આપણા પોતાના ઘણા ખૂણાખાંચરા તરફ એના વડે આપણું ધ્યાન આકર્ષાય છે. નિરીક્ષણના અભ્યાસને એ પોષક છે.

તેથી આ સ્વામી જેવા છે તેવા જ ઠીક છે એમનો સહવાસ મને મિજાજ ઉપર કાબૂ રાખતા, ઘણું વણું ખમી ખાતાં અને ઘૂંટડા ગળતા

ઝપાટાબંધ શીખતી રહેલો છે વળી મે જોયુ છે કે એ મિત્ર એક વાર આડા જરૂર પડે છે, પણ જો એમની એ આડાઈ તરફ દુર્લક્ષ કરીને જરા ધીરજથી નામ લઈએ તો એમની મેળે જ એમનો નમાર હળવો થઈ જાય છે, ને એ શીધા ઊતરે છે જરૂર વીનજ, જરૂર ખામોશી, અને ખૂબ બની, સ્મૂજવૃત્તિ હોય તો અમારા સ્વામી નાખ રૂપિયાનુ નીખ છે, અને વળી એ વિદ્વાન સારી પેઠે છે નવા સાધુ હોવાથી એમનો વૈરાગ્યનો આવેગ પ્રબળ છે એ નિખાલસ છે ને ટેવાયેલી લીધે પગ દુખતા હોય કે નહિ તો યે ચાલવામા જરાય પાછા પડે તેવા નથી સાથીમા એથી વધારે શુ જોઈએ?

અને આ જુનાનિંગો—એ લહેરીનાનો છે ચાલાક ચબરાક છે ભણેલો છે વિદ્વાન છે સ્વચ્છંદી છે, મારીની જેમ એ પણ બીડી ખૂબ પીએ છે, પોતે સારો સાધન હોવાનુ એ ફક્ત ગર્વે માને છે

મહાગી હોઈ, એમની ખાતાપીતાની ટેવો ગંદી છે, પણ એ દીચયુ, કેમ કે એવી બાબતની મારી અતિશયતાની પણ ને નટાવી જના સુગાળવાપણાનો એ જન પ્રતિકાર છે ગમે તવી ટેવોવાળા સાથીઓ સાથે રહેતા, ને એ બધુ ખમી ખાતા મારે શીખવુ જ જોઈએ એ કેળવણી માટે આ બે મિત્રો ખરેખર અસરકારક નિશાળ ગણી રહેના છે

મારા પરત્વે મારા સાથીઓ પણ આવી જ તુલના કરતા હશે, ને કદાચ એ પણ મારા જેવા જ નિર્ણય ઉપર આવેલા હશે! હુ જેવો છુ તેવો મને સહી લેવાનો ઉદાર વિચાર એમણે પણ ક્યો જ હશે!

એમની ટેવો મારાથી જુદી છે, તેથી મને ગંદી લાગે છે મારી ટેવો એમનાથી જુદી હોવાથી એ એમને ગંદી લાગતી હોય, એ સંભવ ન્યાયયુક્ત છે અને એ સ્થિતિમા, કોણે કોનો તિરસ્કાર કરવો ઉચિત હોય?

---

## પ્રકરણ ૪

# યમુનોત્તરીને પંથે, પહાડનું પરાક્રમ

**કલ્યાણી, તા. ૨૯-૪-'૪૮ ને વાર ગુરુ :** ગઈ કાલે રાતના નીશી લખતા અંધારુ થઈ ગયુ, ને દીવાબત્તીનુ સાધન નહોતુ

અમે ધરાસુ પહોચ્યા ને કાલી કમલીવાલાની ધર્મશાળા શોધી કહાડી અમારે કેટલીક વસ્તુઓ જોઈતી હતી, તે બધી ધરાસુમા મળશે, એમ જિતસિંહનુ કહેવુ હતુ માગ કાટેના જોડા ત્યા સિવાશે માગ એક ઝોળાના થોડા ટાકા ઊખડી ગયા હતા તે ત્યા સીવાશે ખાના-ખરાની મીઠાઈ ઇ તૈયાર ચીજો ત્યા પ્રાપ્ય છે, નવા જોડા ખરીદવા હશે તો યે ધરાસુમા એ બની શકશે, અમે આવી આશાની ઇમારતો ચણીને ઉત્સાહપૂર્વક ધરાસુ પહોચ્યા હતા

ધર્મશાળાની નજીક પહોચતા પહેલા ત્રણચાર અતિ વિવેકી બાઈઓએ સામા મળીને અમારી ખબર લેવા માડી આપ કયા મુલકના છો? આપનુ નામ શુ? ઇ ઇ પ્રશ્નો ઉપરથી અમે જાણ્યુ કે એ પડા અથવા પડાના ગુમાસ્તા છે. એમની સતામણી ધરાસુથી રીતસર મડાય છે ત્યાથી ગગોત્તરી અને યમુનોત્તરી જવાની સડકો શરૂ થાય છે, તેથી બને તીર્થોના પડાઓ યજમાનોના કેન્વાસિંગ માટે ત્યા એકઠા થાય છે

આ પડાઓનો ત્રાસ જેવોતેવો નથી આગતુકને એ લોકો ઘેરે છે થાકેલા મુસાફરને એ કળ વળવા દેતા નથી જો એ જરા ખિજાઈને જવાબ આપે, તો પડાઓ અનેક પ્રકારે વાકુ બોલીને એને પજવે છે તથા દમદાટી કરે છે પડો કરવાની ના પાડે, તો પાપ અને મહટની

જાતજાતની ભિક્ષામણીઓથી સામાન્ય શ્રદ્ધાળુ યાત્રાળુને એ ગભરાવી મૂકે છે જે સામો થયો તેના ભોગ મળ્યા સમજવા. છેવટે કેવળ સ્વરક્ષણની ખાતર, આ બલાથી છૂટવા માટે પણ મુસાફર શરણે થાય છે, ને એકાદ પંડાની ચિઠ્ઠી સ્વીકારે છે

આ લોક ઉપયોગી પણ થઈ શકે છે. કેટલાક શ્રીમંત મુસાફરો પંડાને પોતાને વતન બોલાવીને તેની સાથે જ પ્રયાણ માંડે છે. મુસાફરીને લગતો બધો ખર્ચો એ ઉપાડે છે આખી યાત્રા પાર કરાવીને છેક ઘર સુધી મૂકવા પણ પંડા અથવા પંડાનો માણસ જાય છે. ધનવાન યાત્રાળુઓને પંડો એ ભાવે મોંઘો નથી પડતો. એને નિમિત્તે ભાડાં, ખાધાખર્ચ, વાટખરચી, દક્ષિણા ઇ. મળીને પાંચએક રૂપિયા થાય, તો પણ તે વધારે ન ગણાય.

સામાન્ય છતાં સંપન્ન સ્થિતિના યાત્રી હરદ્વાર, હૃષીકેશ, દેવપ્રયાગ, ટિહરી કે ધરાસુ જેવા કોઈ કેન્દ્રથી પંડાના માણસને જોડે લઈ લે છે. મોટા સંઘને એવો માણસ ભારે ન પડે એનો મોંઘો જેટલો ખર્ચ થાય તો પણ એ વહેંચાઈ જાય, એટલે પોસાય તેથી એકંદર આ પંડાની સંસ્થા ખોટી નથી ઉતારા, રસોઈપાણી ઇ.ની હેરાન કરનારી ખટપટોમાંથી એ યજમાનને ઉગારી લે છે, એ સેવા જેવીતેવી નથી

પરંતુ [illegible] મુસાફર પંડાને શું કરે? વળી તેમાં જેને અંધશ્રદ્ધા નથી, તીર્થોમાં શ્રાદ્ધ, સંકલ્પ, તર્પણ ઇ. વિધિઓમાં જેને રસ નથી, ધૃણાજન્ય જૂઠાણાં, દેવદેવીઓ તથા તીર્થો પ્રત્યેના પવિત્ર ભાવોને આઘાત પહોંચાડે એવાં જે ગપ્પાં તીર્થે તીર્થે આ બ્રાહ્મણો હાંકે છે તે પ્રત્યે જેને સખત અણગમો હોય તેવા મુસાફરને આ પંડા સાથે કેમ ફાવે? ડગલે ને પગલે માત્ર પૈસા જ પડાવવાની દાનત, અને કચકચનો પાર નહિ, એ આ પુરોહિત વર્ગનું મુખ્ય લક્ષણ થઈ પડ્યું છે.

અમારે એમના આગ્રહનો ઉત્તર શો આપવાનો હોય? પંડો નથી જોઈતો, એટલું કહેવા ઉપરાંત બીજું અમારે શું કહેવાનું હોઈ શકે?

ધર્મશાળા ચિક્કાર ભરેલી હતી. કેમ કે ટિહરી અને મસુરી, બન્ને કેન્દ્રોના માનવપ્રવાહો અહીં ભેગા થતા હતા. ઉપર ગયા, તો છજામાં થોડી જગા ખાલી હતી. અમે ત્યાં બિસ્તર નાખ્યા.

મારી બાજુમાં મેં એક સંન્યાસીને શાન્તિથી બિરાજેલા દીઠા. પહેલી નજરે જ મારા મનમાં પડઘો પડયો કે કહો ન કહો પણ આ શરીર ગુજરાતી છે. અને એ અટકળ સાચી નીવડી. એ સંન્યાસી હતા અમદાવાદવાળા સ્વા. સોમવારપુરીજી. સ્વા. અદ્વૈતાનંદજીના તથા સ્વા. માધવતીર્થના એ સારા પરિચિત છે. અમને ગુજરાતીમાં વાતો કરવાનો કેટલો આનંદ થયો હશે ! આ સોમવારપુરીજી પણ ચારે ધામ જવાના છે. પરંતુ વૃદ્ધ શરીર છે, ને કશી ઉતાવળ નથી, એટલે નિરાંતે ધીરે ધીરે ફરવાના છે. જુવાનીમાં એક વાર બદરી–કેદાર એમણે કરેલાં છે.

ગંગોત્તરી, યમુનોત્તરી, ટિહરી અને મસુરીના માર્ગોના ગામોનું કેન્દ્ર હોવા છતાં, ધરાસુ સાવ ભૂખડીબારશ નીકળ્યું. ત્યાં દૂધ તો શું પણ ચા સરખી મળી નહિ. ચણા પણ ક્યાં ય જડયા નહિ, ત્યાં બીજું કશું ખાવાપીવાનું હોવાનો પ્રશ્ન જ ક્યાં રહ્યો ? નથી ત્યાં ધોબી, નથી મોચી, નથી નાઈ. બહુ બહુ તો કાચા આટા–દાલ–ચાવલ મળી શકે તેમ હતું; પણ વાસણ મળ્યાં તે સાવ તૂટેલાંફૂટેલાં હતાં.

એટલે ગંગાજીનું નામ લઈને અમે ભૂખ્યા તરસ્યા જ ત્યાં પડાવ નાખ્યો...ના, તરસ્યા નહિ. ગંગાકાંઠે તરસ્યું કોણ રહે ?

અમારી સામે જ ભાગીરથી પૂરબહારમાં ઘમઘમાટ વહેતી હતી. એનો પ્રભાવ જબરો છે. એનો ગુંજારવ હવાને ભરી મૂકે છે. ધર્મશાળા ખરેખર સુંદર સ્થળે બાંધેલી છે. સરિતાની સામે જોઈ રહેતાં થકાતું નહોતું. એવી સુંદર જગા છે કે ત્યાં પલાંઠી જમાવીને બેસતાં નિરાયાસે ધ્યાન લાગી જાય, ને ચિત્ત શાન્ત થઈ જાય.

ભાગીરથી તોફાની અને મસ્તીખોર છે, ફાટફાટ થતી એ ફાવે તેમ ઠેકડા મારે છે એ ગાજે છે, દોડે છે, કૂદે છે, ને બિવરાવે છે. મોટા મોટા પહાણાઓ સાથે એ મહામોટુ ધમસાણુ કરીને ધમાલ મચાવે છે, પણ એ બધુ પોતાના પટની અંદર રહીને જ. પોતાને માટે નિર્માણ થયેના માર્ગમાંથી એ તસુભર પણ ખસતી નથી એ મર્યાદામા રહીને એ કૂદવુ હોય તેટલું કૂદી લે છે.

ભાગીરથી એક જ છે. ભૌગ ઇ.ના સંજોગોને લઈને કોઈ કોઈ સ્થળે એના ફાટા પડે ત્યા એનુ અદ્વૈત ટળી જતુ દેખાય છે, બધા પ્રકારના અદ્વૈતો, દ્વૈતો અને આર્યસમાજના જેવા ત્રૈતોના ભાન પણ એ ધારણ કરતી ભાસે છે. ઉપનક નજરે જોનારને એ બધા રૂપ પૃથક્ અને જૂજવા હોય તેવા જણાય છે, પરંતુ વાસ્તવમા એ બધા પ્રવાહો એક જ છે–ભાગીરથી ! અને ભાગીરથી મટીને ગંગા બની જાય છે, પોતાના નામ તેમ જ રૂપને ગંગાનામી પદમા લીન કરીને કૃતાર્થ બને છે ત્યા એ એક જ, અદ્વૈત હોય છે, અને ગંગારૂપે પણ પછી એ છેવટે પરમબ્રહ્મરૂપ સમુદ્રમા સમાઈ જઈ, વ્યક્તિત્વને ત્યજી દઈને ત્રય મહાસાગરમય થઈ જાય છે

જુદા જુદા દેખાતા આત્મસાધનના માર્ગોનું પણ એવુ જ છે

ધરાસુથી અમે ધગાઈ ગયા હતા આજે સવારે ૩ા વાગે ઊઠીને અંધારામા જ અમે નીચે ઊતરી ગયા પણ પાછી રસ્તો પૂછવાનું ચૂકી જવાની એની એ ભૂલ કરી જિતસિંહ જાણકાર તો હતો, પણ આ પરિવર્તનશીલ સંસારમા આ યાત્રાના માર્ગ સવિશેષ પરિવર્તનશીલ છે અમે અંધારામા ઠેબા ખાતા ચાલવા લાગ્યા, ત્યા પાછળથી કોઈએ બૂમ પાડી કે એ રસ્તે જશો નહિ, એ તો ગંગોત્તરી જાય છે. ડાબે હાથે જાઓ

અમે ડાબી તરફ વળ્યા ત્યા વળી એ જ અવાજ ગાજ્યો, કે એ

રસ્તો તૂટી ગયો છે, માટે કેડી પકડજો ! —ઈ કેડી, તે સમજાયું નહિ એટલે એ અનાજે અમને સબૂર કરવા કહ્યું. થોડી વારમાં એ ભાઈ દોડતા આવ્યા એમનું મુખ લીલીના ચાકાથી ભરેલ હતું અને એમનું એન નેણ કોઈ પણ ગણથી સદા માટે મીંચાઈ ગયેનું હતું

એમણે સમજણ પાડી કે રસુનોત્તરીને માર્ગે પૂલ તૂટી ગયા છે, તેથી સડક ઉપર ન જતા જમણે હાથે કેડી પકડી લજો, ને ત પછી આગળ સડક પકડજો પછી એણે તરત ચિઠ્ઠી આપી ! અમારે પડો નહોતો કરવો પણ આવી રીતે થઈ ગયો ! મા.જો !

અમે કેડી પકડી ને પછી અમારી મખમ્લી બેડી અધારામાં અમે જે પહાડ ચડયા તે અજવાળામાં ચડવાની કદી હિંમત ન કરી શક્ત એનું વર્ણન રવાનો પ્રયત્ન નિરર્થક છે માત્ર એટનું જ હી શ ાત કે એ કેડીપ્રવાસ દરમિયાન એ ડગનું પણ અમને અમારી જિંદગીનો ભરોસો નહોતો

ઉપર ઉપર ઉપર ! બસ ઉપર જ ઉપર ! હાંફી હાંફીને અમે સાવ થાકી ગયા જિતસિંહની શી દશા થઈ હશે ! એને આ શું સમજાતું નહોતું એ બબડાટ કર્યા કરતો જ હતો કે મઈ ભૂત થાત હે એ મો ળા સ્થળે અમે શ્વાસ ખાવા બેઠા, ને વળી પાછા ઉપર ચાલ્યા

અમે પગથિયા ખેતીનાળા કુંગર ઉપર ચડતા હતા ચાર પગના ચાલવા, ને પછી ઉપરે પગથિયે પાંચ છ ફીટ ચડવાનું પાછા ચાર ડગના, ને પાછા ચડવાનું ચડતા ચાલતા અમે ગામે આવી ગયા કેમે ય કર્યો આ જુલમનો પાર નહોતો આવતો હજી અંધારું હતું, ને માર્ગ સૂઝતો નહોતો

આખરે દૂરથી એક ઝૂંપડી જેવું દેખાયું એ તરફ અમે ચડ્યા. મહા કષ્ટે ત્યાં પહોંચ્યા ને ત્યાં બૂમો પાડી અંદરથી જવાબ આવ્યો.

અમે અમારી દશા કહી સંભળાવી, એટલે એણે અમને બેસવાનું કહ્યું. એના ફળિયામાં અમે બેઠા. ત્યાં ઘાસના પૂળા, દળ, લાકડાં, ઢોર-ઢાંખરના નિભાવ અંગેનો સરંજામ ઇ. પડ્યું હતું.

એક બાઈ ઝૂંપડીના નીચા બારણામાંથી વાંકો વળીને બહાર નીકળ્યો. ચલમો સળગી. તમાકુઓ પિવાઈ. જિતસિંહ સાથે એણે પોતાની ભાષામાં અલકમલકની હાંકી. પછી એમ કરતાં થોડું અજવાળું થયું, એટલે એણે ઇશારો કર્યો કે મારી પાછળ ચાલો. એ પાણી ભરવા જતો હતો. પાણી એકાદ માઈલ જેટલું છેટે હતું, ત્યાંથી એને ખપ-જોગું રોજ લઈ આવવું પડતું હતું. એ આગળ ને અમે પાછળ એમ સરઘસ ચાલ્યું. પછી જળનું સ્થળ આવતાં એણે પગદંડી બતાવીને સૂચનાઓ આપી, એટલે અમે આગળ ચાલ્યા.

અહો! કેટલું જોખમ એ કેડીમાં ભરેલું હતું! ચીડનાં ઝાડની સળીઓના ઢગલેઢગલા સુકાઈને બધે પથરાયા હતા. એ એટલા બધા લપસણા હોય છે કે એના ઉપર ઉપાડો પગ કે જોડા કશું ટકી શકતું નથી. લાકડીનો ટેકો પણ એમાં નકામો થઈ પડે છે, ને માત્ર વધારે લપસવામાં જ એ સહાયક બને છે.

બહુ સાંકડી કેડી, અને તે પણ વાંકીચૂંકી, ખાડાટેકરાથી ભરેલી, આધાર વગરની, ખીણોવાળી...અનેક વાર પડતેપડતે અમે રહી ગયા. બે કે ત્રણ વાર તો, હું એવો સરક્યો હતો, કે બે ક્ષણ હૃદય ધડકતું બંધ પડી ગયું હતું! સાહસની આ તાલીમશાળાની જેટલી તારીફ કરું તેટલી ઓછી જ છે.

ત્રણથી ચાર માઈલના આ ડુંગરાના ભેડાણ પછી પાછી સડક હાથ લાગી. અમે મન વાળ્યું, કે બધા જ યાત્રીઓને એ અનુભવ થયો હશે, એટલે અમારે ભાગે એમનાથી વધારે હેરાનગતિ નહિ આવી હોય.

આ મુશ્કેલ યાત્રાને વધારે મુશ્કેલ બનાવનારની સંજોગોની પેરવીનો આ પણ એક ભાગ માની લેવો એ સિવાય બીજું થઈ પણ શું શકે ?

ઘણે ભાગે આ માર્ગની આવી પગપાળી વિકટ મુસાફરીની આ છેલ્લી તક છે આવતા વરસ ખટારા અહીં ચાલુ થઈ જશે પછી છેક ઉત્તરકાશી સુધી ધમધમાટ કરતા માણસો પહોંચી જશે એટલે અમારે ભાગે વિકટતાનો આ છેલ્લા અને તે કારણે વિશેષ આકરો ઝમકારો આવ્યો છે! અસ્તુ ખોટું નહિ.

મારા જૂના જોડાની સ્થિતિ એટલી નરી ગરબડી હતી કે નવા જોડા મારે પહેરવા પડ્યા હતા એ ઘટનાએ આ ડુંગરપ્રવાસની 'મઝા'માં સંગીન ઉમેરો કરી આપ્યો હતો પગે ડંખ લાગેલા હતા જ, તેના ઉપર એક નંબર નાના જોડાનો જુલમ પડ્યો, અને તે પણ આવી પગદંડી ઉપર! એક તો માંકડું તેણે મદિરા પીધી અને તે ઉપર વળી એને વીંછી કરડ્યો, એના જેવી આ ઘટના બની!

એમ છતાં પણ અમે આખા ને આખા હરસાણી ચટ્ટીએ પહોંચી ગયા એ બતાવે છે કે ખરું જોતાં આ બધી તકલીફોમાં કશો દમ નહોતો નહિ તો હાડકાં સલામત રાખીને અમે અહીં સુધી આવી શકત જ નહિ!

એ દિવસથી અમારો બધો દારોમદાર ચોખા અને અડદની ખીચડી ઉપર રહેલો છે આજે આ ચટ્ટીમાં અમે ઘી દીઠું અને તે પણ કેવું ઉમદા ઘી! આટો તો હોય જ અને ગોળ પણ મળતો હતો વાહ, વાહ ને વાહ! એનાથી ઉત્તમ બીજું શું હોઈ શકે ભલા ?

માત્ર બે ગંગામાંથી આવી પતિતપાવની ગંગા થઈ છે, ને એને નામે ને દામે અમે ઉત્તરાખંડની મુસાફરીએ નીકળ્યા છીએ તો પછી જયાં ત્રણ ગંગા ભેગા થાય તેના પરમપદથી ઓછું કશું પણ શા માટે હોઈ શકે ?

આ સફરમાં પહેલી વાર મેં શીરો બનાવી નાખ્યો. મારા સાથી ગોને મારું આ પરાક્રમ અત્યંત મૌલિક પૂર્ણ અને પ્રશંસાયોગ્ય લાગ્યું અને એમણે તરત જ "ક્યુલિનરી એક્સપર્ટ" (ન્મોઈ કોવિદ)નું બિરુદ પહેરાવી દીધું ! ચાર દિવસ થયા ઘી કે તેલ જેવી કોઈ ચીજ પેટમાં ગઈ નહોતી, એટલે આ નાયામાં એની ખાધ પડી હતી, તે થોડી એવી રીતે પુરાઈ

અહીં ઘી હતું, પણ દૂધ નહોતું અને ચા પીવી હતી એ નિર્માણ હતું તેથી મેં ચાનો નાવો ન્રાવ્યો, ને તેમાં ઘી નાખીને બધાને પાયો પેટમાં તો પથરા થઈ ગયા હતા ઘીરાળી ચા વડે કરીને એ અંતર્ગત વસ્તુસ્થિતિ જરા સુધરશે, એવો મને ભરોસો છે મારા દોસ્તોને આ હિમ્મત પણ ગમી ગઈ છે

આ બધા પ્રયોગો ચાલતા હતા ત્યાં મોમસારપુરીજી ડોલતા ડોલતા આવી પહોંચ્યા એ ભાઈ માન દોઢમે ન્નાર ઉપર જ નીકળ્યા હતા બહુ મન તો છ વાગે નીકળ્યા હશે, ને સાડા સાત વાગે અહીં પહોંચી ગયા અમે સાડા ત્રણ વાગે નીકળેના છેક સાત વાગે અહીં આવ્યા હતા પૂછતા ખબર પડી, કે બધા જ યાત્રીઓ યમુનોત્તરીની સીધી સડકે થઈને જ ક્ષેમકુશળ આવ્યા, નશી ધે તળ્નીક નગર ચાની નીકળ્યા હતા, ને પાચ માઈલથી વધારે એમને ચાલવું નહોતું પડ્યું ! માત્ર એક ઠેકાણે થોડું મગરા હતું, ત્યાં જરા આડા ફંટાઈને તરત પાછા સડકે આવી જવાતું હતું !

ગોટન કે પેના એનાલ્ફી પડાએ અમો જે પહાડમાં ચાર માઈલ નડાવીને તોડી પીધું, તે વગરજરૂરનું હતું ! અરેરે ! શું નસીબ છે ! અમે જે વિટંબણા વેઠી તે સાવ બિનજરૂરી હતી, એ જાણીને અમને કેવો આનંદ તથા સંતોષ થયો હશે !

અમે અહીં સુધીમાં લગભગ સાઠ માઈલ કાપ્યા છે તા. ૨૫થી

તા. ૨૯ની સાંજ સુધીમાં અમે પૂગ પાસ૨ માઈલ કર્યાં હશે. આગળ બે સાથીઓની ચાલવા પરત્વેની મનોવૃત્તિ ખાસ ખૂબીદાર છે. એક વાર સડકે પડ્યા, એટલે જાણે દડગાયા કુતગ પાછળ પડ્યા હોય તેમ એ બન્ને ભાઈઓ ફાળ ભરતા ધસે છે. આંખ મીંચીને બસ દ નારે જ જાય છે. રસ્તામાં ક્યાં યે ન થોભે, આસપાસના વૈવિધ્યભર્યાં દૃશ્યો જોવાની ઇચ્છા સરખી એમને ન થાય, જાણે કે માર્ગ કાપવો અને બીજે પડાવે પહોંચવું એ એક જ હેતુ આ મુસાફરીનો હોય, તેવી રીતે એકાગ્રતાથી એ ધસમસતા ચાલે છે. પણ એ ભૂલી જાય છે કે હિમાલય તો હજી હવે આવવાનો છે, અત્યારથી આટલી ઉતાવળ કર્યે પાર કેમ આવશે? અમે હવે સાવ જુદા જુદા જ ચાલીએ છીએ.

આ પ્રવાસમાં નહાવાધોવાની બજાર મંદ રહેતી લાગે છે. ઘણું ખરું ચટ્ટીઓમાં પાણીની તંગી રહે છે. સવારમાં વહેલા ઊઠીને ચાલવું, બપોરે વિસામો કરવો, ત્યાં ભોજન કરવું; નહાવાના પાણીની સગવડ હોય, ને ન પણ હોય. જો ન હોય, તો નહાવાનો સવાલ જ નથી રહેતો; અને જો હોય, તો આળસની ક્યાં ખોટ પડી છે?

ભાલિયાણામાં અમે ભાગીરથીમાં ખૂબ નાહ્યા હતા. સરસિયું ચોળીને નાહ્યા હતા. કપડાં પણ અમે ત્યાં ધોયાં હતાં. કેમ કે ત્રણ દિવસનો હિસાબ ચઢી ગયો હતો!

સ્વામી મધુ જ ચોખ્ખા છે. જળ દેખે ત્યાં એ નાહ્યા વગર રહેતા નથી. અને કપડાં ધોવાનો એમનો ચડસ ખરેખર વખાણવા પાત્ર છે. ગરમ સ્વેટરો સુદ્ધાં એ દર વખતે ધુએ છે. જ્યારે બની શકે ત્યારે પાથરવાની શેતરંજી સુદ્ધાંત એ ધોઈ નાખે છે. જ્યારે જુઓ ત્યારે એ ધોતા, કે ખંખેરતા, કે ટૂંકો માગતા દેખાય છે. એમની આ ટેવ મને બહુ ગમી ગઈ છે. એટલી બધી હદે હું નથી પહોંચી શકતો; પણ એમાં બીજા છેડાની હદ ભાન સાચવી લે છે. હું એ બેમાં વચલી સ્થિતિમાં છું!

નાખ્યા હતા અને મારા મિત્રો તડકાથી એવા થાકી ગયા હતા કે તરત આગળ વધવાનો પ્રશ્ન નડતો. ઘીવાળી ચા બનાવીને પીતા તથા ત પછી હનવો બનાવીને તેને ઇન્સાફ આપતા તડકો ચડી ગયો. વાગ્યા હતા માત્ર દસેક જ, પણ મારા સાથીઓ માટે એટલું પૂરતું હતું. ખાસ કરીને બાબાને એટલું મહાનું ધણું હતું. એના ઉપર નિદ્રાદેવીની અઢળક કૃપા છે. રાતે શું કે દિવસે શું, પડખું વાળવાની જ એને વાર હોય છે. એ બાબતમાં એ જરા સંકોચ રાખતો નથી.

એટલે ઝાડ નીચે કે છાપરી નીચે ધૂળમાં, જેને જ્યાં ફાવ્યું ત્યાં સૌ લેટી ગયા. સ્વામીનો દિમાગ વળી જુદો હતો. એમણે ક્રોમીન-મંડળ પકડીને આગળ વધવાનું મૂકયું. મને બપોરે ઝોકું ન આવે, એટલે મેં રોજનીશી કાઢી ને થોડું ટાયણ કર્યું. પરંતુ નિરાંતે બેસવા જેવું પણ ત્યાં સ્થાન નહોતું. બાકી એક વાર જે પડખું વાળ્યું, તે પછી કરવટ બદલવાની એને જરૂર પડી નહોતી. જિતસિંહે પણ લાંબી ખેંચી હતી. સોમનાથપુરીજીએ પીપળા નીચે સોડ્ય તાણી હતી. માખીઓનો ત્રાસ એવો ભારે હતો કે નહિ તો યે મોં એ મટકું મારવા ન દે. પરંતુ અન્ય મિત્રો ઉપર એ એટલો બધો પ્રભાવ પાડી શકી નહોતી.

છેવટે બાર વાગે મારે માગ સાથીઓને જમાડવા પડ્યા, ને અમે આગળ ચાલ્યા.

ધરાસુથી કલ્યાણી છે માત્ર પાંચ માઈલ, પરંતુ બાણિયા પડાને પ્રતાપે કરીને એમાં અમે સ્વાશ્રયી બનીને ચાર માઈલ ઉમેરી લીધા હતા. કલ્યાણીથી પાંચ માઈલ દૂર ભરમખાના ચટ્ટી છે. ત્યાં અમે સાંજ પડતે પહોંચ્યા. એ રીતે તે દિવસે અમે ચૌદ માઈલનો આંકડો ચડાવ્યો હતો. તે સાંજે વાદળાં ચડી ધૂમધડાકા સાથે આકાશ ઘેરાયું હતું. હિમાલયની મોસમનો કશો ઢંગધડો નથી હોતો. ગમે ત્યારે, ખાસ કરીને બપોરે બે વાગતા પછી, વાદળાં ચડી આવે, ને વરસાદ તથા કરા

પડે, એ સામાન્ય ઘટના છે વરસાદ પડ્યો ત્યારે અમે ક્યાં પણ આશ્રય વિનાના માર્ગે ચાલતા હતા અમને લાગ્યું કે હવે જરૂર ઝબોળિયું ખાવું પડશે કેમ કે માગી પાસે પાણી સામે રક્ષણનું કશું જ સાધન નથી અને હોય, તો યે એ કેટલું રક્ષણ આપી શકે?

પણ વરસાદ થોડો છાંટીને પછી ખમૈયા કરી ગયો ખાસ પલળવું પડ્યું નહિ, પરંતુ એણે જાણે કે ચેતવણી આપી દીધી કે હવેથી બપોર પછી નીકળો, ત્યારે જરા આસમાન તરફ નજર કરી લેજો જો એ ઘેરાયું હોય તો જ્યાં હો ત્યાં જ "ગંગાજી મનાજો", ને બહાર નીકળવાનું સાહસ કરશો નહિ

સ્વામી કલ્યાણીથી જે ઊપડ્યા હતા, તે ભગ્ગરખાનામાં અમારી રાહ ન જોતા આગળ નીકળી ગયા હતા ભગ્ગરખાના પહોંચતા સાંજ પડી ગઈ હતી, એટલે આગળ ચાલવાની મારા સાથીની બહુ ઇચ્છા નહોતી. ભગ્ગરખાનાની ધર્મશાળામાં આરામ પડે તેવું હતું સોમવારપુરી પણ ત્યાં આવી પહોંચ્યા એમણે આ આરામની ફિલસૂફીને પુષ્ટિ આપી એટલે અમે ત્યાં જ અડ્ડો જમાવ્યો

સ્વામી ભિક્ષાની ટેવ પાડવાની ધૂનમાં પડ્યા લાગે છે. તે ઉપરાંત એમના મગજની સહજ ફાટાફાટ પણ એમને બહુ સતત રીતે આગળ સગાથને વળગી રહેવા દે તેવી નથી આજે સિલક્યારીમાં અમને દુકાનદારે કહ્યું કે એ મહાત્મા અહીંથી આજે સવારે નીકળી ગયા છે, ને તેમણે સંદેશો કહાવ્યો છે કે હવે હું ગંગનાણીમાં મળીશ ગંગનાણી સિલક્યારીથી ૧૨ માઈલ છેટે છે! આવું નામ તે શાથી કહેવાય!..

પણ એમાં ખોટું શું છે? સાધુ, એટલે ક્યાં યે સંગથી રહિત. એને વળી સાથ સચવનારા કેવા હોય? એને વળી યોજના કેવી હોય? એરુઆ રંગને અહીં સર્વત્ર વગર પૈસે અન્ન અને આચ્છાદન પ્રાપ્ત થયા કરે છે. તેથી વિશેષ સાધુને જોઈએ પણ શું?

સાધુએ અને સાધકે અહોનિશ આનંદમાં રહેવું ઘટે પણ જોતા ખરા અદ્વૈતીનું લક્ષણ એ છે કે એ સદૈવ આનંદમાં હોય કદાચ કે સંતાપ એની નજીકમાં ફરકે પણ નહિ

આનંદ. આનંદ અને સુખના કેમ એના બધા વિચાર જવો પડે છે! પૂર્ણપણે નંદુરસ્ત મનુષ્યને પોતાના શરીરની હયાતીના ખ્યાલ પણ નથી હોતા એવો ખ્યાલ ન હોવો, એ વિષે વિચારને અવકાશ ન રહેવો, એ જ તંદુરસ્તીનું એક લક્ષણ છે જ્યારે કાયામાં કાંઈ પણ વધઘટ થાય, પગમાંકાંટા ફરકે પડે ને સમતુલા હાથી ડોલે, ત્યારે જ મનુષ્યને શરીરભાન થાય છે તેવી રીતે, જે પૂર્ણ આનંદમાં હોય તેને આનંદનું સ્મરણ કરવાપણું ન હોય એ સહજ આનંદસ્વરૂપ જ રહે આનંદ નથા સુખનો વિચાર પણ ન આવવો એ આનંદમયતાનું સાચું ચિહ્ન છે એ સ્થિતિમાં ન્યૂનતા આવે, તો જ તેનું સ્મરણ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે એ બાળપણાની સ્થિતિ પ્રાપ્ત કરવા માટે જ સાધક કે સાધુની સઘળી મહેનત હોય છે

તેથી જ ઉપરની સ્થિતિમાં કોઈ જ્ઞાન પણ નથી રહેતું, એમ કહેવું ઘટે છે, કેમ કે એનો કોઈ સાક્ષી નથી હોઇ શકતો, સ્વય પોતે પણ એનો સાક્ષી નથી હોતો, એ જ્ઞાન અને એ આનંદ માત્ર **અનુભવ** હોય છે એનું વર્ણન કે દર્શન ન હોય

સ્વા સોમનારપુરી પોતાની લાક્ષણિક હાસ્યકાશથી હમણા જ એક વિચારણીય વાક્ય બોલ્યા, "મારો એવો ધ્યેય છે કે ખાવું થોડું પણ સારું ખાવું, પહેરવું થોડું પણ સારું પહેરવું, મિત્ર કરવા થોડા પણ સારા જ કરવા ...."

પહાડ હમેશા સુંદર હોય છે હિમાલયની પહાડી તેમાં શા માટે અપવાદ હોય? પ્રકૃતિ વિવિધતાથી ભરેલી છે આકાશ, ડુંગરા, ખીણો વનરાજિ, ફૂલ, વૃક્ષો અને વેરાન ઉજ્જડ જેવા વગડા પણ સુંદરતાથી

શોભે છે. પંખીના કલરવ સુંદર છે. જે સરિતાઓ અમને સાથ આપે છે, જે જળઝરણાં અમને માર્ગમાં આડાં ઊતરે છે, તે બધાં સુંદર છે. એના કલકલનિનાદ બહુ આહ્લાદક છે.

આ બધું બહુ સુંદર દેખાય છે. ખરી વાત. પણ એનાથી મોહિત થવાનું બુદ્ધિમાન મનુષ્યને કેમ પાલવે? જરાક વિચાર કરતાં તરત ધ્યાન આવે છે કે આખરે પાંચ ખોટાં ભૂતોની આ ભૂતાવળ છે, ને તત્ત્વે કરીને એમાં કશું નથી. પરંતુ તેથી શું? એ બધું છતાંયે, એ સુંદર છે, એની ના પડાય નહિ.

જાદુના ખેલ જોનાર જાણે છે કે એ બધા ખોટા છે, છતાં તે જોનારને વિસ્મય પમાડે છે, તેથી એની કલામય ખૂબીની કદર એ જોનારે કરવી જ રહી. તો પછી માયાના ખેલની તો વાત શી? એની કલામયતા! વિસ્મયકારકતા આડે આંક કોઈએ દીઠો છે ખરો? એની કદર ન કરે, તે નગુણો કહેવાય.

બહુ સુંદર, વાહ! એ તો આગળ બધું જ બહુ સુંદર છે, કેમ કે બધું હું જ છું. મારા કરતાં વધારે સુંદર શું હોઈ શકે? ને હું તો સદૈવ મારી સાથે છું જ. મારી કદર હું કેમ ન કરું?

× × ×

માયા કહેવા લાગી, "પ્રભુ! આપ મને ફાવે તેમ એનકેન કહો છો, ને મારી પાસે પડ્યા છો. પણ આ ચોતરફ નજર તો કરો! અને હજી તો આથી હજારગણાં વધારે સુંદર દૃશ્યો મારે આપને બતાવવાનાં છે. આપને એ નથી ગમતાં? આપને એમ નથી લાગતું, કે આમાં પણ કંઈ છે?"

મેં ઉત્તર આપ્યો—"બસ કર, મારી સામે આંખ માંડીને બોલવા-ની તો તારી ગુંજાશ નથી. એ તારા નખરા અહીં નહિ ચાલે. જો

મિજાનમાં રહીશ, તો ઠીક છે, ને નહિ, તો...નહિ તો ય મારે ને તારે શું ? તું તારે ઘરને જા. મારું નામ લઈશ નહિ; નહિ તો તું જ મરી જઈશ......"

× × ×

વિચારો ચાલ્યા કરે છે. પગ સાથે એની પણ ગતિ થાય છે. વિચારોને બહુ અવકાશ આપવાથી કેટલીક વાર સદ્દગતની આ કલ્પનાઓને તેમાં વધારેપડતું સ્થાન મળી જાય છે, ને મન ક્વચિત્, જરાક ઢીલું પડે છે, એ યોગ્ય નથી થતું.

વિચારો આવે જ નહિ, તો કેવું સારું ! પરંતુ એ સિદ્ધિ મેળવવા માટેના તો આ બધા પ્રયત્નો છે. આ યાત્રા કરવામાં પણ મુખ્ય ઉદ્દેશ એ જ છે કે મનની એ બધી ચંચળતાને અવરોધીને તેને બુદ્ધિની આજ્ઞાની મર્યાદામાં રહેવાની ટેવ પાડવી. એની સ્વચ્છંદતાને હરી લેવી. જેમ સ્થૂલ સૌન્દર્યનો માત્ર આભાસ જ રાખી દેવો છે, તેમ આ વિચારરૂપી ઘોડાને પણ લગામ બાંધવી છે. ગુરુભાવ મોટી વસ્તુ છે. એમાં શ્રદ્ધા પૂરતી દૃઢ હશે તો એની કૃપાથી બધું ઠીક થઈ જશે. જેણે સ્વરૂપને અપનાવ્યું, તેને પછી વિચાર શેના કરવાના હોય ? વિચાર પણ સ્વરૂપમાં ઓગળીને એકરસ થઈ જવાના છે. ૐ।

અને ભયની ભાવના......

ભયંકર સાથે તદ્રૂપ થયા વગર આત્માભાવ કે સમતાનો શો અર્થ ? ભય અને આત્માભાવ, ભય અને સમત્વ, એનો મેળ ખાઈ શકે જ નહિ. નિર્ભયતા, ભયંકરતાને ઘોળીને પી જવારૂપ સ્વસ્થતા સાધવી, એ યોગમાત્રનો ધ્યેય છે.

બહુ મુસ્કેલ કામ છે. દેહાધ્યાસનું એ ચીકણું લાટ જેવું અંગ છે. ભયની ટેવ મનને પડી ગયેલી છે, અને તે પણ ભવોભવની જડ નાખી

એઠેની છે એના પ્રતિકારનો કોઈ નુસખો આ પર્યટન શીખવશે ખરું ?
— શા માટે નહિ શીખવે? મારે શીખવું હશે તો જરૂર શીખવશે

મારે સાધન જ જોવું છે ને? તિતિક્ષા કરવી છે ને? જુઓ, બધા સંજોગો એમાં મને મદદ કરવા કેટલા બધા તૈયાર છે! આટલો બધો સહકારનો ઊભરો મને સુખસાધનની શોધમાં ક્યાંયે મળ્યો નથી! પણ જેટલી ઇચ્છા થાય છે, ત્યારે એ આગતમાં સંજોગો મને જરા પણ ઓછું આવવા દેતા નથી! અમારા ભાઈ, સાધન માટે ચાહી-ચલાવીને કષ્ટ માગવાનું નથી હોતું, જે યદૃચ્છાથી આવી પડે તેને શાન્તિથી અને આનંદથી સહી લેવાની એ વૃત્તિમાન છે!. પણ સંજોગો એમ સમજવા લાગે છે કે મારે કષ્ટ જોઈએ છે, અને તે પણ, અધિકનું હું અધિક ફળ માનું છું, તેથી એ ઉદાર હાથે તકલીફો પીરસ્યા કરે છે જુઓ:—

(૧) બદરીનારાયણમાં બરફનો રેલો પહાડ ઉપરથી ધસી આવવાથી ગામમાં ઘણા મકાનો પડી ગયા તેથી અને (૨) ટિહરીથી મોટર સડક બનતી હોવાથી માર્ગ બંધ હોવાથી, સરકારે જાહેર કરી દીધેલું છે કે આ સાલ યાત્રા બંધ સમજવાની છે અને એ કારણે, દુકાનદારોએ અહીંઆ થોડી નાખી છે, ને જેણે નાખી છે તે સરસામાન બહુ ઓછો અને અધૂરો લાવ્યા છે તેથી ચીજવસ્તુઓ આ સાલ ખાસ કરીને વધારે દુષ્પ્રાપ્ય છે

બીજું, ગઈ સાલ ઉત્તરાખંડમાં ઢોરનો રોગચાળો એવો જોરમાં ફાટી નીકળ્યો હતો કે ઘણાખરા ઢોર સાફ થઈ ગયા ભેંશો લગભગ બધી નાશ પામી, તેથી સામાન્ય રીતે જ્યાં દૂધઘીની છૂટ રહેતી તે પ્રદેશમાં આ સાલ એ વસ્તુઓ દેખાતી પણ નથી

ત્રીજું, સડકની સુધારણાને લીધે મજૂરોના જથ્થા દુકાનોમાં જે હોય છે તે બધું હોઈયાં કરી જાય છે, ને યાત્રીઓને ભાગે ડામનો ડિંડો રહે છે

જ્યા ઉનાભાઈ જાય ત્યા સમુદ્રનુ શું થાય ? ..અમે આ મોસમમા ઉત્તરાતી મુનાનને નીકળવાના છીએ, એની ખબર આ પ્રદેશની અધિષ્ઠાત્રી દેવીને અગાઉથી પડી ગયેલી હોવી જોઈએ એટલ જ એણે અમારા સ્વાગત માટે યોગ્ય તૈયારી ઉમગથી કરી રાખી હોય એવુ જણાય છે !

માગ મઘને આળસ ભરાગી છે બગ્મખનાથો સિનરારી અમે વહેના પહોચી ગયા, ને વેળાસર જમી પરવાર્યા તે પછી રોનાનાનું ખાસ કારણ નહોતુ પણ મનુમનીથી એમ ઠર્યું કે આજનો આખો દિવસ અહીં જ આરામ કરવો, ગત પણ અહીં જ વિતાવવી, ને કાલે સવારે નીકળવુ

બાન અને સોમનાગપુરીજી તો એ...ને નિરાતે ઊંઘે છે, પણ મેં ગયે ભવે કોઈને નહિ ઊંઘવા દીધુ હોય, તે આ ભવે નિદ્રાના મારે સાસા છે વળી માખીઓના લેખા કરોડે નહિ તો લાખે જરૂર છે. એ કશુ જ કરવા દેતી નથી. લાબો દિવસ કેમે કર્યો જતો નથી

આ ચેતવણી છે વગર જરૂરે કોઈ પણ અહીંમા એક ગતથી વધારે રહેવું નહિ, ને સવારે વહેના ઊઠીને એક પડાવ જરૂર કરવો, નહિ, તો પછીથી દિવસ એળે ગયાનો ખનખનાટ મનમા રહી જશે.

સાજ પડી. કરવાનુ કશુ જ નહોતુ—સિવાય કે ચિંતન હું ખીણમા વહેળાને કાઠે ચીડના વનમા જઈને બેઠો ત્યા નાનાવિધ વિચિત્રતાઓના વિચાર મનમા સંચરવા માડ્યા.

હું જ્યા બેઠો હતો તે સ્થળ સાવ એકાન્ત હતુ. ચીડના ઝાડ મને બહુ ગમે છે. એનામા એક પ્રકારની ગભીરતા સાથે ખૂબસૂરતી છે. હું ખીણમા ઊતર્યો, ને સારામા સારું સ્થાન શોધવા ફર્યો. સમયની મને ખોટ નહોતી જો આગળનો પથ કપાય એમ નહોતુ, તો આ વનમાં

ટહેલીને ; એનું સાટું શા માટે ન વાળું ? મારા મિત્રો ઊંઘમાં સમય વિતાવવામાં સુખ માને છે, અને મને એમાં આ પ્રવાસનો મૂળ હેતુ માર્યો જતો દેખાય છે. સમયની એક એક પળ મૂલ્યવાન છે. જેટલું અનુભવાય તેટલું અનુભવી લઉં, કેમ કે મોટો લાભ એ જ છે.

સારી શિલા શોધીને હું એના ઉપર બેઠો. આ બધું જીવવું, થાકવું, કંટાળવું, એ બધું દેહના અધ્યાસને લઈને થાય છે, એ મને બરાબર સમજાતું હતું. શરીર માત્ર સાધન હોવા છતાં માલિક બની ગયું છે, એ સ્થિતિ નિભાવી લેવા જેવી નથી, એવો વિચાર મને આવ્યો.

"ભાઈ શરીર! તું મને આટલો રગરગાવે છે ને મદારી માંકડાને નચાવે તેમ મને નચાવે છે, પણ યાદ રાખજે, તારે હવે નાણું કઢાવવાનું નથી. તારાથી વિતાવાય એટલું વિતાવી લે, પણ એ બધા તારા ફાંફાં છે. પચાસ વરસનો આપણો સંગાથ, એક પળનો યે વિયોગ નહિ. સંબંધ કંઈ સંબંધ!

"પણ તેં મને બહુ સતાવ્યો છે. ખરે પગે તારી સેવામાં રાખ્યો છે.

"તું પણ મારું નામ તો ધરી જ રહેલા છે. તું મારું વાહન બન્યો છે. તારામાં બેસીને હું ફરું છું. ઘોડાના માલિકનો એ ધર્મ છે કે એણે પોતાના જાનવરની પૂરી ચાકરી કરવી, કેમ કે એ એને વહે છે.

"પણ એનો અર્થ એમ નહિ, કે એણે ઘોડામય બની જવું, ઘોડા સિવાય કશું દેખવું જ નહિ, ને ફળરૂપ થઈ જવું. તેમ, હું મૈત્રીનો સંબંધ જરૂર સારી રીતે રાખીશ, પણ તારામય હવે હું બની રહું, એ બનવાનું નથી, એની તું નોંધ લેજે!

"ડગલે ને પગલે તું મને કામ લાગે છે, પણ તેથી ય વધારે તું મને નડે છે. મને મારા રૂપમાં સ્વસ્થ થઈ જવામાં તું જ અંતરાય બને છે. એટલે મિત્ર—સાથી થઈને તું મારો દુશ્મન બને છે.

"પણ તું યે શું કરે?.. તારું મૂળ કારણ મેં હવે પકડયું છે હવે હું એના જ વેતમાં છું પેલી ધરોને જડથી ઉખેડનાર કૌટિલ્યની વાત સાભળી છે? હું પણ તને નહિ, પરંતુ તારી જડને ઉખેડવાની વેતરમા છું, દોસ્ત!

"અજ્ઞાનની ભૂલમાં ને ભૂલમાં મેં વાસનાઓરૂપી બહુ પાન થવા દીધાં, ને એણે તને પેદા કરી લીધી તે મેં જવા દીધાં, ખેર, હવે આવ્યો છું, તો મોજથી રહે પણ તારું ખરું સ્વરૂપ પકડાયું છે. હવે નાડપાન નહિ મળે!

"અને મને સમજાયું છે એ ઠીક થયું છે. હવે જોઈ લે તારા મૂળની વને! તારે ગભરાવાની જરૂર નથી, પણ ઘોડો માલિક થઈ બેસે, એ કેમ થવા દેવાય?..તારી લેણદેણ છે ત્યાં સુધી ભોગવી લે, પછી નિરાંતે મને છૂટો કરીને તું તારે બળી જજે, ડૂબી જજે, સડી જજે કે ખવાઈ જજે. એનું મારે શું?

"ત્યાં સુધીમાં તારી અસલ જડ મેં ઉખેડી હશે, તો હું સ્વરૂપ થઈ જઈશ ને તેમાં બાકી હશે, તો વળી બીજું વાહન પકડીને મુસાફરી આગળ વધારીશું. પણ તે છેવટની મંઝિલે પહોંચ્યે પાર મારે હવે વાહનોના ખરારા નથી જોઈતા મારે તો વાહન માત્રનો વાહક થવું છે..."

આના આના કંઈક વિચારો ઘોળાયા

---

## પ્રકરણ ૫

## ગૌતમ ઋષિ સંસ્કૃત બોલે છે!

**યમુનોત્તરી, તા. ૬-૫-'૪૮ ને વાર મંગળ:** યમુનોત્તરી! ધન્ય ઘડી, ધન્ય દહાડો. મસૂરીથી પગપાળા અહીં સુધીમા ૧૧૬ માઈલ અમે નવ દિવસમા પૂરા કર્યા છે. કેરે ચારમાની એક નૂડી ચગ્વાડ ચડી છે.

ચાર ધામના ચાર માર્ગોમા વધારેમા વધારે કઠણ યમુનોત્તરીનો લેખાય છે. આગળ ઉપર શું આવશે એ અત્યારે કેમ કહી શકાય? પણ જે જોયું, જે અનુભવ્યું, તે ઉપરથી એટલું નિ:સંશય છે કે યમુનાનો પંથ ઘણો વિકટ તો છે જ.

જનકપાલની ધર્મશાળાથી અહીં આવતા માગમા પહાડમા એક સ્થળે કોઈ કરીને મૂકેલી એક તખ્તી અમે દીઠી. તેમા ગોયનકા કુળના એક મારવાડી શેઠે પચીસેક વરસ ઉપર અહીં રસ્તો બધાવેલો હોવાની જાહેરાત હતી. પરંતુ આજે તો આ તખ્તી કેવળ મશ્કરીરૂપ લાગે છે. હિમાલયના પહાડોમા, નિરંતર ધસતા ડુંગરા, વાયુ, વરસાદ અને બરફની વરસતી ભયાનક ઝડીઓ અને તૂટી પડતા રાક્ષસી ઝાડોના આ પ્રદેશમા, એના "રસ્તા"ના શા ભિસાબ! અને તે પણ પચીસ વરસ સુધી! એક સાલે બાંધેલો નવો રસ્તો બીજે સાલે હસ્તીમા પણ ન હોય

ગોયનકાજીએ વીસ પચીસ હજાર ખરચીને હિમાલયમા બાંધી બાંધીને કેવી સડક બાંધી હશે? અને તે ય જમુનોત્રીના પહાડોમા! ગઈ સાલે બરફ અસાધારણ જોરમા પડ્યો હતો, અને તેણે આ પગદંડીને

પીંખી નાખી છે પહાણા અને વૃક્ષોના પડવાથી અનેક સ્થળે એની નિશાની પણ રહી નથી વારવાર ઉપર, તળે, કેડીઓ નાટે, અને તે ન હોય ત્યા એમ ને એમ માર્ગ કરીને અહીં અમારે તો ચાલવુ પડ્યું હતુ. ત્યા રસ્તો નથી રહ્યો છતા રસ્તાના રચયિતાના નામનુ પાટિયુ ઊભુ છે ખરુ ! અમને કહેવામા આવે છે કે જમુનાજીનો પટ હજી ખૂલ્યો નથી, પણ થોડા દિવસમા ખૂલશે, એટલે મજૂરો પગદડીની મરામત કરવા નીકળશે એ જ્યારે થાય ત્યારે ખરું, પરતુ અમારે ભાગે તો એ પગદંડી તેના અસલ જ ગલી રૂપમા અનાઘ્રાત પુષ્પ અથવા અનાવિદ્ધ રત્ન જેવી આવી છે. હવે પછી આવનારાને એનુ વધારે સૌમ્ય રૂપ સાપડે, એવુ હુ જરૂર ઇચ્છુ છુ. અમે તો પહાડોના વિકટ પડખા ચડતા ઊતરતા આવ્યા, અને પાછા પણ જઈશું.

દૂરથી અમને જે બરફથી છંટાયેલા પહાડો દેખાતા હતા, તે આ. અમે એના ઉપર જ બિરાજી રહેલા છીએ. મારી ચોતરફ અને ઉપર બરફની વિશાળ છાટો પથરાએલી પડી છે. અમે ગઈ કાલે રાત્રે અહીં પહોચ્યા

જમનાપથના વિકટ પહાડો સુદર તો હતા જ. તેના પડખા પ્રચંડ વૃક્ષોથી ભરેલા હતા. વન ગાઢ હતા કૂવોની બહાર હતી. જગલી ગુલાબ તથા એક જાતના ખૂબ સુગધીદાર સફેદ ફૂલની ઝાડીઓ, અને ત્રણ રંગના 'બ્રાસ'થી આ દુર્ગમ માર્ગ મનોહર બન્યો હતો બ્રાસ ત્રણ રગમા થાય છે, લાલ, આછો જાંબુડિયો ને શ્વેત જાત એક હોવા છતા કોઈ ઝાડ ઉપર લાલ, તો કોઈ ઝાડ ઉપર બીજો રંગ એ ધરે છે. અને વિપુલ રીતે ખીલે છે, બસ ડગલે ને ડગલે

ધરાલુ આગળ, અમારી કે એની, ગમે તેની ગેરસમજને કારણે પણ, અમને દુરગની રખડપટ્ટીએ ચડાવીને ધરાદાર પડા ભની એકેકો કાણીઓ લાખાગામ અહીં મળી ગયો. એ ઉપયોગી થઈ પડ્યો ખરો.

મારે શ્રાદ્ધતર્પણ શેના કરવાના હોય? એ બધુ જ ગુરુચરણે અર્પણ થઈ ચૂકેલુ છે મારે "ફરવા" પણ કશુ નથી રહ્યું. એટલે એ વિષયમા પંડાજી મને શુ કામમા આવવાના હોય? પરંતુ એમણે મને બીડવાળી ધર્મશાળામા ઓરડી મેળવી આપી એ ઓછી વાત નથી હજી અહીંનો પટ ખૂલ્યો નથી, એટલે કાની કમરીવાળાની ધર્મશાળા ઊઘડી નથી હજી દુકાન પણ બરાબર બેઠી નથી

આ સ્થાન મારા ગોત્રના આદિ પુરુષ ગૌતમ ઋષિનું હોવાનું કહેવાય છે. એટલે હુ સાચેસાચ મારે ઘેર જ આવ્યો છુ, એમ કહેવામા અજુગતુ શુ છે? આ બાબતની એક ગમ્મત થઈ

પંડા મને સંકલ્પો, ગોદાનો, તર્પણો ઇ માટે વારંવાર આગ્રહ કરતા હતા વળી આ સ્થળના માહાત્મ્ય સબંધે એ અનેક ગોળા ગબડાવતા હતા વિવેક જાળવીને પણ મારે એમને રોકવા હતા તેથી છેવટે મેં એમને વાર્યા, ને કહ્યુ : પંડાજી, હુ જાણીને બહુ ખુશી થયો છુ કે તમારા જેવા સારા બ્રાહ્મણ મારા સ્થાનમા રહે છે આપ કોઈ પ્રકારની ચિંતા કર્યા વગર અહીં રહી શકો છો આપ નિર્ભયપણે અહીં નિવાસ કરી શકો છો "

આ કથન પંડાને ગળે ઊતર્યું નહિ એમની આખ જરા ચૂંચી બની પણ વિનય જાળવવા માટે ફિક્કુ હસીને એમણે જવાબ આપ્યો : "મહારાજ, આપ જેવા સજ્જનોની દયાથી અમારો ગુજરો થાય છે. અમારી તો આ ખેતી છે. કોઈ સાલ સારા જજમાનો મળી જાય ત્યારે ખેતી સારી થઈ માનીએ, ને કોઈ સાલ વળી ખેતી બગડે પણ ખરી "

"કંઈ ફિકર નહિ મારા ઘરમા આપને કષ્ટ શા માટે પડે? નિરાતે ખેતી ખેડી ખાઓ."

"આપનું ઘર? માફ કરજો, પણ હુ સમજ્યો નહિ "

" અરે વાહ ! આ સ્થાનનું માહાત્મ્ય મુખ્યત્વે કરીને કોને આગે છે ?"

"ગૌતમ ઋષિને આગે, એમનો અહીં આશ્રમ હતો અહીં દાનપુણ્યનું "

" અચ્છા તો હું પણ ગૌતમ છું આ આશ્રમ મારા દાદાનો છે, એટલે મારો છે માગ ઘરમા મારે શુ કરવાનુ હોય ? પણ આપે ગભરાવુ નહિ નિરાંતે આપ અહીં રહો મારે ક્યાં અહીં નાયમ રહેવુ છે ?"

પંડાને આમાં સમજ પડી નહિ એ ખોટુ હસીને જતો રહ્યો તે પછી એણે કોઈ કર્મકાંડની કશી ઉઘરાણી મારી પાસે કરી નથી

ગૌતમ મહારાજે તપ અને આશ્રમ માટે ઉત્તમોત્તમ સ્થળ પસંદ કર્યું છે, એની ના નહિ પડાય ચારે તરફ બરફ, બરફ ને બરફ ભર્યો પડ્યો છે. જમુનાજીનુ જળ એવું ઠંડુ છે કે એમા આંગળી બોળતા જાણે કરી જાય અને તેના પડખામા જ એક ખડકમાથી ખળખળ ઉકળતા પાણીના ઝરા બારે માસ ઊભરાય છે.

સૂર્યકુંડ નામના એક કુંડમા પાણી એટલુ ગરમ ઉકળે છે કે એમા ચોખાની પોટલી નાખતા થોડી વારમા એ રંધાઈને પોટલી ઉપર આવે છે લોકો એ ચોખાને સન્તીને એને પ્રસાદરૂપે પોતાની સાથે લઈ જાય છે અહીં ઘણુખરુ એ રીતે ચોખા ને બગાના બાફીને જ અહીંના રહીશો આહાર કરે છે

માયાના ખેલ તરીકે જોતા મને લાગ્યુ કે એણે આ સ્થળે ખરેખરો વિસ્મયકારક ખેલ જમાવ્યો છે પરંતુ મારી કલ્પના મને કહે છે કે એ જાદૂગરણી આથી અનેકગણા વધારે વિચિત્ર ચમત્કારો રચી શકે છે.

મારી પોતાની જ સ્વરૂપ માયા ખીલી ઊઠે છે ત્યારે એની ગેબી મનો સૃષ્ટિઓ આ દૃશ્યને ક્યાંયે આગી દે છે, રોજ રોજ એ આથીયે વધારે અદ્ભુત બ્રહ્માંડો સર્જતી રહે છે, તો પછી નિગુણાત્મિના અપગ ને પરા માયાની શક્તિના વિનાસનુ શુ કહેવું ?

આ બધી પ્રકૃતિની પ્રગલ્ભતા મને પ્રસન્ન કરે છે, પણ મને ભુલાવતી હેરત નથી પમાડતી

પણ તેથી શુ ? નિસર્ગની સુન્દરતાની ઝનક માગ હેરત પામવા કે ન પામવા ઉપર થોડી જ અવનમે છે ? એ તો આ રમેજે વિલસી રહેલી છે. હુ ગમે તેટલા રોફ મારુ તો યે કોઈ કોઈ વાર મને પણ એ ગુનાટ ખવરાવી દે છે ધરાસુ છોડયા પછીથી જે એની શોભા ખીલી ઊઠે છે, તેનું વર્ણન કરનારા ભલે કરે, પણ એને ઇન્સાફ તો કોઈ જ આપી શકે તેમ નથી

ધરાસુથી શરૂ થાય છે ઝગ, ઝરણા, પહાડપર્વતો ઓ પ્રોધની ભૂમિ, એ પથે પગનારો જુએ કે કે બરફછાયા પર્વતો જાણે છાતી ઉપર હોય તેવા નજીક તોળાઈ રહેલા છે. એને એક પડખે ડુગરમાળ ચાલી આવે છે, ને બીજે પડખે નીચે ખીણમા યમુના ઘૂ ઘૂ કરતી ધસી રહી છે યમુનાએ જ્યારથી અમારો સગાથ કર્યો છે ત્યારથી એક ક્ષણ પણ છોડ્યા નથી ખડકો સાથે માથા અફળાતી, પહાડોમા પડછદા પાડતી યમુના એવા આગ્રા ઢોળાવે ખીણમા વહે છે કે આખે રસ્તે એ સળગ ઘોધરૂપે જ ધસે છે. એક ગજ જેટલી પણ એ ક્યાયે સગળ વહેલી નથી. ભાગીરથીના જોગોગ જેવા તેના નથી. તો ય આ યમુના જેટલી એ મને ઉત્પન્ન ન લાગી ભાગીરથી મે ભણાતાનથી ધરાસુ સુધી જ દીઠી છે, એટલા દર્શન ઉપરથી માગ મન ઉપર આવી છાપ પડી છે.

યમુનાને આટલી બધી ઉતાવળ શેની હશે ?

આ તે નદી છે, કે ધોળી ગાયોના ધણ, ભાભરતા, પૂછડાં, શીંગડાં ઉછાળતા, ગોકુળની કૃષ્ણભૂમિમાં પહોંચી જવાની ઉતાવળમાં ધસમસતાં અહીં દેખાય છે?

હસ્તિનાપુર, દિલ્હીમાં ભાગતના ભાગ્યના ઘડતરની સહસ્રાબ્ધિ વર્ષો થયાં સાક્ષી બની રહેલી યમુનાને અત્યારના નવયુગના નવઘડતરમાં મડાણ જોવાની ઉતાવળ થઈ પડી છે, તેથી એ આવી દોડતી, હાંફતી, અથડાતી, કૂટાતી નાસી રહેલી છે?

ગૌતમ ઋષિના જ્ઞાન તથા તપ વડે જનપદને પાવન કરવાની, તેના અપાર અજ્ઞાનને તેના વડે ધોઈ નાખવાની એને શું તાનાવેલી લાગી છે, કે જેને લીધે એ આવો બુલંદ ઘોષ કરનાર ગર્જનતી મુઠીઓ વાળીને નીચે ભાગી રહી છે?

ગંગાને મળવાની અધીરાઈમાં શું એ પાગલ થઈને દેહભાન ભૂલીને શ્વાસ ભરી ધસી રહી છે?

યમુના! તોફાની યમુના! તું યે પ્રકૃતિના ચમત્કારોમાં ઠીક ચમકારો પ્રકટાવી રહી છે!

રસ્તામાં જતા, ઊંચા પહાડો પોતાના પડખાં ભેદીને તેમાંથી અમૃતની નિરંતર અંજલિ એ પરમ ચેતનને અર્પી રહેલા છે... છેક ઉપરથી, પાચસો ફીટ ઉપરથી, જળની ધારાઓ આંખ મીંચીને ઊંચે મસ્તકે યમુનામાં પડતું નાખે છે. મોટા મોટા વહેળા હજુહજારી કરતા શ્વેત અશ્વો જેવા વાળ ઉછાળતા પૂરપાટ ફનાગો મારી રહ્યા છે

પહાડો ક્યાંક સૌમ્ય, ક્યાંક વિકટ ને લૂખા, ક્યાંક બિહામણા, ને ક્યાંક દેખાવે નળિયામણા પણ ચડનેઉતરવે ભારે વસમા શોભી રહ્યા છે રમણીય ભવ્યતા! ભવ્ય રમણીયતા! પ્રકૃતિની વિનાસશક્તિની એ ચિનગારી ..અદ્‌ભુત ખેલ.. સર્જનની સ્વચ્છંદતા...

ધર્મશાળામાંથી ની ળીને યમુનાના પ્રસાદમાં એ- શિના ઉપર બેસી ! ત્યારે એ- વાગે આ નોંધ લખુ છુ.

× × ×

આ નોંધને ‸ રોજનીશી ક્હુ તો તે વધારે પ તુ ડે લ કેમ કે રોજનીશી લગભગ રોજ લખાતી જોઈએ પ-તુ ચિન યાગી તા ૩૦ 'થી ઉપડીને એ- મ "યમુનાત્તરી તા ૪-૧-૪૮' ઉપર આવી જવુ પડે, ત રોજ રોજ જેમા પથ ન્પાતો હોય તવી પ્રવાસ નોધમા કેવી રીત પેસાડ? વચમા પચાસ માઈલનુ ગા ડુ પાડીને હું જમનોત્રીનો ચો ડો ઉ મેળી મેસુ, એમા સળ ગતાનુ ખૂન થાય છ

તેથી સળ ગતા ન પુન સ્થાપના માટે ધરાસુથી માંડીને એક ઝડપી નજર પાછના પ્રવાસ ઉપર ફેરવી લઈએ

અમે ધરાસુથી તા ૨૮-૮-'૪૮ ની સવારે નીકળીને ત્યાંથી પાચ માઈલ દૂર ન્હનાણીમાં ખીચડી ખાધી હતી ત્યાથી ચી મળવા માડયુ. શુ ઉત્તમ એ ઘી ! એવુ ઘી ચાખ્યે જન્મો થઈ ગયા. પણ દૂધ ને નામે વાખા છે ચામા ઘી ના ખી પીવાની રસમ મે અહીંથી શરૂ કરી કોઈ કોઈ વાર જગ ' બનાવી નાખવાનુ " પણ રાખ્યુ કેમ કે આટો ને ગોળ બધે મળે છ

ત્યાથી આગળ પાચ માઈલ જઈને ભગમખનામા રાતવાસો કર્યો, ને ત્યાથી તા ૩૦મીની સવારે ૪ વાગે પડાવ ઉપાડયો, તે રા માઈલ દૂર ખુરમુના નામે સ્થળે ગોળની ગધાતી "ચા" મળી જે માંગ સાથીએ તરત ઉતરી ન્ખી ન્કાઢી નાખી ! ત્યાથી રા માઈલ દૂર સિનકવારીમા રાત રહ્યા

મે મહિનાની પહેલી તારીખે સિનકવારીથી અમે છાવણી ઉપાડી; રસ્તામા ડેકાનગાવ આ યુ, ત્યા ચા, દૂધ ને શીંગનો જોગ કર્યો એ

સાત માઈલની મજલ હતી. અહીંથી જમના નદી સામી મળી તે ઠેઠ સુધી સાથે જ રહી ને અહીંથી જ રહી ને અહીંથી જ બરફના પહાડો પહેલવહેલા દેખાયા.

જાણે ગાંધીજીએ પીંજાવેલી પુણીઓના ગંજ ! ....

અહીંથી અડધા માઈલથી મજૂર ભાઈ જિતસિંગ આગળની ગંગનાણી ચટ્ટીએ પહોંચવા બીજે રસ્તે ફંટાઈ ગયો. અમને એની ખબર નહિ, કેમ કે અમે જરા આગળ હતા. અમે વાટ જોઈ જોઈને થાક્યા પણ "ભાઈજી" આવ્યો નહિ, એટલે અમે પાછા વળ્યા. પણ ક્યાંય એનો પત્તો ન મળ્યો...વગર ચિઠ્ઠીના મજૂરોએ યાત્રીઓને આવી રીતે અધે રસ્તે દગો દીધાના મનસનીખેજ કેટલાય અહેવાલો અમે સાંભળ્યા હતા. અમને ફાળ પડી કે જરૂર આ પહાડી સામાન લઈને કોઈ આડે રસ્તે રફુચક્કર થઈ ગયો ! ..ખેર, ગીતે પણ કસોટીનો એક ભાગ સમજી ને અમે આગળ ચાલ્યા. ગંગનાણી પહોંચ્યા, ત્યાં અમારો સ્વામી, ને જિતસિંહ, બન્ને મળ્યા !...

ગંગનાણી રાત રહીને તા. ૨ની સવારે અમે આગળ વધેલું મૂક્યું. સીમળી ચટ્ટી બંધ છે. એને તારવીને ત્યાંથી ૭ માઈલ ઉપર અમે જમુના ચટ્ટી પહોંચ્યા. ત્યાં રોકાયા વગર વળી ૯ માઈલ દૂર આવેલી હનુમાન ચટ્ટી તરફ ઉપડી ગયા. આ મજલ બહુ આનંદી, ને બહુ સુંદર હતી. પહાડના ખોળે આખરી ૧૦ માઈલ અમે સળંગ કાપ્યા. ત્યાં પહોંચ્યા, તો ચા. દૂધ કશું ન મળે, પણ આટા, દાળ, ચાવલ, તથા નિસર્ગની સુંદરતા વિપુલ હતા ! રાત ત્યાં ગાળી.

તા. ૩ની સવારે અમે વળી પાછા ઉપડ્યા. અમે ચોપડીઓ, દવાઓ ઇ. વધારાનો કહેવાય એવો સામાન અમારા સ્વામીએ ગંગનાણીમાં બનાવેલા એક ધર્મમાનને ત્યાં નાખી મૂક્યો હતો. તેમાં મારી નોંધપોથી પણ રહી ગઈ હતી. અને તેને લીધે નોંધમાં આ ખાંચો પડ્યો છે। અમારી બાહોશીના તે શું વખાણ કરવા !

ચાર માઈલ કાપવામાં સાડા ત્રણ કલાક લઈને અમે ખરસાલીમાં આવેલી "જાનકીમાઈકી ધરમશાળા" નામને વિસામે પહોંચ્યા. ત્યાં ખીચડી ખાધી. અહીં અમદાવાદનો એક સંઘ મળ્યો. તેમાં ગઢડાવાળા વૈદરાજ પ્રભાશંકરના શિષ્ય ડૉક્ટર રસિકલાલ પરીખ, ને એક જૂના ઓળખીતા ભાઈ ભાસ્કરરાવ વગેરે પણ હતા. એમની પાસેથી પિતાજીના ખુશીસમાચાર મને મળ્યા...

અહીં નજીકમાં ઊકળતા ગંધકના પાણીનું ઝરણું છે. તેને માર્કંડેય ઋષિનું તપસ્થાન કહે છે. આ ધર્મશાળા શેઠ મફત ગગલના પુત્રે તથા ઉતારાના એક રહીશે બંધાવેલી છે.

યાત્રીઓની આ સ્થળે બપોર સુધીમાં ભારે ભીડ થઈ ગઈ. અમારા સ્વામીરામ તો મથુરાનો પંડો છે. એ ફાવે ત્યારે રોકાય છે ને ફાવે ત્યારે ઊપડી જાય છે. રસ્તામાં જજમાનો બનાવવાનો એમને થોડો શોખ લાગી ગયો છે. અમે એક વાગે ત્યાંથી નીકળી પડ્યા, ને ચાર માઈલની ચડઊતર સાડા ત્રણ કલાકમાં પૂરી કરીને પહોંચ્યા...યમુનોત્તરી!

આ ટુકડો ચારે ધામની યાત્રામાં ખરાબમાં ખરાબ લેખાય છે. એની કઠણાઈનાં વર્ણન કેમ કરીને થાય?

આખે રસ્તે જે નાના મોટાં વાનરી મળે, તે "સુખધાગા"ની માગણી કરે છે. સોમવારપુરીજી કહે છે કે એ ભગતનું દાન છે, ને આ આખી યાત્રામાં એની માગણી થયા જ કરે છે. કોઈ કોઈ શ્રદ્ધાળુઓ સોયો ને પડીકીઓ જોડે લાવે છે, ને માગે તેને એક એક આપતા જાય છે. એને બદલે પૈસો પૈસો આપ્યો હોય તો ય ચાલે.

પેલું ઓમ્ પંખી ધરાસુ પછી એક જ વાર, સિલક્યારી પહોંચતા પહેલાં રાડીધાર નામની પહાડની એક ટૂંક આગળ સાંભળ્યું. તે પછી એને નથી સાંભળ્યું.

ઉત્તરખંડ કેદારખંડ છે; શમકરની, મંગલમય શિવની ત્યાં આણ વરતે છે; ભવનાં કષ્ટોને શાન્ત કરનાર એ ૐકારમય મહાકાવ્યની ભૂમિ છે. મંગલમય રુદ્રતાનું, સુન્દર ભૈરવનું, બીજાણુ સૌન્દર્યનું મહાધામ છે. સંહારની સુન્દરતા, મૃત્યુની મુક્તિ, મરણનાં સંતાપશમન, પ્રલયની પરમશાન્તિ.. રુદ્રની કોમલતા...અહો! એક પરમ મહાચૈતન્યનો એ ચમત્કાર ! ૐ ૐ ૐ !

પરમાત્માભિન્ન સદ્‌ગુરુનું સાન્નિધ્ય અહીં કેવું વિલસે છે! જય ગુરુદેવ ! અહો ! कलातीतकल्याणकल्पान्तकारी ગુરુનો મહિમા કેમ કરીને ગવાય !

યમુના ચટ્ટીથી દેવદારુનાં વન દેખાવા માંડ્યા હતાં ' अमुं पुरः पश्यसि देवदारु पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ( રઘુવંશ )...

અને ખિલખિલતી ઘૂઘવતી સિંહણ જેવી જમના તો ખસ ધસ્યે જ જાય છે...

× × ×

આ બધામાં આશ્ચર્ય કરતાં બીજો એક ભાવ મને વધારે પ્રકટે છે. મને લાગે છે કે આ બધું હું જ છું. "લાગે છે" નહિ, તો લાગવાની પ્રબળ વૃત્તિ તો થાય છે જ. સમુદ્રનો તરંગ પોતાને સમુદ્રથી કોઈ જુદી વસ્તુ માનીને બીજા તરંગો સાથે વ્યવહાર કરવાની મૂર્ખાઈ કરે છે. એ માયાના બળે કરીને ભૂલી જાય છે કે એ પોતે જ નિર્મળ, અગાધ મહાસાગર છે. પોતાને અલગ સમજીને પોતાની જ મહત્તાને એ આંતરે છે; હાથે કરીને અલ્પ અને ક્ષુદ્ર બને છે. વાસ્તવમાં જેમ તરંગ સામુદ્ર છે તેમ સમુદ્ર પણ તત્ત્વે કરીને તારંગ જ છે. મારું પણ એમ જ છે. તરંગભાવ માની લઈને શા માટે હું નિરાકારને પરિચ્છેદ વહોરી લઉં?...મારી પોતાની માયાને હું અહોભાવથી જોયા કરું, પણ એને મારાથી જુદી માનવાનું શું કારણ?

આ ભાવના ખરી હો કે ખોટી હો; જે છે તે આ છે. જો ખોટી હોય તો યે શું ? ગીતામાં શ્રીકૃષ્ણે કહેલું છે કે જે મનુષ્ય જે ભાવે મને ભજે છે, તેના તે ભાવને હું સાચો કરી આપું છું. મારા ભાવનો એમાં અપવાદ થશે એમ માનવાનું કંઈ કારણ? श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः (૧૭૩)

એક બાઈ—અમારા સ્વામીના ગંગનાણીવાળા જુવાન જજમાન એક દિવસ કૈલાસનું વર્ણન કરવા માંડ્યાઃ "કૈલાસ આગળ અન્તરિક્ષમાં એક પ્રચંડ શ્વેત માનવમૂર્તિની શિવસ્વરૂપે ઝાંખી થાય છે."

અહો ! એ યાત્રાની ભીષણતા વેઠવી, ને તેને અન્તે ક્ષુદ્ર માનવદેહધારી પરમાત્માને જોવા ?...જેવું મનમાં ચિત્ર રચ્યું હોય તેવું દેખાતું હશે; પણ એ ધ્યેય માટે કૈલાસની યાત્રા !

મને તો પગલે પગલે યાત્રા લાગે, સ્થળે સ્થળે નિત્યનિરન્તર કલ્યાણમય શિવસ્વરૂપ પરમાત્મા ગુરુદેવની પ્રતીતિ થયા કરે એટલું જ જોઈએ. એ આનંદના મહાસાગરમાં હું ભાનભૂલ્યો ડૂબેલો જ રહું, એથી વિશેષ કશું ન જોઈએ. તેને સ્થળ ને કાળ સાથે સંબંધ નથી. કાળ વળી કોણ છે?...કલ્પના! સૂરજનું ઊગવું, આથમવું, જે પોતે જ જાદુનો ખેલ છે, મિથ્યા છે.

પોતાનામાં જ ઊઠેલા એક એક તરંગ પાછળ મન અનેકાનેક બ્રહ્માંડોની પરંપરા નાહક સર્જે છે, કલ્પનાજન્ય સૃષ્ટિઓની અનંત હારમાળા એક જ ક્ષણમાં એ પ્રકટાવે છે, એ જ મહા દુઃખ છે. તરંગ પ્રગટ થતાં જ તેને દબાવી દેવો જોઈએ, જાણે રાવણની ચિતાપર હનુમાનની ચોકી. તે વગર મોક્ષનો બીજો કોઈ ઉપાય નથી.

હું પણ સ્વપ્નપુરુષ છું. વળી નવા સ્વપ્નપુરુષો પેદા કરવાની પીડામાં મારે શા માટે પડવું?...હું ખોટો છું છતાં સાચો છું. કેમ કે હું

સમજું છું કે હું ખોટો છું. કેવળ ગુરુકૃપાથી જ બધાના બંધ છૂટી ગયા છે ભાર, એટલે આ શરીરનથી, અને તેને લગતા આ પાનાસાર પ્રપંચો જે કંઈ છે તે સદ્ગુરુ જ છે નિર્વ્યાજ વાત્સલ્ય, એક માત્ર પરમશ્રેયની દૃષ્ટિ, અપાર કરુણા, એ મારા પરમાત્મસ્વરૂપ પૂર્ણરૂપ ગુરુદેવનું રૂપ છે

× × ×

ભાન પાસેથી માગી લીધેલા કાગળના પાન ખૂટ્યા છે. મારી નોટબૂક તો ગંગનાણીમાં મૂકેલા સામાન ભેગી મુકાઈ ગઈ છે. એટલે હવે અહીંથી જ આ "સ્વગત" વચનોને સમેટી લઉં છું કેમ કે સ્થળ સંકોચનો આ પ્રશ્ન છે!

બોલ જમુના મૈયા કી જય! બોલ બદરીવિશાલ લાલ કી જય.. ને આગ સુર્ધાગા!

તા. ક.: અમે અહીં સાંભળ્યું કે ગયા જૂનમાં જે સ્વીસ પહાડી મંડળી હિમાલયના ગંગોત્તરી જૂથને ઉતરવા આવી હતી, તેણે આ સ્થળેથી આક્રમણ શરૂ કર્યું હતું. જિતસિંહે એમને જોયા હતા એ કહે છે કે એ ગોરા પથ્થર જેવા મજબૂત તથા પૂરા સાધનોથી સુસજ્જ હતા. એમણે અહીંથી સીધું ચડવા માંડ્યું હતું, ને જમુનોત્રીના પહાડને ચડીને ત્યાંથી સીધા ગોમુખ પાસે પહોંચી, ત્યાં છાવણી નાખીને પછી ત્યાંથી કેદારને મહામહેનતે ચડીને તે પછી સીધા સતોપંથના શિખરને એમણે સર કર્યું હતું. પછી નંદદુર્ગ વગેરેને પણ ઉતર્યા હતા. જ્યાંથી એમણે ચડવા માંડ્યું હતું તે સ્થળ અહીં જિતસિંહે અમને બતાવ્યું. એ તો માત્ર એમના સાહસના આરંભને જ જાણતો હતો. એમના પરાક્રમની ઝીણી હકીકતો તો વર્તમાનપત્રો તથા પશ્ચિમના માસિકોમાં મારા વાંચવામાં આવી હતી, જે મને આ પ્રસંગે યાદ આવે છે.

---

## પ્રકરણ ૬

# એક માહસ, એક ચમત્કાર, એક ભૂકંપ

ગિંગોટ તા. ૬-૫-'૪૮ ને વાર ગુરુ: યમુનોત્તરીમા અમે પહોંચ્યા પછી થોડી જ વારે પેલો અમનાવનાગો મ ન આવી પહોંચ્યો હતો. એ રાત અમે ત્યા ગાળી. ઠંડી ખાસ્સી હતી, પણ એ ી ગરી પડવા જેવી મને ન લાગી જો કે મારા જુવાન સાથી તથા અન્ય મુસાફરોની ચેષ્ટા જોતા મને લાગ્યુ કે ઠંડી ખરેખર આકરી હશે, કેમ કે ચારે તરફ બરફ જ બરફ હતો પરંતુ ચાલી ચાલીને મારી કાયામા ગરમાટો જામી ગયો હશે તેથી, કે પછી આગે ય પ્રમાણમા ઠંડી મને ઓછી લાગે છે તેથી પણ મારી પાસે ગરમ કપડા ઓછા હોવા છતા હુ ખાસ હેરાન થયો નહિ

તા. ૪ની સવારે ઊઠી ઊના પાણીના કુંડમા સ્નાન કર્યું પંડાએ વળી પાછુ પૂછ્યુ કે સંકલ્પ કરવો છે કે નહિ મે જવાબ દીધો, કે મે તો સંકલ્પ કરી લીધો છે. ગોર સમજ્યો કે કોઈ દાનપુણ્યની ઇચ્છા છેવટે મારા પાપિયા દિલમા પ્રગટી હશે, તેથી એણે સંકલ્પની વિગત જાણવા માગી મે કહ્યુ "મે બે સંકલ્પ કર્યા છે એક એ, કે પંડાને મારે કશી દાનદક્ષિણા આપવી નહિ, અને બીજો એ, કે કશો ય સંકલ્પ કરવો નહિ, કેમ કે મારા ગુરુએ મને સંકલ્પવિકલ્પ કરવાની ના પાડી છે!"

ગોર છોભીલા પડ્યા જો કે છેવટે જતે જતે અમે એને જે બક્ષિસ રૂપે આપ્યુ તેનાથી એ રાજી થઈ ગયા હતા એટલા બધા, કે ઊઠતી ઊઠતી એ આશીર્વાદ દેતા અને નમસ્કાર કરવા માડ્યા હતા!

યમુનાજીનું મંદિર પરારની સાલના હિમવર્ષણમાં તૂટી ગયું હતું, તેથી મૂર્તિને એક નાની કોટડીમાં પધરાવી મૂકી છે. નવું મંદિર ચણવાનું શરૂ થયું છે.

તા. ૪થી સવારે બાર્ડ બાબ્બરગારે વાત કરી કે નવમી તારીખે તો સૂર્યગ્રહણ છે, ને તે ઉત્તરકાશીમાં કરવું જોઈએ.

આ નવો પથરો હતો. અમારા શાન્ત વાતાવરણમાં એ પડ્યો, ને કેટલાય વગવાળાં નો એણે પરટા પા. વાત કરી કે આપણે પણ ગ્રહણ ઉત્તરકાશીમાં જ કરવું જોઈએ. સ્વામી જાનકીમાઈની ધર્મશાળાએથી અમારા પંડ્યા નીકળી ગયા હતા, તે વખતથી જ નારાજ હતા. યમુનોત્તરીમાં પણ એ અલગ જ ફરતા હતા. એમણે કેટલાક યજમાનો બનાવી લીધા હતા. એમનો ભિક્ષાન્ન માત્રથી સંતોષ પામવાનો અખતરો જોરમાં ચાલતો હતો. એમને આ વાત પસંદ ન પડી. પણ બહુમતી અમારે પક્ષે હતી.

તેથી બીજી રાત ત્યાં ગાળવાનું માંડી વાળીને અમે તરત જ સામાન બાંધ્યો, ને તે જ દિવસે બપોરે બે વાગે મુકામ યમુનોત્તરીથી ઉપાડ્યો.

ઉપર જતે જાનકીમાઈની ધર્મશાળાથી યમુનોત્તરીના ચાર માઈલ કાપતાં અમને સાડા ત્રણ કલાક લાગ્યા હતા, એ અમે બે જ કલાકમાં ઊતરી ગયા. જોખમથી અમે ટેવાઈ ગયા હતા. આંખ મીંચીને સડસડાટ ઊતરવા સિવાય બીજી વાત નહોતી, કેમ કે બે વાગે અમે નીકળ્યા હતા, ને જો પહાડમાં જ રાત પડી જાય, તો એના પરિણામ સારાં આવવાની કશી ખાતરી નહોતી. એ પહાડોમાં ચિત્તા, રીંછ અને વાઘની દહેશત સારી પેઠે છે. અમારે ખરસાળીમાં પણ રોકાવું નહોતું ને સીધા હનુમાન ચટ્ટી પહોંચી જવું હતું. એ આખું જ રાત જોખમી છે.

ઉપર આવતે એક વખત સવારના ચાર વાગે હું ધસમસાટ ચાલ્યો

જતો હતો. થોડું થોડું અજવાળું થયું હતું. રસ્તો સાંકડો હતો. ચાર પાંચ ફીટ જેટલી જગા માંડ હશે ત્યાં માર્ગમાં એક મોકું ઝરણું આવ્યું. ત્યાં પહોંચ્યો, ને ઘડીભર થંભી ગયો.

એ વહેણને કાંઠે એક મરેલી ગાય પડી હતી. એનો આગલો ભાગ સાવ અણિશુદ્ધ હતો, પણ પાછલો પેટ તથા સાથળોનો ભાગ સાવ ખવાઈને સાફ થઈ ગયેલો હતો. એના પાછલા પગ સંકોડાઈ ગયેલા હતા...એ સ્થળે લોહીનું એક ટીપું પણ નહોતું.

જેને જંગલી જનાવરોની રીતભાતોની જરા પણ માહિતી હોય તે તરત જાણી જાય કે શિકારની આવી રીત ચિત્તા કે વાઘની જ હોય છે. એ શિકારને કોઈ બીજે સ્થળે મારીને અહીં ઉપાડી લાવેલો, ને ખાતે ખાતે મારા પગરવથી ચોંકીને આઘોપાછો થઈ ગયો હોવો જોઈએ. એ જગા બહુ સાંકડી હતી, એટલે બહુ છેટો ન હોય. બનવાજોગ છે કે મારી પડખેના કોઈ પહાણા કે ઝાંખરાની પાછળથી એની તગતગતી આંખો મને તાકી રહેલી હોય!

આપણે ભાઈ ત્યાં બહુ નિરીક્ષણ કરવા ઊભા ન રહ્યા. જે ગતિએ આવ્યો હતો તે જ ગતિએ લાશને ટેકીને હું આગળ ચાલ્યો. પણ પછી યાદ આવ્યું કે બાલ પાછળ આવે છે, એટલે જરા આગળ જઈને ઊભો રહ્યો. તરત જ એ પણ ઝપાટાબંધ ચાલી આવ્યો. એને એ મરેલી ગાયની સૂચકતાની ખબર નહોતી, એટલે નિર્ગતે એ આગળ વધ્યો, મેં છુટકારાનો દમ ખેંચ્યો, ને પછી મજલનું અનુસંધાન કર્યું.

આ અનુભવ ઉપરથી મને ખાતરી થઈ હતી કે આ પહાડોમાં સાંજ પડવા દેવામાં ડહાપણ નથી, તેથી પડવા આખડવાનું જોખમ ખેડીને પણ અમે પગ ઉપાડ્યા હતા.

ખરસાળીમાં જાનકીમાઈની ચટ્ટીએ જરા પણ નહિ થોભતાં તરત અમે આગળ મારી મૂક્યું. લાંબે પગલે અમે ચાલતા હતા.

ચાનતે ચાલવને આ પહેલા પણ કેટલીક વાર મને પગે ઉઝરડા જેવુ પડતું હતું, ને ખૂબ વેદના થતી હતી. મને એનું કારણ નહોતું સમજાતું. કેમ કે કયા વે એરી ગીનનુ નાગરા કર્યાનો ખ્યાલ નહોતો, તેનો ખુલાસો આ માર્ગે થઈ ગયો. એક સ્થળે હુ વિસામો ખાવા એક પથ્થર ઉપર બેઠો. ત્યા એક છોડ હતો. એના પાદડાને મારો પગ જરાક લાગ્યો, ને તરત ત્યા ચીરો પડી ગયો! આ છોડ બહુ ભયાનક છે એના લાંબા પાદડાની કિનારે કાટાળી છે. એ અડે ન અડે ત્યા તો ચામડી કપાઈ જાય છે, ને વીછી ડંખ્યા જેવી વેદના થાય છે. એને વીછીઓ કહે છે જેરી છોડને ઝેરી માખીના ડંખથી થયેલી તાનીક અમને વારંવાર મળતી હતી. ઝેરી છોડ તો જાણે પન્ડાગો. ઝેરી માખીઓ અમને પગે 'ઘણી ડખી હતી, મને એમાની એક પણ નડોતી નડી, પણ ગાનને પગે ડંખે ડંખે ઘારુ પડયું હતું !

ધીમે ધીમે સાંજ પડતી હતી. હનુમાન ચટ્ટી ચાર માઈલ દૂર હતી. પણ માર્ગમા એક સ્થળે જમનાં ઉપરનો "પુલ" તૂટી ગયો હતો!

આ પ્રદેશના પુલોને વિવેક ખાતર પુલ કહેવા પડે છે, કેમ કે પ્રવાહની સામે પાર એ લઈ જાય છે. પરંતુ એમા જેને આપણે સામાન્ય રીતે પુલને નામે ઓળખીએ છીએ એવુ તો કોઈક જ સ્થળે હોય છે આડાં નાખેલા લાકડા, વેલાથી બાધીને પથરાના ટેકાથી ગોઠવેલા થડિયા, અને એના એના સાવ કામચલાઉ માળખા ઉપર થઈને ઘણે સ્થળે નદી પાર કરવી પડે છે. નીચે જમના ભયંકર રીતે ઘૂઘવે છે. એ "પુલ" નદીની સપાટીને અડતા જ જાય છે, એટલે ઘણી વાર એના ઉપર જતા નદીના પાણીની ઝપટો પગને લાગે પણ છે. પ્રવાહનો વેગ એવો પ્રચંડ છે કે જો ઘૂંટી જેટલો પણ પગ એમા બોળાય તો પલના એક સોમા ભાગમા જમના માણસને ઉઠાવી તાણી જાય, એમા કોઈનું જોર કામ લાગે નહિ.

અમે જાનકી ધર્મશાળાથી નીકળીને ચાલ્યા હઈશું, ત્યાં રસ્તામાં સામે મળેલા વટેમાર્ગુએ શુભ સમાચાર આપ્યા, કે નદીનો ઉપરનો પુલ તૂટી ગયો છે. એના તૂટવાપણું તો હતું જ નહિ. એનાથી આગળના લાકડાનો જે માંચડો હતો, તે તૂટીને પાણીમાં તણાઈ ગયો હતો.

નદીની આ તરફનો પહાડ તૂટી પડ્યો હતો, ને રસ્તો એણે સફાચટ કરી નાખ્યો હતો. તેથી આ પુલ વડે સામે પાર જઈને ત્યાં થોડું ચાલીને વળી પાછી નદી પાર કરીને સડકને પાછી પકડવાની જરૂર પડતી હતી. પણ એ નદી પાર જવાનું હવે સાધન રહ્યું નહિ, ને આ ધસેલા પહાડવાળે સ્થળે થઈને જ અમારે માર્ગ વટાવવો રહ્યો.

અમે એ જગ્યાએ પહોંચ્યા. પહાડ ધસી ગયો હતો ત્યાં મોટી ભીંત થઈ ગઈ હતી. માર્ગ ખોતરી કાઢવા થોડા મજૂરો કામે લાગ્યા હતા, ને થોડી કેડી બનાવી પણ હતી. પરંતુ બાકીનો ભાગ એમનો એમ હતો. સાંજ પડી ગઈ હતી. પાછા વળાય તેમ નહોતું. હવે શું કરવું?

છેવટે હામ કચકચાવીને હું આગળ વધ્યો. સીધી ભીંત જેવા માટીના પહાડના પડખામાં અંગૂઠા વડે માટી ખોતરીને પગ ટેકવતો, ક્યા દૈવને આધારે હું પેલી તરફ સડક ઉપર ચઢી ગયો તેની મને ખબર નથી. પછી બાનો વારો આવ્યો. એણે લાકડી ન ઝાલી, તે મેં પકડી રાખી. એ પણ દૃઢ મન કરીને નીકળી આવ્યાં. સાથી અમારા પહેલાં જ નીકળી ગયા હતા.

સડકે પહોંચીને પાછા વળીને અમે એ સ્થળ તરફ નજર કરી. બધાને પરસેવા છૂટી ગયા. કેવી રીતે આ બની શક્યું? ચાળીસ ફીટ નીચે જમનાના પથ્થરોમાં અમે શા માટે પછડાઈ પડ્યાં નહિ?

અમે ચૂ ાપ આગળ ચા ગા બેયાર ત્રિસમા તો ત્યા ફેંકી પડી જશે, ને બધુ ઠી થઈ જશે પ તુ અમને તો એ અમૂલ્ય અનુભવ મળી ગયો

અ ે હનુમાન ચટ્ટી પહોચ્યા અમારી પાછળ ડાક ગ્યાનો સઘ આવતો હતો એમનુ શુ થશે ? અમે યમુનોત્તરી ઊતરવાના ઉતાવળ કરી, તે ઠી જ થયુ.

ગેડેથી અગઢાના ાળી મ ળી આવી પહોચી એ ભાઈ ઓ પણ પૈના રથળની વાત દગાયેને અવાજે રતા હતા ભાઈ ભાર રાવ તા પ તે પડતે બચી ગયા હતા, પણ માત્ર ઘૂટણમા ઈજા થવારૂપી સોડથી જ એમને શરીનુ વિઘ્ન સગી ગયુ તુ પેરો પળ્ળી સઘ નહોતા આ યો ગનના અમે સાભળ્યુ કે એ સ્થળે એ માણસ પડીને પરલારી ગયો હતો

અહી બીજુ એ કૌતુ થયુ મારુ ડાબુ ઢીંચણ દુ ખતુ નહોતુ

પણ એ કથન અને પ્રશ્નો ઊભા રે છે એ માટે દુ ખતુ હતુ ? શા માટે અને શા ારણે દુ ખતુ હતુ ? " દુ ખતુ નહોતુ " કહેવાનો પ્રસ ગ કેવી રીતે આ યો ? ન દુ ખવામા શી નવીનતા હોય ?

ખરી વાત એ ટાગણુ રતા હુ એ વીસરી ગયો હતો ગ ગનાણીથી ઉપર આવને હનુમા ચ ી જતે અમે ઘણો ા ો માર્ગ ાપ્યો હતા પ દર માઈન એ પહાડોમા અમે વટાવી નાખ્યા હતા રસ્તાની ચ ઉતર ઘણી આ રી હતી ઘણી માર્ગ પથરાળ હતો ચાર ડગના પણ સરખી રીતે ચલાય તેમ નહોતુ ઊતરાણુ પણ એવા સીધા હતા કે પગ ગીતસર પડતા હતા, તેથી ઘૂટણિના ને ઘણુ જોર પ તુ હતુ.

એવી રીતે ચાલતા કોઈ સ્થળે કે ડો વધારે બોજ આવ્યો પ ચો હશે ને ઢીંચણને વધારેપડતો આચકો લાગ્યો હશે, તે ાણુ ઢીંચણ જરા

સરકાયું હતું. ચડવાનું હોય, ત્યાં તો હજી ધીમે ધીમે, સંભાળીને, આંચકો ન લાગે તેમ હું ચડી શકતો હતો. પણ ઊતરતાં કંઈ વધારે થતું હતું. આ વાત મેં કોઈને કરી નહોતી. હનુમાન ચટ્ટીથી ખરસાળી (જાનકીમાઈની ધર્મશાળા) જતાં કંઈક થોડું વધ્યું હતું, પણ તે પછી તો એ ઘણું વધી ગયું હતું. યમુનોત્તરીમાં પહોંચ્યો ત્યારે ચાલવાની મુશ્કેલી હતી. ત્યાંથી પાછા ઊતરતાં દોડધામ કરવી પડી હતી. ગુરુભાઈ ઉપર બધી જવાબદારી ઢોળી નાખીને મેં તો હાંકયે રાખ્યું હતું. હું કોણ માત્ર? કર્તાકારવતા ગુરુદેવ છે. આ યાત્રા એમને ચરણે ને શરણે છોડીને મેં નિર્ગત જ્વર કર્યો હતો ને પાછા ઊતરવાને પણ એ જ નિર્ણયનું શરણ લીધું હતું, કે સદ્ગુરુની ઇચ્છા હોય તેમ થાઓ. મારે શું? યાત્રામાં બગડવા કે સુધરવાનું મારે શું હતું? એ સંબંધમાં કશોય હર્ષશોક મારે શા માટે કરવાનો હોય?

અને જો ચમત્કારમાં હું માનતો હોઉં, તો ચમત્કાર થયો. નીચે ઊતરતાં જાનકીમાઈની ચટ્ટી છોડીને આગળ ચાલતાં એકાએક મને ભાન આવ્યું કે ઢીંચણ કષ્ટ આપતું નથી! આવી આકરી દોડ પછી દર્દ વધી જવું જોઈએ. પણ આ તો ઊલટું ઘટી ગયું હતું. બીજે દિવસે મેં પંદર માઈલ કર્યા. ત્યારે પણ એ નહિ જેવું જણાતું હતું. જરા શ્રમ થતાં એ પોતાના અસ્તિત્વની યાદ તાજી કરાવતું હતું ખરું, પણ જો સંભાળીને કામ લેં તો એ પણ ચૂપ રહેતું. આજે શિંગોટના ભયંકર નવ માઈલ કર્યા છે, ને ઢીંચણ લગભગ મટી જવા આવ્યું છે.

હનુમાન ચટ્ટીથી અમે તા. ૫મે પરોઢિયે સાડા ચાર વાગે પાછા બહાર નીકળી પડયા. જમુના ચટ્ટી સુધીનો કઠણ માર્ગ વળી પાછો "રિવર્સ"માં અમે કર્યો. અહીં, પહેલાં કહી ગયો છું તેમ, ચઢ-ઊતર ખરાબ છે. તેમાં પણ એક સ્થળે નદીમાં ઊંડે ઊતરીને પાછું ચડવાનું છે, ત્યાંની કેડી યાદગાર છે. પણ નીચે નદીએ પહોંચતાં એવા સુંદર

રસ્તો આવે છે કે બધું ભુલાઈ જાય. અહીં પણ એક વાર જિતસિંહ ખોવાઈ ગયો હતો. એણે અમને જણાવ્યા વગર ટૂંકા માર્ગની કેડી પકડી હતી, ને ખૂબ ચિંતા કરાવી હતી.

જમુના ચટ્ટીએ પહોંચીને ત્યાં અડદની ખીચડી જમ્યા, ને તરત આગળ ચાલ્યા. આ મુસાફરી ખૂબ ઝડપી હતી. આમે ય મારા સાથીઓની ચાલવાની ઢબ ઉતાવળથી ભરેલી હતી. સામટાગો બાલ ફડાક ફડાક ટાંટિયા ફેંકતો ક્યાં નો ક્યાં નીકળી જતો હતો અને સ્વામી આવી મુસાફરીમાં કદી યે મારી સાથે ચાલ્યા નથી. એમની હંમેશાં સ્વતંત્ર કૃતિ હોય છે. ત્રણે જણ અલગ અલગ, પોતપોતાના તાનમાં ગુલતાન બનીને ચાલીએ છીએ. કોઈ કોઈ વાર બાલ અને હું થોડું સાથે ચાલીને આનંદથી વાતો કરતા પણ વિચરીએ છીએ; ને કોઈ વાર સ્વામી પણ એવો લાભ મને આપે છે, પણ એ જૂજ અપવાદરૂપે જ.

ચાલતા ચાલતા દોઢેક વાગ્યો હતો, ને આકાશ ઘેરાયું. મેઘ ગર્જવા માંડ્યો, થોડી વારમાં છાંટા પણ પડ્યા. અમે વળી ચાલવાનો વેગ વધાર્યો, ચીડના વન પાર કરતા, એના લપસણા ઘાસ ઉપર પણ જોખમ ખેડીને દોડતા, ત્રણ વાગે બાલ અને હું ગંગનાણી પહોંચી ગયા. ધર્મશાળામાં અમે પગ મૂક્યો, ને વરસાદ તૂટી પડ્યો. કડેડાટ ગર્જનાઓ ધમધમી રહી, વીજળીના કડાકાભડાકા અહીંથી તહીં દોડાદોડ કરી રહ્યા. મોટાં મોટાં ફોરાં તડાતડ પડવા માંડ્યાં. અમે સહેજમાં બચી ગયા હતા.

પણ જિતસિંહ પાછળ રહી ગયો હતો. એની રાહ જોતા અમે બેઠા.

ગંગનાણીની ધર્મશાળા અતીવ સુંદર સ્થળે બાંધેલી છે. નદી એક સ્થળે બે ફાંટામાં વહેંચાય છે. એના વહેણની વચમાં એક ડુંગર છે. તેની બે તરફ ફરી વળી, એ ફાંટા બેની તરફ પાછા ભેગા થઈ જાય છે, જાણે નદી પોતાના એ ડુંગરબાળને પ્રગાઢ પ્રેમથી દૃઢ આલિંગન કરી રહી હોય!

આસપાસના ડુંગર રળિયામણા છે. ચીડનાં વન આંખને ઠારે એવાં મનોહર છે. એનું રૂપ ચમકતા સૂર્યના પ્રકાશમાં બહુ અનેરું છે. પણ ધોધમાર વરસતા મેહ, ઝબકતી વીજળી ને ગાજતા આસમાનમાં વળી એની સુંદરતાનું એથી યે વધારે ચિત્તાકર્ષક પાસું જોવાનું મને મળ્યું.

ચારેક વાગે જિતસિં આવી પહોંચ્યો. એ પલળી ગયો હતો ને સામાન પણ ભીંજાઈ ગયો હતો.

દુકાનદારે અમને કહ્યું કે બે વાગે ભૂકંપનો ખાસ્સો મજાનો આંચકો થયો હતો ને એની ઝૂંપડીના છાપરા ઉપરની સ્લેટો હચમચી ઊઠી હતી. અમે તે વખતે રસ્તે હતા ને વરસાદથી બચવા દોડતા હતા. એ સ્થિતિમાં આંચકાની અમને ખબર ન પણ પડે. ધક્કો લાગ્યો હોય તો યે ચડઊતરના ઠેકડામાં એ સમાઈ ગયો હશે.

એમ ત્યારે વરસાદ વાવાઝોડાં તો ઠીક, પણ છેવટે ધરતીકંપે ય અમે ફરી લીધો! આવી રીતે યમુનોત્તરીને પંથ આટલી ઝડપે પંદર માઈલ ખેંચી કઢાય, એ બચ્ચાંના ખેલ નથી, ને બનતાં સુધી એ "પરાક્રમ" કરવા જેવું નથી.

ગંગનાણીમાં રાતે પવન બહુ જોરથી ફૂંકાયો. અમે પલળેલાં કપડાં સૂકવવા લટકાવ્યાં હતાં પણ પવનના ઝપાટા એવા ખિજાઈ ખિજાઈને આવતા હતા કે એને સંભાળવાં ભારે થઈ પડ્યાં.

આ જ ગંગનાણીમાં, ઉપર જતે અમે મુકામ કર્યો હતો ત્યારે, એક દક્ષિણી મ્હાતારા-મ્હાતારી પણ ઊતર્યાં હતાં. એ બાઈને કોઈએ કહ્યું હશે કે આ મુલકમાં ક્યાંય વાટેલાં મરચાં મળતાં નથી. હાય હાય! અગ આઈ રે! દક્ષિણીને મન આથી વધારે મોટી આફત કઈ હોઈ શકે? એ ડોશીમાને યાત્રીઓની દયા આવી. એ પોતાના વતનથી નીકળ્યાં ત્યારે સાથે વાટેલાં મરચાંની પણ કોથળી એણે ભરી લીધી. એ જ્યાં મુકામ

કરે ત્યા સાધુસન્યાસીઓને, તેમ જ અન્ય કોઈને જોઈએ તો તમને પણ, મૂઠી મૂઠી વાટેના મગ્યાનુ દાન કરતા હતા ગગનાણીની ધર્મશાળામા યે એમણે મરચા વહેચ્યા હતા તેમા એક મૂઠી મારે ભાગે પણ આવી હતી

પછી અહીંથી જમુના ચટ્ટી તરફ જતા અમે નીકળ્યા ત્યારે માર્ગમા બધુ મારવાડણો અમારી સાથે ચાલતી હતી તેમાની એક જુવાનડી મીઠી હલકે ને કડે 'શામળા ગિરધારી' ગવડાવતી હતી એ પૂરુ થયુ એટલે "ગોવિંદ જય જય ગોપાલ જય"ની ધૂન એણે ઉપાડી એ ગાતા કરતા તેમા જે ઉલ્લાસ હતો, જે આનદ ઊભરાતા હતો, તે લાખ રૂપિયાનો હતો ગીતના જેવી જ લલિત હલકે એ છોડી ચાલતી હતી તે પછી એ કેટલી યે વાર રસ્તામા જોવામા આવી હતી, ને દર વખતે એનુ હસવુ મો મને પણ આનદ આપતુ હતુ, ઘણુખરુ એ ગીત ગણગણતી જ રહેતી હતી એમ હસતા રમતા, મુશ્કેલીઓની મશ્કરી કરતા મુસાફરી કરવી, એનુ નામ મુસાફરી

મેમરા પુરીજી ઉપર જતે આ ગગનાણીમા જ અમારી સાથે હતા ત્યા એ રાત રહી ગયા, ને અમે આગળ ચાલ્યા હતા, તે એક અમે પાછા વળ્યા ત્યારે પાછા હનુમાનચટ્ટીમા ભેગા થઈ ગયા હતા ધીમે ધીમે એ આગળ વધે છે એમની મુસાફરીની રીત પસદ કરવા જેવી છે જરા પણ વધારે પડતુ જોર નહિ કરતા, નિરાતે યાત્રા કરવાના હાથના ઘણા છે

તા પમીની રાત અમે ગગનાણીમા વીતાવી, ને બીજી સવારે— એટલે આજે સવારે વહેલા ઊઠીને માર્ગ પકડ્યો યમુનોત્તરીથી પાછા વળ્યા ત્યારથી જ ખરુ જોતા અમે ગગોત્તરીનો પથ પકડ્યો હતો એમ કહી શકાય, પણ ગગનાણી સુધી એક જ રસ્તે પાછા વળવાનું હોવાથી આ મુકામથી જ ગગોત્તરી પથ જુદો પડે છે જમુનાજીને જે

શ્રીકૃષ્ણ કરીને અમે એની મોટી બહેનના દર્શને ઊપડ્યા હવે અહીંથી ગંગાજી–ખરું જોતા ગંગા નહિ પણ ભાગીરથી–પોતાની પાંખ નીચે અમને પ્રેમથી સંઘરે છે

ગંગનાણીથી શિંગોટ છે માત્ર નવ માઈલ સામાન્ય રીતે ચાર કલાકની દીર્ઘ અદ્દર એટલું અંતર નિરાંતે કપાઈ જાય પરંતુ પરોઢિયે સાત વાગ્યાના નીકળેલા અમે છેક સાડા દસ વાગે શિંગોટ પહોંચ્યા એ નવ માઈલ સાડા પાંચ કલાક લીધા!

આ ટુકડો ઘણો ખરાબ છે પ્રથમ તો ચાર માઈલ સુધી કઠણ ચડાઈ આવે છે કઠણ તે કેવી કઠણ! અડધે અડધે માઈલે બબ્બે પહેરવાના હાંફી જાય, એવું એ ચડાણ છે હાંફતા જાણે ફેફસું ફાટી જશે ને પાંસળાં તડાતડ તૂટી જશે એવું લાગે એક ડુંગરાની ટોચ પાર કરી, ત્યાં સામે તેથી ઊંચી બીજી ઊભી હોય માણસનું દિલ તૂટી જાય એવી એ સળંગ શિખર પર પગ છે છેક ચાર માઈલ ચડ્યા પછી એ પહાડની ધાર આવે છે

અને ત્યાંથી ઊતરવાનું શરૂ થાય છે ચડતે આકરું લાગ્યું હતું પણ ઊતરતે એ ચડાણના દુઃખ ભુલાઈ ગયા, ઝાંખા પડી ગયા! આ પ્રવાસ ટુકડાની ખાસ ખૂબી તેના ઊતરાણમાં છે ઢોળાવ આકરો હોય તે જાણે સમજ્યા પણ ધીંગા રસ્તો ઢીલી માટીનો, કે કાંકરાનો હતો તેમાં વળી પાંદડાના ઢગના ઊમેરો કરી આપતા હતા, દરેક પગને ઘૂંટણને જોર પડતું હતું કેમ કે દરેક પગનું લપસતું હતું, ને એ લપસણના ક્રમને જોર કરીને રોકવો પડતો હતો લાકડીનો ટેકો પણ ત્યાં બહુ લેખે લાગતો નથી

ટચુક ટચુક કરતા અમે ઊતર્યા એ ખીણમાં વન પ્રગાઢ ને બિહામણું છે આ યમુનાના આખા યે પ્રથમ ચાલતા ભાગે જ કોઈ માનવી સામું મળે છે તમા યે શિંગોટના ઊતરાણે કમાલ કરી આ ઘોર જંગલના સમસમતા વાતાવરણમાં એકલદોકલ માણસે નીકળવું નહિ

લાકડી નહી ગઈ છે, તેથી એ લાકડી લેવા પાછો વળ્યો હતો એ કારણથી એને આટલી બધી વાર લાગી હતી

આ રીતે હું ખેસુખે અમે ગિંગોટની ચટ્ટીએ પહોચી ગયા આ અનુભવ પણ મૂલ્યવાન ન હતો. યમુનોત્તરીનો પથ આનંદો છે ને તમા છવના જોખમ રહેલા છ આ માગ પણ ઓછો દુગમ નથી પરંતુ ફેર એટના કે અહીં જોખમ પડવાઆખડવાનાં, થોડ નથું વાગવાનાં જ રહે છે ખાસ કરીને જીવ ગુમાવવાનો સભવ બહુ નથી રહેતો

આ ગિંગોટની યાત્રા જનની નહી ભુલાય

અહીં ધર્મશાળા છે એમા અમારો મુકામ છે. યાત્રાઓની અલ્પ સખ્યાને લીધે અહીં પણ દુકાનમા કશો રસ નહોતો અનાજ મળ્યુ ખરુ, પરંતુ મસાલાની પણ મુશ્કેલી હતી છેવટે ઘઉના રોટલા ને માટીના બટાટાનું શાક બનાવરાવીને અમે પેટનુ લહેણુ ચૂકવ્યુ

મારો ગોળ-ઘીના ચાટણનો નુસખો તો મારાને બ જ ગમી ગયો છે મે એની વાત આ પહેલા કરી છે કે નહિ? જરા આનંદ ચાનકામા આવે, પછી મુકામે પહોચીને હુ બે ચમચા ઘી અને થોડો ગોળ મેળવીને ખાઈ લઉ છુ તેનાથી શરીરમા ફીકાશ નડતો રહે છે આ મુસાફરીમા કોરી ખીચડી, બગર રોગના ને બટાટા ઉપર આધી આપવી મજતો રોજ કરવી પડે છ, તેનાથી શરીરને જે વસારો પહોચે છે તેનો બદલો વાળવાનુ કશુ સાધન આ બોરાકમા નથી એ સ્થિતિમા ગોળ અને ઘી એનર્જીના અવગુણના મારક અને ગુણના પૂરક છ આ નુસખો વણાને ગમી ગયો છ કેમ ન ગમે?

આ રસ્તે પાછા ચીડના વન લાગી ગયા છે પાનડા તથા ચીડની સળીઓની સુવાળી પથારીઓ માર્ગમા પથરાઈ રહી છે પણ એ ય સસાર જેવી સુવાળી છતા અતીવ લપસણી છે જો જરા પણ ગાફિલ રહ્યા, તો ગુનાટ ખાધી જ સમજવી

શિગોટ આવતે પહાડમાં વળી પાછા મારા મિત્ર ઓમ પંખીઓને મેં સાંભળ્યાં. સામસામી એમણે સુંદર ઓમગાન માંડી હતી.

જ્યાં દૂધ મળે છે ત્યાં અમે એ યથાશક્તિ ટટકાવીએ છીએ. પણ મોટે ભાગે એ પહાડી ગાયોનું, કસ વગરનું હોય છે. ઘી તો ઉમદા મળે છે, મોંઘું પડી જાય છે, તો યે એનો ઉપયોગ નથી થતો એમ નથી! એવે પ્રસંગે, ઘીદૂધના આ કટોરા દેહને જરા ઠીક પડે છે!

આજે અનાયાસે શરીર તરફ નજર પડી. એક તોલા જેટલી પણ ફાલતુ ચરબી એમાં આ મહિનાને છેડે રહેવા નહિ પામે, અને માંસ પણ જેટલું છે તેટલું રહેવા પામશે તો એની એટલી મહેરબાની; એવી આગાહી કરવા માટે પૂરતાં કારણો એ નિરીક્ષણમાં મને દેખાયાં.

બાકી આનંદ છે. આ નોંધ લખાય છે ત્યાં ત્રણ વાગે વરસાદ જોરમાં શરૂ થયો છે. એ અત્યારે પણ છે. કાલે અમારે ઉત્તરકાશી પહોંચી જવું છે. એ સ્થળ અડધું ઉપર વેળાસર પહોંચાશે કે નહિ, એની ફિકરચિંતામાં અમે આવી દોડાદોડીથી મુસાફરી કરતા હતા. છેવટે લક્ષણ એવાં છે કે અમે ત્યાં તો જઈએ, એટલે કે અડધુના બે ત્રિભમ પડતા પડતા પહોંચી જઈશું, ને ત્યાં ગણગાન અમારે ગાગરાની રહેશે!

વરસાદ પડે છે, એટલે માત્ર જળ પડે છે, એમ નહિ. ગઈ કાલ કરા પડ્યા હતા, ને આજે પણ તડાતડ કરાના વરસાદ પડી રહ્યા છે. વરસાદ ખરેખર દે માર પડ્યો.

તથા દેહના સમૂળગા ધ્યાન વગરના તપસ્વી અગર તો નગ્ન પશુ જેવા હો. તે જ એ મહાભારતના, માર્ગવિહીન ઘોર અરણ્યથી ભરેલા મોતના ડાચા જેવા પણ આ પ્રદેશ કરી શકે જો કે પોતાના જીવને આ સાથે જ છે. એ તો ૧૯૨૯માં લખ્યું હતું. ત્યાર પછી સરકારી રાજાએ ત્યાં માર્ગ બાંધ્યો છે ખરો.

કેદાર અમે નગર ૧૨ ધાર્યો પ્રમાણે ઉત્તરનારાયણ પહોંચ્યા ખરા. અહીં હવે નવું નિયમો પાકો મુકામ સમજી લેવો.

મેં કરી એક વાર મારી જાતનો હિસાબ ગણી ચાલતા કરી જોયો, ને સરવૈયું કાઢ્યું. અહો! હજુ તો માન ચિત્તમાંથી મારે કેવા કેવા ઉકરડાના ઢગ ઉખેડવાના બાકી પડ્યા છે!

આ યાત્રા જો શીખવે તે ખરું. આ ચાર ધામની આકરી યાત્રા છે, એમાંથી કૈં નહિ લાધું? એવું તે હોય?.

જંગલમાં આજે મોડેથી ઉઘાડ થતાં અમે એક અતિ સુંદર દૃશ્ય જોયું હતું. સૂરજ વાદળોમાંથી ડોકિયાં કાઢીને આંખમિચામણાં રમતો હતો ત્યાં આસપાસના પહાડોમાં વિશાળ પડખામાંથી ધીમે ધીમે વાદળાં ગોરાં નીકળતાં માલૂમ, જાણે બધા પહાડો સળગી ઊઠ્યા હોય, ને ધુમાડાના ગોટેગોટા એમાંથી ઊભરાતા હોય.

મોટા મોટા જોગીરાજ જેવા પહાડોએ માથે વાદળની પ્રચંડ જટાઓના જૂથ સજાવી લીધાં.

અને આ પહાડોમાં મેઘગર્જના કેવી ધમકે છે! ગિરિકંદરાઓમાં એના પડઘા પડે છે, ને હજારો સિંહો એક સાથે ને નિરંતર ત્રાડતા હોય એવો પ્રચંડ નિનાદ થયા કરે છે.

આજે અહીં પણ બે વાગે મેઘરંગ છવાઈ, ને આસમાન ઘૂરકવા માંડ્યું, ઇન્દ્રરાજાએ વાયુને મોકળા મૂકીને જળના અંબાર વહાવ્યા. આ મહિનો કરાના તોફાનનો ગણાય છે.

'આ ભૂમિમાં બપોરના બાર પછી સડક ઉપર હોવામાં જોખમ છે. મુસાફરી કરવી તો માત્ર સવારે જ; અને તે પણ આકાશને જોઈતપાસીને. આ કંઈ રાંકુની ભૂમિ નથી, એ ત્યાગીતપસ્વીઓની અથવા તો સાવ જંગલી માનવીઓની છે: અહીં વચલા વર્ગ ન નભે!

સાધકે તેમ જ સાચા સાધુએ વસવા જેવો આ પ્રદેશ છે, એમાં શક નહિ. ખાવા, પીવા, પહેરવા કે બીજા કોઈ પ્રકારના પણ દુનિયાદારીના શોખ માટે અહીં અવકાશ નથી. અને સ્થળ અતિ મનોહર છે, ભાગીરથી છે; પહાડો છે; વનરાજિ છે; આરો અને બટાટા મળે છે, અન્ન અને આચ્છાદન દેહને આવશ્યક પ્રમાણમાં મળી રહે છે, ને ધ્યાન, ધારણા તથા અભ્યાસ માટે વાતાવરણ અસાધારણ પ્રમાણમાં સાનુકૂળ છે, ઉત્તમ સંતો પણ અહીં વસે છે. સંસારના રંગની છાંટ સરખી અહીં ભાસતી નથી એથી વધારે શું જોઈએ?

**તા. ૮-૫-’૪૮ને શનિવાર:** ગઈ કાલે વરસાદ ગાજ્યો તેવો વરસ્યો નહિ...સાંજે અમે તપોવન સ્વામીના દર્શન કરવા ગયા હતા. આ સ્થળનું ઘણું માહાત્મ્ય એમની પાસેથી સાંભળ્યું.

સ્કંદપુરાણમાં આ સ્થળને સૌમ્યકાશી કહેલું છે. ઉત્તરકાશી નામ તો વિદ્વાનો, પંડિતો અને સાધુસંન્યાસીઓએ પાડેલું છે, બાકી પહાડના લોક એને બારાહાટને નામે જ જાણે છે, ને ટીહરી દરબારના દફતરે સરકારી વ્યવહાર માટે પણ એ જ નામ છે, ઉત્તરકાશી નહિ

આને ફરતા પહાડોમાં ગામડાં છે, જેમાંના દરેકનું નામ કોઈ ને કોઈ ઋષિના નામ ઉપરથી પડેલું છે વાસ્તવમાં એ પ્રત્યેક ઋષિકુળ હતું, અને આજનાં ગામડાં તથા વસ્તી એ ઋષિકુળોના સીધા વંશજો છે. આજે પણ અહીં, અને લગભગ આખા કેદારખંડમાં, વસ્તી માત્ર બ્રાહ્મણો અને ક્ષત્રિય "ઠાકુરો"ની જ છે, અને ગામે ગામે ઋષિમુનિઓનાં કુળોની સ્મૃતિ છે. એ કુળોના હવે તો સીમાડા જે નથી રહ્યા, તો

પણ, તપોવનજી કહે છે કે જે લોકો શહેરોની લતે હજી નથી ચડ્યા અને સુધારાથી અલિપ્ત રહેતા છે તેઓમાં અદ્યાપિપર્યંત એ પ્રકારની મનશુદ્ધિ, સરળતા, ગરીબી છતાં પ્રામાણિકતા, અચૌર્ય ઇ ગુણો સારા પ્રમાણમાં વિદ્યમાન છે.

પણ મોટર જાક્ષણી આવી રહી છે. તે પછી ઉત્તરકાશી અને તની અધ્યાત્મવૃત્તિનુ જે થાય તે ખરું ! આ તપોવનજીને એનુ બહુ દુઃખ છે, છતાં સાચા વેદાન્તી હોઈ એને યુગધર્મ તથા કાળબળ માનીને, થઈ રહેતા પરિવર્તનને એ શાન્તિથી નિરખ્યા કરે છે એમની ઝૂંપડી બહુ જ સુંદર સ્થળે છે, ત્યાં ભાગીરથીની તેમ જ ચારે તરફ આકાશના તારા મોતી ચણતા હોય લબાવી રહેતા રાજહંસો જેવા શોભતા પહાડાની શોભા નહી ન જાય તેવી છે

સ્વામીજી હસમુખા અને વાતો કરવામા બહુ કુશળ છતા બધો વખત વિદ્વત્તા અને માનાર્હતાની છાપ પાથ્યા કરે તેવી સહજ પ્રતિભાથી સંપન્ન છે મારા સાથીના એ દેશભાઈ, કોચીનના જ વતની છે આ સ્થળે આવનાર વણાખર સંન્યાસી યાત્રીઓ તપોવનજીના દર્શને જાય છે એમનો આશ્રમ પણ યાત્રાધામ જેવો થઈ પડ્યો છે

સ્વામી આનંદતીર્થ અહીં નથી એમ સાંભળ્યુ. એમને મળવાની બહુ ઇચ્છા હતી. અસ્તુ ! એમની ઝુંપડી તપોવનજીની બાજુમા જ છે. એ મારા પરમગુરુ સ્વામી રામતીર્થના શિષ્ય છે.

ગીતાના ૧૮ અધ્યાયોમાથી મને ગમેલા ૧૨૮ શ્લોકો મે આજે ઉતારી લીધા મારા નામ માટે એ પૂર્ણ ગીતા છે વાચવા, લખવા અને વિચારવાનો ઉદ્યમ તા. ૨૪ એપ્રિલથી લગભગ બંધ થઈ ગયો છે. તેથી મનની પ્રસન્નતા વધતી નથી તો પણ મારાથી ભિન્ન સ્વભાવવાળા આ પરપ્રાન્તીય ભાઈઓ સાથેની આવી વિચિત્ર યાત્રા અંગેની અનુભવ-સાધના નિરંતર ચાલે છે, તેથી ખરેખર ઘણો ફેર પડે છે

હનુમાન ચટ્ટી અને જાનકી ચટ્ટી વચ્ચે જમનાનો જે પુલ તૂટી ગયો હતો ત્યાં વળી એન્ત્રણ યાત્રીઓ મરી ગયાના સમાચાર ગઈ કાલે સાંભળ્યા……ખરી છે આ યમુનામૈયાની ખુશામદ! અતિશયોક્તિ બાદ કરતાં પણ એટલું તો કહેવું પડે છે.

**રવિવાર, તા. ૯–૫–'૪૮:** આજે ગ્રહણ થઈ ગયું. ૭ા વાગે વિમોચન હતુ. જેને માટે અમે જમુનોત્રીથી દોડાદોડ કરી હતી તે જોત-જોતામાં ભૂતકાળની વાર્તા બની પણ ગયુ…બધું યે એવું છે. જેની ઉત્કટમાં ઉત્કટ ઇચ્છા કરીએ છીએ, તે જો પ્રાપ્ત નથી થતું, તો ક્રોધ આદિ થાય છે; ને જો પ્રાપ્ત થાય છે તો ક્ષણ માત્રમાં એ વીની ને પસાર થઈ જાય છે, ને પછી વિચાર કરતાં આશ્ચર્ય લાગે છે કે જેને માટે આટલી અધીરાઈ કરી તેમાં અંતે સ્વાદ શું હતો? ને હતો, તો તે કેટલો ટક્યો?…

આજે સવારે ગ્રહણસ્નાન પછી અમે પાછા તપોવન સ્વામી પાસે ગયા. બીજું કોઈ ત્યાં હતું નહિ એટલે શાન્તિથી કલાક ઉપર વાતો કરી. મેં પણ સાગ–અને તેથી કૃપાપૂર્ણ–સંતની અનુકૂળ વૃત્તિ જોઈને જરા મન ખોલીને વાતો કરી ને બદામના શીરાનો "પ્રસાદ" પણ પામ્યો, એટલું વળી વિશેષ.

આ ભૂમિમાં જે ઋષિકુળોની નિશાનીઓ છે તેમાં પરશુરામની મુખ્ય છે. એમનુ તો મંદિર પણ છે. એમની મૂર્તિને આજે વરઘોડો કઢાડીને ગ્રહણ નિમિત્તે ગંગાસ્નાન કરવા લાવવામાં આવી હતી. વિશ્વ-નાથજીનું મંદિર, શક્તિ અને અષ્ટાદશ રુદ્રોનું મંદિર, શંકરાચાર્ય આવ્યા પહેલાંનું બુદ્ધમંદિર જેની મૂર્તિને હવે દત્તાત્રય તરીકે લોક પૂજે છે, વગેરે મંદિરો ઘણાં યે છે. નચિકેતાના નામનું તળાવ છે. વળી પરાશર મુનિ તથા ગૌતમ, ઉદ્દાલકનાં કુળો પણ અહીં છે. બીજા ઉપનિષદોક્ત ઋષિઓનાં સ્થાન પણ આસપાસમાં છે. માર્કંડેયનું કુળ આગળ જતાં

ગંગનાણી નામનું ગામ (બીજું ગંગનાણી) આવે છે ત્યાં કે જાની ગને આગળ ગરમ ઝરો છે તેને પણ માર્કણ્ડેય તીર્થ કે કે તેથા ગંગનાણી ગામે પગ ગરમ ઝરો છે તેને યે એ મુનિનું સ્થાન કે કે માર્કણ્ડેયને ગરમ જળના ઝરા બહુ પ્રિય હોવા જોઈએ!

ગમે તેમ હો પણ આપણા આ દષ્ટાઓને ખરેખર સુરુચિ અને 'taste' મા શ શીખવવું પડે તેમ નથી! આખા દેશમાં સુંદરમાં સુંદર સ્થળો એમણે પસંદ કર્યાં છતાં એમાં મે મત કોઈ શકે નહિ જેમ આગળ જઈએ તેમ હિમાલયની દર્શનક્ષિતતા ખીલતી જાય કે પ્રાકૃતિક સૌન્દર્ય આધ્યાત્મિક ભાવને બહુ પુષ્ટ કરે કે આ સંસામાં બધું સુંદર છે—માત્ર માનવી જ અધમ છે only man is vile —એટલે કે માનવી દ્વારા ધારણ થતી આસુરી વૃત્તિઓ

અહીં, "બિડલા હાઉસ"માં, આવતી કાલે પ્રજાપ્રમ ઝળતી સમિતિ મળવાની છે તેમાં થોડા પ્રાતીય પ્રધાનો પણ આવવાના છે તો ૧૨ મીએ મેરો જલસો છે, જેમાં આસપાસના પ્રદેશમાથી ચાર પાંચ હજાર માણસ ભેગું થશે આ પ્રસંગ અંગે ખૂબ ધમાલ છે અહીંના લોકોમાં ઘણો ઉત્સાહ છે, ને નગરની દુકાનો શણગારાઈ છે ઠેકાણે કમાનો ઊભી કરી છે તૈયારીઓ મોટા પાયા ઉપર છે કોંગ્રેસનો જયજયકાર છે

જમનોત્રીના પ્રદેશ કરતા આ પ્રદેશ જેમ વધારે સુઆઝો ને સૌમ્ય છે, તેમ આ તરફના લોક પણ વધારે સરખાગી, વધારે વિનીત અને બુદ્ધિમા ઉંચા છે ગમે તેમ તો યે ગંગાનો તટ છે આ ધર્મશાળાનો ચોકીદાર પણ સ્થાનિક સમાનિત નેતા જેવો લાગે છે

નામ્બાવર્ત ની આ ભૂમિને આવતી કાલે છોડી જવી છે ૨૩ કોઈ વાર અહીં પાઠ આવવું તો છે જ

તેમનનાયનનો અશાગગો થાય છે ખરો . નિદ્રા નગાનર જામે નહિ ત્યાં સુધી મનનૂતને કે નામ આપતાં રહેવું પડે નહિ તો નનડું એ, અનથ તરફ વળ્યા વગર ન રહે

ઉત્તરકાશીનું પૌરાણિક માહાત્મ્ય પરશુરામ સાથે સંકળાયેલું છે પિતા જમદગ્નિની આજ્ઞાથી એણે માતા રેણુકાનો વધ કર્યો હતો, તે આ સ્થળે. વધ પછી, પુત્રની આજ્ઞાકારિતાથી પ્રસન્ન થયેલા જમદગ્નિ પાસેથી પરશુરામે માતાના જીવનનું જ દાન માગી લીધું હતું એક દિવસ સહસ્રાર્જુન રાજા પોતાના રસાલાસહિત ઋષિને આશ્રમે આવ્યા, ત્યાં કામદુધા ગાયને પ્રતાપે એ સર્વનું એવું ઉત્તમ આતિથ્ય કરવામાં આવ્યું કે રાજાએ ઋષિ પાસેથી એ ગાય માગી જમદગ્નિએ તે આપવાની ના પાડતાં સહસ્રાર્જુને તેમનો શિરચ્છેદ કર્યો પરશુરામે ઘોર તપ કરીને મહાદેવજી પાસેથી પરશુ મેળવી, સહસ્રાર્જુન જોડે યુદ્ધ કરીને તેને માર્યો, ને એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરી એ કથા પ્રસિદ્ધ છે પરશુરામનું એ તપ એણે આ સ્થળે કરેલું હોવાને અને તે કારણે એનું નામ સૌમ્યકાશી પડેલું હોવાનું મનાય છે સહસ્રાર્જુનનું પાટનગર માહિષ્મતી નર્મદાતટે નાંદોદથી થોડે દૂરને સ્થળે હતું, અને એના ટેકરીઓથી છવાયેલા ખંડેર નકશાગત ૪-૫ વર્ષો પહેલાં જ જડ્યાં છે

---

ગંગનાણી નામનું ગામ (બીજું ગંગનાણી) આવે છે ત્યાં કે જ્યાંથી ચડી આગળ ગરમ ઝરો છે તેને પણ માર્કણ્ડેય તીર્થ કહે છે, ને આ ગંગનાણી પાસે પણ ગરમ ઝરો છે. તેને યે એ મુનિનું સ્થાન કહે છે. માર્કણ્ડેયજીને ગરમ જળના ઝરા બહુ પ્રિય હોવા જોઈએ!

ગમે તેમ કહો પણ આપણા આ દ્રષ્ટાઓને ખરેખર સુરુચિ અને 'taste'માં કશું શીખવવું પડે તેમ નથી! આખા દેશમાં સુંદરમાં સુંદર સ્થળો એમણે પસંદ કર્યાં હતાં, એમાં બે મત હોઈ શકે નહિ. જેમ આગળ જઈએ તેમ હિમાલયની દર્શનદિવ્યતા ખીલતી જાય છે. પ્રાકૃતિક સૌન્દર્ય આધ્યાત્મિક ભાવને બહુ પુષ્ટ કરે છે ..આ સંસારમાં બધું સુંદર છે—માત્ર માનવી જ અધમ છે...only man is vile,—એટલે કે માનવી દ્વારા ધારણ થતી આસુરી વૃત્તિઓ.

અહીં, "સિડલા હાઉસ"માં, આવતી કાલે પ્રજામંડળની સમિતિ મળવાની છે. તેમાં થોડા પ્રાંતીય પ્રધાનો પણ આવવાના છે. તા. ૧૨મીએ મોટો જલસો છે, જેમાં આસપાસના પ્રદેશમાંથી ચાર-પાંચ હજાર માણસ ભેગું થશે. આ પ્રસંગ અંગે ખૂબ ધમાલ છે. અહીંના લોકોમાં ઘણો ઉત્સાહ છે, ને બજારની દુકાનો શણગારાઈ છે. રસ્તામાં કમાનો ઊભી કરી છે. તૈયારીઓ મોટા પાયા ઉપર છે. કોંગ્રેસનો જયજયકાર છે.

જમનોત્રીના પ્રદેશ કરતાં આ પ્રદેશ જેમ વધારે સુંવાળો ને સૌમ્ય છે, તેમ આ તરફના લોક પણ વધારે સમજદારી, વધારે વિનયી અને બુદ્ધિમાં ઉજળા છે. ગમે તેમ તો યે ગંગાનો તટ છે. આ ધર્મશાળાનો ચોકીદાર પણ સ્થાનિક સમાનિત નેતા જેવો લાગે છે.

વારણાવર્તની આ ભૂમિને આવતી કાલે છોડી જવી છે, પણ કોઈ વાર અહીં પાછું આવવું તો છે જ.

તેઓના સ્નાનો અહીંઆગળ થાય છે ખરાં . . . નિત્ય ગંગાજળ જેમને નહિ ત્યાં સુધી મનસૂનને કામ આપના રહેવું પડે નહિ તો નરવું એ, અનર્થ તરફ વળ્યા વગર ન રહે

ઉત્તરકાશીનું પૌરાણિક માહાત્મ્ય પરશુરામ સાથે સંકળાયેલું છે પિતા જમદગ્નિની આજ્ઞાથી એણે માતા રેણુકાનો વધ કર્યો હતો, ને આ સ્થળે વધ પછી, પુત્રની આજ્ઞાંકિતતાથી પ્રસન્ન થયેલા જમદગ્નિ પાસેથી પરશુરામે માતાના જીવનનું જ દાન માગી લીધું હતું. એક દિવસ સહસ્રાર્જુન રાજા પોતાના રસાલાસહિત ઋષિને આશ્રમે આવ્યા, ત્યાં કામદુધા ગાયને પ્રતાપે એ સર્વનું એવું ઉત્તમ આતિથ્ય કરવામાં આવ્યું કે રાજાએ ઋષિ પાસેથી એ ગાય માગી જમદગ્નિએ તે આપવાની ના પાડતાં સહસ્રાર્જુને તેમનો શિરચ્છેદ કર્યો પરશુરામે ઘોર તપ કરીને મહાદેવજી પાસેથી પરશુ મેળવી, સહસ્રાર્જુન જોડે યુદ્ધ કરીને તેને માર્યો, ને એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરી એ કથા પ્રસિદ્ધ છે પરશુરામનું એ તપ એણે આ સ્થળે કરેલું હોવાને અને તે કારણે એનું નામ સૌમ્યકાશી પડેલું હોવાનું મનાય છે સહસ્રાર્જુનનું પાટનગર માહિષ્મતી નર્મદાતટે નાંદોદથી થોડે દૂરને સ્થળે હતું, અને એના રેંગીઓથી છવાયેલા ખંડેર નર્મદાબંધ ૪-૫ વર્ષો પહેલાં જ જડ્યાં છે

---

## પ્રકરણ ૮

## ભાગીરથીને ભવ્ય તટે તટે

**ભટવાડી, તા. ૧૧-૫-'૪૮ને વાર મંગળ :** અમે ગઈ કાલે સવારે ઉત્તરકાશીથી નીકળ્યા. બે કચ્છી વિધવા બાઈઓ પણ ત્યાંથી અમારી સાથે થઈ. હૃષીકેશમાં કચ્છી વિધવાઓ ઠીકઠીક સંખ્યામાં રહેતી લાગે છે. દેવકીબાઈની ધર્મશાળામાં જ ત્રણચાર છે, ને બીજી જગ્યાએ એવી બાઈઓ ત્યાં નજીકમાં ભેગી રહે છે. એમાંની કેટલીક તો બહુ ચબરાક ને હોશિયાર છે.

ડૉ. રસિકલાલવાળો ગુજરાતી સંઘ બ્રહ્મજીના સ્થાનકમાં ગયેલો હોઈ ત્યાંથી પરબારો આગળ ચાલ્યો, એની સાથેના પ્રવાસનું પ્રકરણ હાલ તુરત પૂરું થયું લાગે છે.

અહીંથી નીકળતાં ચટ્ટીઓ ઉપરાછાપરી આવે છે. ઉત્તરકાશી પછી ભાગીરથીને તીરે તીરે મહાત્માઓની કુટિરો વટાવીએ એટલે ત્રણ માઈલ ઉપર ગંગોરી ગામ છે. ત્યાં અસિગંગા અને ભાગીરથીનો સંગમ છે. ત્યાંથી વળી ત્રણ માઈલ ઉપર નૈતાલા છે ને ત્યાંથી ચાર માઈલ દૂર મનેરી ચટ્ટી છે. આ આખો રસ્તો રળિયામણો છે. ગંગાતટમાં શું કહેવું પડે! પહાડો, વનરાજિ, ખેતરો, ઝરણાં, આંખો તથા પગને રમાડતા રમાડતા ચાલ્યા જવાય છે. રસ્તો પથરાળ છે ખરો, પણ માનતાથી જેઓ કે વગર કારણે જિદમાં ઉઘાડે પગે ચાલતા હોય ને જેમને ચાલવાનો મહાવરો ન હોય, તે સિવાયના બીજાને એ નડતો નથી. મનમાં ગમે તે ગીત, ભજન કે સ્તોત્ર ચાલતું હોય, તો ભાગીરથીનો મધુર નિરંતર રવ તેમાં તાનપુરો બનીને સાથ આપે છે.

અમે વચમાં, જ્યાં મળ્યાં ત્યાં, દૂધન્ચા લઈને મનેરી પહોંચી ગયા. કાલી કમલીવાલાની ધર્મશાળા અહીં પણ અતિ સુંદર સ્થળે છે. ત્યાં પણ એક વહેળો પહાડમાંથી રમતો રમતો આવીને ગુંજન કરતો ભાગીરથીમાં તદ્રૂપ બનીને કૃતકૃત્યતા અનુભવે છે.

બાઈ બાલનના પગનાં તળિયામાં દુઃખાવો ઊપડચો એટલે, આ ૧૧ માઈલ રમત જેવા જતા રહ્યા, ને થાકનું નામ નહોતું તો પણ અમે રાત ત્યાં જ ગાળી નાખવાનું નક્કી કર્યું. છેલ્લા બે દિવસથી સાવ ઉઘાડ હતો, કેમ કે અમારે મુસાફરી કરવાની નહોતી. પણ રસ્તે પડચા એટલે ઇંદ્રરાજાને પોતાની ફરજ સાભરી, ને એણે બે વાગ્યાથી જે જમાવટ કરી, તે કરા, વરસાદ, ગગડાટ બબડાટ સાથે રાત સુધી પોતાનું કામ કર્યા કર્યું.

ઉત્તરકાશીમાં, પાછલા મોળેક દિવસના સતત પરિશ્રમના પ્રત્યાઘાત રૂપે કે કોણ જાણે કેમ, પણ ત્રણે ય દિવસ ખાઉં-ખાઉં થયા કરતું હતું. આ સ્થિતિમાં પોતાને કશી પણ રસોઈ નહિ આવડતી હોવાનો બાલનનો ડોળ ત્યાં ઉઘાડો પડી ગયો. ને એ ઉપમા બનાવવા તૈયાર થઈ ગયો! રવો ન મળ્યો એટલે એ વાત અટકી પડી, પણ એણે પાયસમ્ ( ખીર ) તો બનાવી જ, પણ પાછી મુસાફરી ચાલુ થઈ ગઈ, એટલે પૂર્વ સ્થિતિનું અનુસંધાન થઈ ગયું છે.

પેલી કચ્છી બાઈઓ તો જરાક રોકાઈ, પોતે બનાવેલા લાડુ મને ચખાડચો, ને આગળ ચાલી નીકળી.

મનેરી આવતાં ચીડ ( પાઈન )ની સળીઓના જાડા મખમલના ગલીચા જ્યાં ત્યાં બીછાવાઈ ગયેલા હતા. એના ઉપર ચાલતાં પગને સામો સુંવાળો જવાબ મળતો હતો. છતાં બિચારો બાલ હેરાન થઈ ગયો છે. અમે એના પગની માવજત કરી, એને ગીઝરવાળા ગરમ પાણીથી ઝાર્યો; ને સરસિયામાં અમૃતધારાનાં બેચાર ટીપાં નાખી જિતસિંગે એને માલિશ કરી આપ્યો.

ઉ ૮

સૌંદર્યનું આ રૂપ પણ અતિમોહક છે

માર્ગમાં ફૂલની લીલા વિસ્તરેલી છે જંગની ગુલાબના વન સોળે કળાએ ખીલી રહ્યાં છે બીજા પણ અનેક જાતના નવરંગી ફૂલો દેખાય છે ઝાડના નામ તો કોણ જાણે? ડમરી દીઠી, ખાખરાને ઓળખ્યો. પણ બીજાં અનેક અપરિચિત ઝાડ છે અમારો કાંઠો કાંટાળા ઝાંખરા, પહાણો ને ગુલાબના ઢગના જેવા ખીલેના છોડથી છવાયેલો છે, ને સામો કાંઠો વનથી ઝૂકી રહ્યો છે

ઝરણાં સ્થળે સ્થળે અમારાં ચરણોને પખાળે છે.

આઠ માઈલ ઉપર અમે ભટવાડી પહોંચ્યા ત્યાં ખીચડી-બટાટા જમ્યા ખાનનાં પગે દુખે કે અહીં વાગ્યા છે—ને વાદળ ઘેરાયાં છે! અહીં ઘડિયાળ નાહ્યાથી મેળવીએ તો ચાલે!

આ સ્થળ પણ અતિ રમણીય છે સામેના પહાડો ઊંચા છે. એને પડખે ખેતરો છે. એ ખેતરો વચ્ચે વણખેડ્યા-ઊંડી દીવેના ઝાડીનાં ઝુંડો યોજનાપૂર્વક ગોઠવેલા બાગબગીચા જેવા શોભે છે જ્યાં ખેતી નથી ત્યાં હરિયાળી છે સામે ઊંચેથી એક ચાદીનો ઝરો રેલાતો દેખાય છે. અમારી પડખે પણ એક ઝરો ભાગીરથીમાં આત્મસમર્પણ કરી રહેલો છે

આગળ પૂન તૂટેલો છે તેની મરામત કરવા નીકળેલી ટીહરી દરબારના માણસોની ટૂકડી અમારી સાથે છે, પણ દરબારી ગાડે એમની ચાલ છે, આહિસ્તા કદમ कालोह्यय निरवधि विपुला च पृथ्वी !

સાંજે જ્યારે વાગે, આગળ નીકળવાનો વખત રહ્યો નહિ એવે વખતે, આસમાન એકદમ સાફ થઈ ગયું! સામેના ડુંગરા બહુ ઝાડીથી ભરેલા નથી તો યે તેના ઉપર આછું લીલું ઘાસ હોવાથી તેના લોખંડી પડખાની કર્કશતા હળવી થયેલી છે.

દરેક પગલું જોઈ જોઈને ભરવું પડે છે. પણ ખરેખર, એ માઈલ સુધી જાણે કોઈ રાજમહેલના ઉદ્યાનના સમરહાઉસમાં ચાલતા હોઈએ એવી સુંદર ઘટા ત્યાં છવાઈ રહેલી છે. જંગલી ગુલાબ મહેકી રહ્યો છે, ને એની ઝાડીઓ ફૂલથી લચી રહી છે. ખડ જેવા ઝીણા વાસ ચારે તરફ લાગી રહેલા છે. સર્વત્ર લીલું લીલું છે.

પણ જો પગ નીચે ખ્યાલ ન રાખ્યો, તો મૂવા છૂટયા !

સામે કાંઠે, એટલે અમે છોડ્યો તે કાંઠે, સુખા પહાણા ને ઝાંખરા ચાલ્યા આવે છે.

એત્રણ માઈલની આ ઉદ્યાનવિહારની મોજ માણ્યા પછી આકરી ચડઊતર શરૂ થાય છે, ને પહાડ કરડા થાય છે. ભાગીરથી તો રંગ બદલતી જ રહે છે. ઘડીમાં સૌમ્ય અને લગભગ નીરવ પ્રવાહમાં એ શાંત વેગની મૂર્તિ બનીને સરળપણે વહે છે; ઘડીમાં ખિખિયાટી કરતી રાની બિલાડી જેવી ઘૂંકતી ભાગે છે; ઘડીમાં હાથી જેવડા ખડકોમાં અથડાતી, પછડાતી, ફીણના ઢગલા ઉછાળતી, ઘૂઘવતી, ત્રાડ નાખતી ઘૂમે છે; ને ઘડીમાં પહાણાઓમાં રમતી, ઘુઘરીયાળી વાણી બોલતી ચાલી જાય છે. સાક્ષાત્ માયા જેવી એની વૈવિધ્યભરી અપાર લીલા છે.

ગંગનાણી નજીક આવ્યું. એના ઉકળતા પાણીની વરાળ દેખાઈ. જમુનોત્તરીમાં છે તેવો વરાળથી છવાયેલો એક ખડક આવ્યો. અમે જમણે હાથે ઉપર ચડ્યા, ને ઋષિકુંડે આવ્યા. આ ગંધકનો પહાડ છે. ઊના પાણીના બે કુંડ ત્યાં બાંધ્યા છે. એક વ્યાસકુંડ, ને બીજો વસિષ્ઠ-કુંડ, આ સ્થળને તપ્તકુંડ પણ કહેવાય છે.

અહીંનો પુલ તૂટી ગયેલો હતો, એટલે ત્યાંથી ગંગાપાર જવાતું નહોતું. આ યોજના જાણે અમારા લાભાર્થે ન ગોઠવાઈ હોય ! (અમારે એટલે અમારી સાથેના બધા યાત્રીઓ માટે, એ સમજી

# પ્રકરણ ૯

## ભીષણ સૌન્દર્ય ને સુંદર ભૈષણ્ય

મનમર બાગને ટેકરે અમે આ તપ્તકુંડની છાવણીથી ઊપડ્યા હજી તો અહીં નવી છાપરીઓ બંધાતી હતી, ને આખી મોસમ ગગનાથીને બન્ને યાત્રાળુઓને નરાગે અહીં જ આવવાનું નક્કી હોય એવી તૈયારીઓ થતી હતી. પુલ સુધારવા આવેલા ટિહરી દરબારના માણસોની મંડળી લીમને અહીં પડી છે એમના કહેવાથી જાણ્યું કે એ ભાઈઓ હજી આવતી કાલે ત્યાં કામ શરૂ કરશે, ને ભલું હશે તો બીજા બેચાર મહિના પછી પુલ તૈયાર થવા પામશે આભળ્યા પ્રમાણે તૂટેલો પુલ મોટો છે, અને એના સુધારવાનું કામ કઠણ છે. બેર, એ ચોક્કસ છે કે એ પુલ અમને કામમાં નથી આવવાનો એટલે અમારે તો માત્ર કેડીનો આશ્રય લઈને જ આગળ વધવાનું રહ્યું

કુંડ આગળથી તરત જ છાતી સમું સીધું એવું આ કેડીનું ચડાણ શરૂ થયું. જ્યાં બકરાં પણ માંડ વિચરી શકે એવી એ કેડી છે. જરા ઉપર ચડીને પાછા વળીને જોઈએ, તો માન્યામાં ન આવે કે આવી સીધી ટેકરી આપણે કેવી રીતે ચડી શક્યા હોઈશું. અમે દોઢ માઈલની ચડાઈ અને તેટલી જ કઠણ ઉતરાઈ કરી. અગાઉ મેં નોંધ કરી છે કે યમુનોત્તરીનો માર્ગ આકરામાં આકરો છે, ને ગંગોત્તરી એટલું કષ્ટ નહિ આપે એમ લોકો કહે છે એ વાંચીને ગંગાજીને માઠું લાગ્યું હોય, કે કોણ જાણે, પણ એણે બતાવી આપ્યું કે જો કષ્ટ આપવાની તથા કઠણાઈનો પરચો બતાવવાની વાત હોય, તો ભાગીરથી ઓછી ઊતરે એવી નથી! અનેક ઝરણાંથી પલળેલી માટીમાં પચરક પચરક કરતા અમે ચાલ્યા પથરાનો પાર નહિ કેડી મનમોજીપણે

વાકીચૂકી, ચડતી ઊતરતી ચાલી જાય છે. બહુ વસમો માર્ગ અમે જેમતેમ કરીને કાપ્યો ને જે જમનોત્રીના ગઢે નહોતું થયું તે અહીં થયું, હુ એક વાર પડ્યો ! પણ જગદ કોણી છોલાયા ઉપરાંત બીજુ કશું ન થયુ છેવટે, ગંગાનાણી પાસેથી નદીપાર કરીને આગળ જઈને પાછા આ કાંઠે જે પુલ વાટે આવવાનું હોય છે તે પુલે અમે પહોચ્યા ગંગા પણ માઈલનુ આ ચક્કર અમે લીધુ ને ઓળ્યે અમન શાન્તીને હીના ન્હી નાખ્યા

હવે કુદરત વિરૂદ્ધ છે એ તરફ નાળમી હની નાર્તીગ દિવાના તાળાઈ રહી છે ભાગીરથીના રક્ષણ નાતે કુદરતે તેને બે નાડે ભીષણ દુર્ગમાળા આપી દીધી છે. ઘણુ સ્થળ એ ગાળી કગડો માર્ગ ઉપર ઝૂકે છે, ને એની બખોલમા અમે આવીએ છીએ

એ ભીષણ કગડોમાથી ઘણી વાર ગક્ષણી પથરા પડે છે ચારચાર હાથી જેવા એ ખડકો નીચે ધસી જાય છે

ભેડ, મન્સ તથા ઘોડા ખચ્ચરો ને વણઝારો એમ તા કંઈક રેદનાનવી જ મગના માટે છે પરંતુ ઉત્તરકાશી પછી આ માર્ગે એની નિરંતર એટ થયા કરે છે તિબેટી, નેપાળી અને ભોટિયા વણઝારાની પોઠો માર્ગમા ચાલતી અથવા બાજુએ પડાવ નાખીને પડેલી જ હોય છે અને તેમની સાથે વાઘ જેવા કૂતરા હોય છે

આ ગાથાની દહણુતા જોતા જોતા અમે ચાલ્યા ગંગનાણીથી ચાર જ માઈલ દૂર ડકેનાતુ લોહારીનાગ તો પે કેમે કર્યું આવતુ નહોતુ ! અમે સવારના પાગ વાગ્યાના નીકળેના, સાત બે વાગ્યા ગરમ ઝરા આગળ રોનાઈને અમે ચાલ્યા જ ન્હું હતુ આમ કેમ થતુ હશે ?

પહાડોની દુર્ગમતા વધતી ગઈ માર્ગ વિકટ થતો ગયો પગ ન્હેતુ નહોતા અમે એક સ્થળે બરફની નિશાણ છ ટ અમે ઉઘાડે પગે પસાર કરી. સામે બરફની છાટવાળા ડુંગર દેખાવા જ લાગ્યા હતા

છેક સવાત્રણ વાગે લોહારીનાગ આવ્યું. ત્યાં એક નિર્જન સ્થાન સિવાય કંઈ નહોતું. અહીં તો ન જ રહી શકાય; હવે નવાણું ત્યાં ભર્યા મો!...ચલો આગે! અમારો જિતસિંગ બોજી ખરેખર લાખ રૂપિયાનો માણસ હતો. એની હિંમતે જ અમે આ મજલની હામ ભીડી હતી.

ઢીચે ટાટીચે લોહારીનાગ અમે છોડ્યું; અને ત્યાંથી માર્ગ એ નામને યોગ્ય જ નીવડ્યો. કાળામીંઢના અફાટ પડખામાં કેટલેક સ્થળે પગથિયાં કાપ્યાં હતાં, ને બાકી તો, પહાણના પડખામાં એકએક પગલી અતિ કષ્ટે ભરતી અમારી સવારી આગળ ચાલી.

આવી કાળમીંઢની માઈલોની સળંગ દીવાલો અગાઉ મારા જોવામાં ક્યાંય નથી આવી. અને છતાં, એ ભીષણ દૈત્યોનાં અંતરમાં કેટલું અમી ભરેલું છે! થોડે થોડે ડગલે એની કઠણ કાળી કાયામાંથી દૂધ જેવા ધોળા ધોધ નીકળતા જ રહે છે! ઝરણાં, ધોધ, વહેળા, એનો ત્યાં પાર નથી. શું કુદરતની કરામત છે!

પછી સુકખી ચટ્ટી "પાસે" આવી જેને પૂછો તે બે માઈલ બતાવે!...છેવટના ખરા બે માઈલ કાપતે અમને તો શું પણ અમારા બહાદુર બોજીને પણ ચક્કર આવી ગયા! અમે હવે બરફના પ્રદેશ સુધી ચડ્યા હતા. ઠંડી વધતી હતી. છેવટનું પોણા માઈલનું આકરું ચડાણ કરીને અમે અંતે છેક સાડા પાંચ વાગે સુકખી ચટ્ટીએ પહોચવા પામ્યા.

ખરેખર, ભુકખી, તે સુકખી, ને લોહારીનાગ, એ બધાં નામ પૂણપણે સાર્થક છે! આ ચટ્ટીમાં ગંગોત્રી જતાં ને ત્યાંથી પાછાં વળતાં યાત્રીઓની એવી ભીડ હતી, કે અમને ત્યાંની ધર્મશાળાની પથરાળી ઓશરીમાં માંડ બે બિસ્તર નાખવાની જગા મળી.

સામે જ બરફછાયા પહાડો છે. અમારી સમતલે બરફ છે, ત્યાં ઠંડીનું કંઈ કહેવાપણું હોય ખરું? સાથે લાવેલા પેલા શીરામાં વળી થોડું ઘી ઉમેરી, ગરમ કરીને બન્ને "કુનબા" સાથે અમે એનું ભોજન કરી

લીધું. બધાં ઓઢવાનાં ઓઢયાં, ને હતાં તે ગરમ કપડાં પહેર્યાં, તો યે આખી રાત ટુંટિયું વાળીને કકડાટની પડી. પણ તેમાં એક ઊંઘ સરસ આવી ગઈ ખરી.

બાલ ટકાટનો બહુ કાયર નીકળ્યો. હું મે હવે એ ઠંડીથી જરા નારાજ થઉં છું; પણ મેં જોયું છે કે અહીંના રહીશોને જ, અને સામાન્ય રીતે જુવાન તથા મજબૂત ગણાય એવા બાલ જેવાઓને પણ ઠંડીનો ત્રાસ બહુ ગભરાવે છે; મારા કરતાં તો બહુ વધારે ગભરાવે છે.

બાલને અનુકૂળ થઈને અમે અહીંથી સવારે વહેલા ઊઠીને નીકળવાનું માંડી વાળ્યું છે. એને જમીખાઈને નીકળવું છે. ભલે ભલે. જુવાનિયા જે કરે તે ખરું.

ઉત્તરકાશી પછી મેં કુદરતની થોડી મશ્કરી કરી હતી, કે જ્યારે અમારે મુસાફરી નહોતી કરવી ત્યારે બે દિવસ ત્યાં ઉઘાડ રહ્યો, ને ત્યાંથી નીકળ્યા ત્યારથી રોજ સાંજે વરસાદ પડવા લાગ્યો કે જેથી બપોર પછી મુસાફરી થઈ શકે નહિ. પણ મારે એ કથન બદલ માફી માગવાની છે. ખરું જેનાં સાંજે મુસાફરી નહોતી કરવાની ત્યારે જ વરસાદ પડતો હતો! ગઈ કાલે સાંજે જે સાવ કોરો ઉઘાડ રહ્યો, એને અકસ્માત કહેવો, ઈશ્વરકૃપા કહેવી, કે ઇંદ્રરાજાની ક્ષમાવૃત્તિ કહેવી? જો કાલે વરસાદ પડચો હોત, તો એ લોટારી વગડામાં અમારું કોણ હતું?

ગઈ કાલે અમે માર્ગના અજ્ઞાનમાં કમાલ કરી. ભટવાડીથી ૭ માઈલ ભુક્કી; ત્યાંથી ત્રણ માઈલ છેટે ગંગનાણી. ત્યાંથી ત્રણ માઈલની પગદંડી; ત્યાંથી ચાર માઈલ લોહારીનાગ; ને ત્યાંથી પુરા ચાર માઈલ સુકખી ચટ્ટી. કુલ વીસ માઈલ અમે એક દિવસમાં કાપ્યા; એ વીસમાંના દસ માઈલ આકરી ચડાઈ–ઉતરાઈ કરી. આખો માર્ગ પથરાળ હતો. થાક લાગે એમાં નવાઈ જેવું ખરું કે?

કાલે સાંજે સામેના પહાડ ઉપર વિસ્મયકારક નાટક થયું. એ પહાડને માથે સોય જેવી અણિયાળી ટૂંકો છે. એમાં બરફથી છવાયેલા એક શિખર ઉપર એકાએક ગેરુઆ પીળા લાલ શ્વેત રંગનો પ્રચંડ ભડકો ઝબક્યો!.. અહો! અદ્ભુત દર્શન!...એ તો આથમતા સૂરજે નાખેલા છેલ્લા કિરણોએ બરફમાં રચેલી ઇન્દ્રજાળ જ હતી! અને તે જ વખતે તેમાંથી વાદળના ગોટેગોટ ચડવા માંડ્યા. પ્રચંડ આગનું દૃશ્ય પૂરેપૂરું ભજવાયું! પાંચેક મિનિટ આ દિવ્યદર્શન દેખાયું. પણ એનું વર્ણન થાય જ કેવી રીતે! જાણે શિવજોગીની ધૂણી!

એ પહાડોમાં રાતના બરફ પડ્યો હશે. આજે સવારે ગઈ કાલ કરતાં એ વધારે હિમસ્નાત દેખાય છે.

સવારે ચટ્ટી ખાલી થઈ ગઈ છે. મારા સાથીના મગજના કાંટાને અનુસરીને આ મોટી ધર્મશાળામાં માત્ર અમે બે જ બેઠા છીએ. પણ ધીમેધીમે ઉપરથી ને નીચેથી પાછા યાત્રીઓ આવવા લાગ્યા છે. હમણાં જ પહાડ ઉપરથી ડોકિયું કરી રહેલા સૂરજના મીઠા તડકામાં આ નોંધ લખાય છે.

આ શરીરને વરસો સુધી લાડપાન જ કર્યાં છે. એને ઢાંકયુંઢૂંબ્યું છે. એને મનમોજી રીતે માલમલીદા ખવડાવ્યા છે. એને કષ્ટ પડવા દીધું નથી. પણ એવા લાડ હવે ન ચાલે. દરેક જણે પોતાના પોષણ માટે મહેનત કરવી જ જોઈએ. આ નિયમનો તેમાં અપવાદ શા માટે? એની ટેવોને ક્યાં લગી મહેરબાની? એને હાંકીશું, ને પોષીશું પણ ખરા. પણ એની પાસેથી કામ પૂરું લેવાનું છે, મારી મારીને કામ લેવાનું છે ..

**સાંજના રા–ધરાલી:** સવાર ૮॥ વાગે રોટલા ખાઈને અમે ડેરાતંબુ સુક્ખીથી ઉપાડ્યા. સુક્ખીને રામરામ! ભુક્ખી, લોહારી, ને સુક્ખી પછી જો એક દુઃખી આવ્યું હોત, તો સરાસર બંધબેસતું દુઃખી થઈ પડત! આમ આનું સહુ લખ્યું, પણ અંતરમાં રેવું જળબળ્યું!

થોડે થોડે પગને ઝરણાં, વહેળા, નાનામોટા ધોધ, નાનીમોટી નદીઓના સંગમ વગેરેની પર પગ ચાલવા જ પડે છે. ઘણે સ્થળે ચાલવાના જ રસ્તા વહેળા બની ગએલા છે, કે પછી વહેળા જ રસ્તા બની ગયા છે. તેમાં છબછબિયાં કરતાં ચાલવાની મજા આવે નહિ?

ના! મુશ્કેલી તો એ કે પગમાં પહેરેલા જોડા પલળવાની બીકે પથ્થર ઉપર જોઈતપાસીને જળને આતરીને જ સહુ ચાલે છે, ને બીજું, પાણી ટાઢું બોળ હોય છે!

ચારે તરફ માથે ધોળા ઝાગા લગાવીને પહાડો બેઠા છે. ઘણાએ પોતાના પડખામાં રૂપેરી તોઈ ટાંકી છે. કોઈ કોઈ વાર ગાધીગેપી પહેરીને બેઠેલા ડુંગર દેખાય છે. નાળમીંઢ મિનારોની વચમાં એકાએક બરફના દૂધિયા પહાડનું દૃશ્ય બહુ આહ્લાદક લાગે છે.

અહીં આગળ બે વાર અમે બરફના કિનારો ઉપર ચાલ્યા હતા. ધીમે ધીમે રેલા ઓગળતા જાય છે.

સુખ્ખા છોડીને અમેં સીધા ઉપર ચડ્યા. એક માઈલ દમ કરી ચડ્યા, ને તરત ઊતર્યા. પહાણા, પહાણા વગર બીજું જ ન મળે!

જેવા નીચે ઊતર્યા, તેવું નવું દૃશ્ય જોવા મળ્યું. ગઈ કાલે અમને આખેના રસ્તેથી જાણે ડોળીની પડી હોય તેમ આજે ભાગીરથી બે માઈલ સુધી અમારાથી જરા દૂર દૂર ચાલી. પછી જોયું, તો એનો પટ પહોળો ને રેતાળ થઈ ગયો હતો! ત્યાંથી ભાગીરથી એ રેતીના પટમાં રમતી રમતી ચાલી આવે છે. જાણે સાવ નિર્દોષ હોય, કોણે ધમપછાડા કર્યા છે? ને કોણ કરવા માગે છે? આપણે તો બા કશું એ જાણતા નથી! એવો ભાવ ધારણ કરીને એ ડાહીડમરી થઈને ચાલી આવે છે. પણ એ ગંભીર છે. રેતીના પટમાં પ્રશાન્ત, માત્ર જળના સ્વાભાવિક ખળખળાટ સાથે જ વહેતી ભાગીરથી જોવી, એ લહાવો છે. કોઈ કોઈ સ્થળે એ એ પાંચ વહેળામાં પથરાઈ જાય છે. ને અમારે પણ પાંચછ માઈલ એના

ભાગમાં અથવા એની ગજે ગજે ચાલવાનું આવ્યું છે. શીતળ હવાની લહરીઓ આવે છે. થોડી ચઢાણ તો છે જ, પણ માર્ગ એકંદર સુખદ અને સીધા છે

સુક્ખીથી ત્રણ માઈલ ઉપર ઝાલા ચટ્ટી છે. આ માર્ગમાં નદીને બે વાર પાર કરવાની રહે છે. પહાડો હજી વનથી ઢગના છે, પણ એનું નાળમીઠ દર્શન ઓછું થતું જાય છે, અને ત્યાંથી દેવદારની ઝાડી શરૂ થઈ જાય છે. બરફવાળા ડુંગર તો દેખાયા જ કરે છે. ગઈ કાલ સાંજે એક પહાડની ટોચે સૂર્યનારાયણ તિરંગો ઝંડો ચડાવ્યો હતો એવું દૃશ્ય તો વળી પાછું જોવા મળે ત્યારે ખરું.

અમે આ રેતીના પટમાં વહેતી ભાગીરથીનું સૌમ્ય સ્વરૂપ દીઠું, ને તરત ગઈ કાલની ગંગનાણીની ચઢાઈ ઉપરથી એનું જે દર્શન થયું હતું તે યાદ આવ્યું. ત્યાં અમે હજારેક ફીટ ચડ્યા હઈશું, ત્યાંથી નીચે નજર કરી, તો અમે જે ધસ ઉપર ઊભા હતા તેની નીચે થઈને વહેતી એ મોટી નદી નાનકડા વહેળા જેવી દેખાતી હતી, ને એનો ઘૂઘવાટ તો સંભળાતો જ નહોતો

આજે અખરોટ, ઓક, ચર્ચ અને દેવદારનાં ઝાડમાં થઈને અમે ચાલ્યા માત્ર નવ માઈલ, પણ ગઈ કાલના થાકની ગાંઠ બેચી હતી તેથી જણાયા વધારે જેવા

જ્યાં ભાગીરથીને અમે નવા રૂપમાં દીઠી ત્યાં એની સાથે સ્યામ-ગંગાનો સંગમ છે. અહીં બધી જ નદીઓ ગંગા કહેવાય છે. જેમ વચમાં "સિઝર એટલે સિગારેટ" એવું થઈ પડ્યું હતું, તેમ અહીં ગંગા એટલે નદી એવું માનવું પ્રચલિત છે. સુક્ખી પછી થોડે દૂર સ્યામપ્રયાગ, તે પછી ગુપ્તપ્રયાગ, અને હર્સિલ અથવા હરિપ્રયાગ આવે છે. હર્સિલમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે. તિબેટ અને હિંદ વચ્ચે અનાદિ સમયથી જે પહાડોની વાટે ઘેટાંબકરાંની વણઝારો વડે વ્યાપારનો સંબંધ ચાલે છે, તેનો આ રાહ છે. કેમ કે તિબેટમાં જવાનો

નિલંગ ઘાટ અહીંથી આગળ જતાં આવે છે. તિબેટ સરહદના ભોર એટલે વણઝારા લોકનું એ ગામ છે. ખૂબી એ છે કે ગામ મોટું છે, ને લાકડાનાં ઘણાં તથા મજબૂત મકાનો છે, પણ આખા ગામમાં એક પણ માનવી જોવાના ન આવ્યું. જાણે અરેબિયન નાઈટ્સનું કોઈ તલેસ્માતી ગામ! છેક છેવાડે એક કુટુંબ દીઠું, જે ઊની જોડા, તથા ઊની કાપડ વગેરે બનાવે છે ને વેચે છે. આ લોક ચારે માસ વણઝારા જ હોય છે, ને માત્ર એકબે મહિના ગામમાં રહે છે.

સુક્ખી છોડ્યા પછી આ નદીને કાંઠે થોડે થોડે દૂર મોટાં મોટાં ગામો વસેલાં દેખાય છે. વેપારનો માર્ગ હોવાનો કંઈક લાભ એ ગામોને મળતો જ હશે. ધરાલીની સામે પાર ગંગોત્તરીના પંડા રહે છે. એ લોકો કહે છે કે અમારા પહાડના શિખર ઉપરથી ચારે ધામ તથા કૈલાસ ને સુમેરુ પણ સ્પષ્ટ દેખાય છે!......હશે. કોણ એની ખરાખરી કરવા જાય? પણ એ વાત સાચી છે કે અહીંથી કૈલાસ જવાનો માર્ગ છે. આ "જંક્શન" ઉપર સાધુ મહાત્માઓ પણ ઠીક ઠીક સંખ્યામાં રહે છે એમ સાંભળ્યું છે. પણ જો અહીં થોડા દિવસ રહેવાનું બને તો જ એનો લાભ લઈ શકાય.

આ ચટ્ટીઓમાં દરેક વસ્તુના દામ ગજબના છે. દીવાસળીની પેટીના ત્રણચાર આના. દૂધના તો મનેરી પછી સાન બંધ છે. આટો, દલકા ચોખા ને ગોળ, દરેક દોઢ રૂપિયે પાંચ શેર છે.

જમનોત્રીનાં પંડા કુટુંબો ૩૦ છે, ને ગંગોત્રીના ૬૭ છે.

મારો સાથી સાન થાકી ગયો છે. એને પગે પીડા પણ બહુ છે. એટલે આજે આગળ વધાય તેમ નથી. આજે પણ આકાશ સ્વચ્છ અને હવા ખુશનુમા છે, પણ એનો લાભ અમારાથી લઈ શકાશે નહિ. જેમ યમુનોત્તરી પહોંચ્યા ત્યારે અનાયાસે એકાદશીની પર્વણી હતી, તેમ આવતી કાલે સંક્રાન્તનું મહાપર્વ છે. એ ગંગોત્તરીમાં કરી શકીએ એવો સંભવ છે.

---

## પ્રકરણ ૧૦

## જય ગંગોત્તરી !

**ગંગોત્તરી, શુક્રવાર તા. ૧૪–૫–'૪૮ જેઠ સુદ ૬, સંક્રાન્તિ, બપોરના ૧૧॥ વાગે :** આ જ, આ જ એ ગંગોત્તરી' જેનું નામ પ્રત્યેક ભારતીયના હૃદયમાં થનગનાટી પ્રગટાવે છે તે આ જ' આપણી આ જ વૈશાખ સુ પાંચમ છે ઉત્તર દિશાને હિસામે પણ તેમ જ આજે અહીં ॥ સૌર્ય ગણતરીએ સંક્રાન્તિ છે આ પર્વનું અહીં આપણી દીવાળી જેવું માહાત્મ્ય છે તીર્થને હિસામે આ દિવસ અહીં મ્હ પુજનારી તખાર છે અને અમે અનાયાસે એ પર્વ ઉપર જ અહીં પહોંચી ગયા

આજે સવારે ૭॥ વાગે તો અમે ગ્ગ્ના ઉપર નીચી પડયા હતા. ગઈ રાતે આગમ સારો ન્યો દેવા ગ્ગ્ના લટ્ટ જેવા પારિયાની બનાવેલી વિશાળ ધર્મશાળામાં ગુફા જેવો સુરક્ષિત મેળો ઓરડો અમને મળ્યો હતો, તથી ઘણી નિદ્રાની બ૦ સારી સગડ થઈ ગઈ હતી

એમદ માર્ગ સુધી તો નદીએ પોતાનો રેતાળ ૩૫ ચાલુ રાખ્યું તે પછી એણે અસલ આકાર પાછો ધારણ કરી લીધો બે તરફ–નહિ, ચારે તરફ–પહાડો ઊંચા ને ઊંચા થવા લાગ્યા અને નાના ઝરણામાં નગઈરિઠાએ છબછબિયાં કરતા અમે માર્ગનો કાપવા માંડ્યા આનંદે પગે ઠીક હતું મે જગ ન૦ બાનિ રીનસગની દવા ગાવી હતી, તેની તરત અસર થઈ હતી અમે વળી ય તાજા હતા થાકનું નામ પણ રહ્યું નહોતું

જરા જરા ચડઊતર, કોઈ સ્થળે ખંડિત માર્ગની થોડી સરખી તકલીફ, બરફના બે મોટા પટ ઉપર પસાર કરતાં પણ ત્રણ માઈલ

ઊંચા ઊંચા ભીષણ પહાડો, ઊંડે ઊંડે ગાજતી નદી, ને ગંભીર વાતાવરણ હિમાલયના એક રૂપનો પરિચય આપે છે. ડુંગરાની ટોચો સૂર્યમાં નહાઈ રહેલી છે, પણ અમે હજી ઝાંખા પ્રકાશવાળી ખીણમાં છીએ. ઘાટી એટલે ખીણ.

કેટલેક સ્થળે ગગડતા પહાણા-ડાંગરથી ભાગીરથીનો માર્ગ રૂંધાય છે; ત્યાં સાણસામાં સપડાયેલી ફુંગરાયેલી નાગણ જેવી એ ફુંફાડા અને પછાડા મારે છે. એની ગર્જનામાં નવો જ ધ્વનિ પ્રકટે છે. આ ગંભીર સુંદરતા ડરામણી છતાં મોહક ખૂબ છે.

ચડઊતર ચાલે છે. પણ જેને કષ્ટદાયી કહી શકાય તેવી નહિ. જમનોત્રી કરીને અહીં સુધી આવેલા યાત્રીને હવે આવી ચડઊતર કે માર્ગની સમવિષમતાઓનો બહુ હિસાબ ન રહે!

ભૈરવઘાટી પાસે આવતાં ચડાઈ આવી. ત્યાં એક લોખંડનો પુલ પસાર કર્યો. નીચે નદી પાગલ થઈને, જાણે હમણાં ધરતીને ફોડી નાખશે, એવા ઝનૂનથી પછાડીયા ખાય છે. આ પુલ ૧૯૪૦માં બંધાયો છે. ઉપર ઊંચે, બે તારના દોરડાનો જૂનો "પુલ" મેં જોયો. શું નરી ભયંકરતા! એક સમયે યાત્રીની શ્રદ્ધા એને આ દોરડે આ યમદ્વાર પાર કરાવતી હતી!...

ભૈરવઘાટીની ચડાઈ અડધા-માઈલની હશે. પણ ખાસ વસમી ન લાગી. ઉપર સારી ધર્મશાળા ને સીધા સામાનની દુકાન છે. દૂધ વગરનો કાવો ત્યાં બનાવી શકાય છે. અહીં અમે ૭ા વાગે પહોંચ્યા. પોણાત્રણ કલાકમાં સાડા ૭ માઈલ અમે કાપ્યા.

ત્યાં ગોળચણા તથા ચાનો કાવો ચડાવીને ૮ વાગે પાછું અમે આગળ વહેતું મૂક્યું.

સામેના પહાડોના પડખામાં કુદરતની ભૂમિતિની રેખાઓ શી સીધી વનરાજીઓ ખરેખર સુંદર લાગતી હતી. નદી તો કોઈ વાર દેખાય,

ને કોઈ વાર ન યે દેખાય. ગંગોત્તરીની ઉપરના બરફના રેડા હૃદયમાંથી ઊઠ્યા હતા. એને પીગળવાનો સમય થયો હતો. તેના દાહભર્યા ધોધને વહેતી ભાગીરથીમાં જળ નહિ પણ નર્યો જાડો કીચડ વહેતો હતો. જાણે ધગધગતો લાવા ધસ્યો આવતો હોય તેવો એ ગળેલા બરફનો દાહક ભફ-ભફ ઊભરાતો, પહાણાઓમાં અથડાતો, જાણે ખળ-ખળ ઊકળતો હોય તેવો ભાસતો હતો.

સામે ગંગોત્તરીની પેલી પારના હિમશિખરોની છરીની ધાર જેવી ધારો અને ભાલાની અણીઓ જેવી ટોચો પાસે ને પાસે આવતી લાગી. એ બધી સૂર્યસ્નાન કરી રહી હતી.

ગંગોત્તરી ..પાંચ માઈલ બાકી...હવે ચાર હવે ત્રણ.. એ આવી! જેના સ્મરણ માત્રથી પ્રત્યેક ભારતીય રોમાંચ અનુભવે છે, એ તીર્થોની માતા હવે નજીક જ છે .

ગંગોત્તરી! . . એ ગંગાની જનેતા એટલે ગંગા, એટલે સમગ્ર ભારતીય સંસ્કૃતિની જનની. અનાદિ કાળથી એ સનાતન ધર્મને ઘડતી આવી છે. આર્યાવર્તનું જે કંઈ ધન છે, તે ગંગાને પુણ્યપ્રતાપે છે. આર્યાવર્ત એને લીધે આર્યાવર્ત છે. ભારતની ઐહિક તેમજ આધ્યાત્મિક સર્વ સંપત્તિ ગંગા મૈયાની કુખે પ્રભવેલી, વિકસેલી, વિસ્તરેલી છે. ભારતના વિસ્મયકારક જ્ઞાનવિજ્ઞાન વેદાન્ત ઈત્યાદિ સર્વ ગંગાના જ સંતાન છે. કાશી એને લીધે કાશી છે. પ્રયાગ એને પ્રતાપે પ્રયાગરાજ છે. ભારતીય સંસ્કૃતિનું સારસર્વસ્વ, એના પ્રેય તેમજ શ્રેયનો સંગમ તે ગંગા છે.

અને એ ગંગાની પણ જનની ગંગોત્તરી! ગંગા પણ જે જનેતાને ખોળે લાડે છે એ "ગં"—મુખી ગોમુખી! .....

આ સંસારનો સાર તે ગંગા, એની જનની ત્રિગુણાત્મિકા

ભગવતિ માયા તે ગોમુખી ગંગોત્તરી, એ માયાની પાર પછી ગાળી શું હો? .. મૌન જ જેનું લક્ષણ છે એનું એ ઓમ્કારગમ્ય તુરિયાતીત પરમ કૈવલ્ય પદ .. ॐ શાન્તિ ! .. .

માર્ગમાં ચાલતે ચાલતે જ કડી મેં ગૂંથવા લાગી, કલ્લોલગંગે જાણ ઉપડી

કૈલાસે સુપગારણે પ્રભવતો આનન્દના ઓઘ-શો,
ચૌખમ્ભાગિરિ ને સુમેરુ નગના સત્કાર સ્વીકારતો,
ચંદાનો સગતો સમૂહ દૂરથી કાશ્ય-શો ભાસતો,
ક્લેશાતીત વિરાગ રંગ ઝનકે સંદેશને પ્રકાશતો ૧

માયાની કનનાસમા જગતમાં જેનો ન જોટો જડે,
જેનું રૂપ ઘડયું અજે નિરવધિ સૌન્દર્યને ચાકડે,
ઝાઝા આલ્પસસમાં શિશુ રમી શકે જેના મહા અંકમાં,
એવો એ * હિમખણ્ડસ્રોત વિનસે શૈલેન્દ્રના અંગમાં ! ૨

"પૂર્વે એક, થવું દ્વિધા, જનપદે ભેગા વહેવું ફરી
અદ્વૈતે બની એક, પુણ્યસલિલા ગંગા રૂપે સંચરી—"
ધાર્યું એમ વિશાલ પ્રૌઢ સ્ત્રવણે બે એકમાંથી થવા,
ને તત્કાલ વિભક્ત થઈ વહી રહ્યો બે સ્રોત રૂપે નવા ! ૩

રાજે એક સુચારુનારિ અલકાનંદા થઈ ત્યાંથી,
ને બીજો સ્ત્રવતો હસ્યો જળ બની ગો-આસ્ય, ભાગીરથી
ત્યાં વિશ્વભરની અપાર કરુણારૂપે રહી વિસ્તરી,
પ્રેમેથી પ્રણમું લળી વળી વળી કલ્યાણિ ગંગોત્તરી ! ૪

સાન્નિધ્યે તવ, પુણ્યનીર પ્રભવે ! જો પર્વતો યે દ્રવે !
હર્ષે ગદ્ગદ થઈ નિરન્તર ઘણાં પ્રેમાશ્રુઓનો સ્ત્રવે !
વૃક્ષોના વનરાજિરોમપુલકે આનન્દને વિસ્તરે,
પુષ્પે હાસ્ય કરે, સ્તવે ખગરવે, સ્વાનન્દ ચિત્તે ભરે ! ૫

* ગંગા ગ્લાસિયર

સોહે સૌમ્ય, કદી નહે ઘૂઘવતી રુદ્રને ધારતી
એ માનસનિધિઓ પ્રણમા દુર્ગમ ટંકારથી
સૌન્દર્યે લસતી, કરાલ નગી થઈ શા ભીષણે નાડવે
ધ્રૂજાવે ધરણી ! તદાપિ ગંગનું પ્રૌઢત્વ તું દાખવે ! ૬

તો યે, માત ! સદૈવ નેહભરણી ! કલ્યાણ સૌનું કરે,
યોગક્ષેમ વહી ચરાચરતણું પૃથ્વીતને મચરે,
દ્રષ્ટા તત્ત્વનિધિ ઋષિમુનિકુળો, સન્નિષ્ઠ સંન્યાસીઓ,
બ્રહ્મજ્ઞાનપીયૂષપાનગરજે તારાજ આનંદિઓ ! ૭

વેદો, યજ્ઞ, પુરાણ, શાસ્ત્ર, તીરથો, વિજ્ઞાન વેદાન્તના,
ઐહામુષ્મિક શ્રેય પ્રેય, સિરમે 'ગંગા'' ગભીરમહિમા !
એ ગંગા પ્રભવે ગુણત્રયથી માયારૂપે ગોમુખે,
તેની પાર વિરાજતું પરમ કૈલાસાત્મસચ્ચિત્સુખે ! ૮

નહાને મળતું હજી થયું નથી, લાધ્યું ન ગંગાપણું,
તે પહેલાં ય સુસપ્તુનોદયપદે તારું થયું સ્થાપણું !
હાથીને પદ જેમ સર્વ પગના, તારે પદે સૌ સુખી
ચિદ્રૂપા ! પ્રણમું તને, ભગવતી ગંગોત્તરી ગોમુખી ! ૯

ગંગોત્તરીને માર્ગને બાકી હશે ને એક વિચિત્રતા દેખી પથરાઓની ગોઠ્યો ઉપર જમીન ઉપર, એમ ઠેકઠેક ગોઠવેલા પથરા અને તેની ઉપર લાકડાના મૂકેલા ટૂકડા દીઠા જાણે ઝૂંપડીઓ બનાવવાની રમત કરી હોય. મને લાગે છે કે સ્નાન કરીને મન્દિરો તથા કુટિરો બંધાવવાની સંજ્ઞારૂપે લોક આવી રીતે મનને મનાવતા અને ભાગને “બાંધતા” હશે !

વળી અડધો'ક માઈલ ચાલ્યા, ત્યાં અમારા સ્વામીને રસ્તાની બાજુએ પીંડાના દીઠા ! એમાં ઊગી ઝાડ થઈ ગયેલા હોય એવા એસના ઢોળ હતા સામાન બાજુએ પડેલો હતો એમણે નવા કરેલા

સાથી એમને પડતા મૂકીને જતા ગયા હતા અમે સામાન ઉપાડી લીધા એમણે અમને આગળ ચાલવા કહ્યું એમને જરા સાફસૂફ થઈને ધીમે ધીમે આવવું હતું. લાગણીની નાજુકાઈને માન આપીને અમે ચાલ્યા, ને આવી પહોંચ્યા ગંગોત્તરી! થોડીવારે એ પણ આવ્યા એમના ટટ્ટુ ચડીને તાલ પણ આવ્યો હતો

ગોમુખનો માર્ગ હજી બંધ છે ત્યાં જવું હોય તો આઠ દિવસ પછી જ આવવું જોઈએ કેમ કે તે સમયે બરફ પીગળી ગયેલો હોય છે, ને એ સ્થાન એટલું દુર્ગમ નથી. ગંકેતું. પણ અત્યારે તો બરફની પૂરી જમાવટ છે, ને રેડા (avalanches) ચાલે છે એની સ્પષ્ટ સાબિતી ભાગીરથીના ડહોળિયા ઠંડા જળના પ્રવાહમાં દેખાય છે અમને તો અહીંના નાની કમળીવાળાની ધર્મશાળાના વ્યવસ્થાપકે એ સાહસ નહિ કરવાની સલાહ આપી. ત્યાં બીજી વાર જોઈ લઈશું.

સ્વામીજી બિમાર છે, વળી અહીં ઉતારો પણ બહુ સારો મળ્યો છે. એટલે બે દિવસ રહેવાનો વિચાર છે.

ગંગોત્તરીમાં યમુનાના મૂળ જેવો કોઈ સ્વચ્છ પાણીનો ધસમસતો ધોધ ઉપરથી નથી પડતો. આગળથી શાંતની નાની વેગવતી નદી પથરામાં પછડાતી ચાલી આવે છે......ગંગાનો પ્રવાહ જોઈને, આંખ મીંચીને જ આ સ્થળના માહાત્મ્યનું સ્મરણ કરી લેવું જરૂરી છે! . ખરું ગંગામૂળ અહીં છે જ નહિ, એ તો ચૌદ માઈલ દૂર ગોમુખમાં છે. અને ત્યાંનો વૈભવ તે સાચો ગંગોત્તરીવૈભવ છે

ભરતખંડનું મોટામાં મોટું તીરથ અમે કર્યું! બોલ ગંગામાઈકી જય! એ ચુડી ચરચાડે ચડી ..પણ ગોમુખ રહી જાય એ તો ઠીક ન કહેવાય!

**શનિવાર, તા. ૧૫:** ગઈ કાલે સાંજે અમે ફરવા નીકળ્યા સામે કાંઠે કેટલાક સિદ્ધ મહાત્માઓ વસે છે અમે આ કાંઠે એક ગુફામાં

રહેતા સાધુનાં દર્શન કર્યાં. બંગાળી શરીર છે. શું સૌમ્ય ચહેરો છે ! એની વાણી કેવળ શાન્તિમય અને કોમળ, અતિ કોમળ, પ્રેમપૂર્ણ છે. એની આંખો શાન્ત, સ્વચ્છ અને પ્રેમાળ છે.

પછી સામે કાંઠે ગયા. કેદારગંગા અને ભાગીરથીના સંગમની પેલી તરફ આવેલા એક પુલ ઉપરથી અમે સામે પાર ગયા. ને અજાણતાં આ નદીને બદલે કેદારગંગાને કાંઠે ચાલી નીકળ્યા. સંગમ-સ્થાનને સૂર્યકુંડ કહે છે. પણ અમે સંતોની ઝુંપડીઓ શોધતા કેદાર-ગંગાને ઉપરવડેણ ચાલ્યા. સાવ નિર્જન વગડો હતો. એક ઝાંખી કેડીએ અમે વહેણની ખીજુમાં ઊતર્યા. આગળ જમણે હાથે વળાંક હતો. જેવા વળ્યા, તેવું ફળ મળ્યું. સામે જ ઉપરથી ધોધ ધમધમ કરતો નીચે શિવલિંગના આકારની એક શિલા ઉપર પડતો હતો ! એ કેદારગંગાનું મુખ ! બહુ પ્રભાવશાળી દેખાવ હતો. તેની બાજુમાં પહાડમાં ગુફા હતી...આ લાભ અણધાર્યો મળી ગયો.

ત્યાંથી પાછા વળ્યા. કેદારગંગાનો પુલ ઉતરીને પાછા ગંગાકાંઠે —ધરમશાળાની સામેના તટે—આવ્યા; ત્યાં ઝૂંપડીઓ છે. પહેલા અમે ગયા "ફલાહારી બાબા ગુરુજી મહારાજ"ના દર્શને. ગુફા જેવી એમની કોટડી છે. છાપરામાં છિદ્ર છે, તે જ ધુમાડિયું છે, ને એ જ વાતાયન છે. સાધુ વૈરાગી જટાધારી છે. તેજસ્વી છે. કાયા એકવડી છતાં સીધી, ઘાટીલી અને બળવાન છે. બહુ જ વિવેકી મહાત્મા છે. આનંદમાં રહે છે, ને રમુજપ્રિય છે. એ બધો સમય જપ, તપ, હવન આદિમાં જ મગ્ન રહે છે. કંદ, ફળ અને વનસ્પતિનો જ આહાર કરે છે. અખંડ મૌની છે. એમણે ધૂળમાં લખીને તથા ઈશારાઓ વડે ઘણી વાતો કરી. અમારી સાથે અમારો ગોર હતો, તેની સાથે અનેક વિષયો ચર્ચ્યા. એમના જરા-સરખા ઈશારાને ગોર સ્પષ્ટ સમજી શકતો હતો.

અમારા સંબંધમાં પૂછવું હતું તે બાવાજીએ પૂછી લીધું. આ સ્થળ વિશે પણ ઘણી માહિતી આપી. "આ સાલ અહીં એવો બરફ

પડયો હતા કે મારા અહીં ॥ દસ વર્ષ ॥ સતત વસવાટમા મે એવો ની
દીઠો નથી એ વખતમા ગ ગાજી પણ ખોવાઈ ગયા હતા મ દિર આગ
મોરુ હતા દનાઈ ગયુ હતું અત્યારે ગોમુખનો માર્ગ બરફથી ન ર
છે, ને મોગા મોગા રેડા ત્યા આવે છે એ હવે પીગળતા જાય ર ગ
નિશાન રેડો તૂટ રો છે, તેના માટીથી ભરેના પાણીને લીધ ગ ગા ત્યારે
આગી કીચડ જેવી વહે છે નહિ તો એનુ જળ સ્વચ્છ હોય છે
ચારપાચ દિવસથી સતત આ મ દર વહે છે તે ઉપરથી ધ્યાન વરો કે
એ રેડો કેવો પ્રચ ડ હશે માર્ગ બહુ જોખમભર્યો છે, ને જવા જેવુ
નથી એવુ એમણે કહ્યુ

વળી ગ ગીનાથની વાત વીનવી પડાએ કહ્યુ કે "ત્યા અહીંમો
મના સાફ થઈ ગયા છે તપ્તકુડ છ બધુ જમીનદોસ્ત છે માત્ર
મ દિર બચી ગયુ છે " ટિહરીના રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો
ને તરત ગાધી ગોળીથી ઠાર થયો વળી ટિહરીના રાજાને પોતે બદરી
નિશાન હોવાનુ અભિમાન થયુ કે તરત રેડો આ યો, ને માત્ર મ દિરને
બચાવીને મ ડપની બધી સ પત્તિ નષ્ટ કરી નાખી એ બતાવે છે કે
હજી આ વરતુમા સત છે આ કોગ્રેસવાળા ધર્મનુ નિક દન કઢાડવા
બેઠા છે દસ લાખ હરિજનોને સમજાવીને સુધારવા નીકળ્યા છે ધર્મને
ભ્રષ્ટ કરવાની એમની દાનત છે એવા સ જોગોમા બીજુ શુ થાય?
હજી પ દરમી જૂને શુ થાય છે તે જોઈ લેજો "

"પ દરમી જૂને શુ છે?"

"આ સ્વત ત્રતા આપવા લેવાનો સોદો તે દિવસે થવાનો છે ને
તમે જો જો ને, એમ સ્વત ત્રતા નહિ આપે કેટલા યે વાધાવચકા પડશે
કદાચ સ્વત ત્રતા ન પણ મળે."

ગોર મહારાજે પોતાની મતિ ગતિ પ્રમાણે ફિલસૂફી હાંકે રાખી
પ્રસન્ન મુખે સાધુ સાંભળતા હતા ને સ મતિ સૂચવતા હતા છેવટે

એમણે લખ્યુ, ને બાકી ઇશારાથી પૂરુ કર્યું—" દુનિયા જેમ ચાલતી હોય તેમ ભલે ચાલે કોઈ તેમા શુ કરશે? સ્વતંત્રતા તો જેને જેવી જોઈતી હોય તેવી મેળવી લેવી રહી સસાર છે!"

ગોરે પૂછ્યુ "મહારાજજી, આવા દૂબળા કેમ થઈ ગયા છો?"

"ચૈત્ર મહિનાનુ અનશન વ્રત છે બાકી તો માસ છે, એ વધે ય ખરુ ને ઘટે પણ ખરુ. તેમા આપણને શુ?"

મહારાજે ભોજનનુ પૂછ્યુ, ને છેવટે "ચા" તો પાઈ જ! આવા સાવ અકિંચન વૈરાગી પણ આતિથ્યસત્કારમા અણિશુદ્ધ છે

ત્યાંથી રઘુનાથદાસજી નામના બીજા દિગંબર બાવાના દર્શને ગયા. એ ધ્યાનમા બેઠા હતા એ પણ ધૂણીવાળા જટાધારી વૈરાગી છે એમણે અમે કોણ છીએ ને ક્યાંથી આવ્યા છીએ એટલુ પૂછી લીધુ, ને પછી એક આસને અવિચળ બેસી રહ્યા વાતાવરણ એવુ હતુ કે મને પણ સ્થળ સમયનુ ભાન રહ્યુ નહિ જે વસ્તુની મને ઇચ્છા છે તેની મે આતુર ભાવે મનમા પ્રાર્થના કરી મન એકાગ્ર થવા લાગ્યુ શાન્તિ અને એકતાનો ભાવ છવાવા માંડ્યા ત્યા પંડા બોલ્યા—"મારે તો પાછુ દુકાનમા જવુ છે .."

અમે પ્રણામ કરીને ઊઠ્યા. ત્યાંથી મહાત્મા સાધુ કૃષ્ણાશ્રમજીની ઓરડીએ ગયા આ સાધુ અહીં કેટલાક વરસ થયા બારે માસ રહેતા હતા હમણા હમણા છ મહિના ઉત્તરકાશી રહે છે એ કાળા પાષાણની મૂર્તિ જેવા અવિચળ બેઠા હતા. કોઈ કોઈ વાર એમના ડોળા થોડા ફરતા હતા, બાકી ઘાસ ઉપર અડગ આસન લગાવ્યુ હતુ. એ પણ અખંડ મૌની છે, શાન્તિ તો એમને ફરતી પ્રગાઢ છવાઈ રહી છે એમના બન્ને હાથ પોંચા નીચેથી સૂકી ગયેલા છે એક જ આસને નિરંતર બેસવાને લીધે અંગોની એવી દશા થયા વગર કેમ રહે? ..જાણે મહાત્માને દેહાધ્યાસ જેવુ નથી, શરીર જેવી વસ્તુનુ એમને સાવ વિસ્મરણ થઈ ગયુ હોય, અને સાવ આત્મજ્યોતમા જ એમનો નિરંતર

વાસ હોય એવું લાગે છે કૃષ્ણાશ્રમજી બહુ પ્રસિદ્ધ સાધુ છે તેઓ ય જપતપાદિ કરનારા જોગી છે જો કે કેવળ પરમહંસ મનાય છે

આ મહાત્માઓનાં દર્શન પછી અમે ધર્મશાળામાં પાછા ફર્યા જતાં આરામ સારો થયો પછી સાંજે ગંગાજીની આરતીમાં હાજરી આપી મંદિર ખાસું મોટું છે મૂર્તિમાં મુખ્ય ગંગાજીની છે તેને જમણે હાથે જાહ્નવીની ને ડાબે હાથે કૃષ્ણ પાષાણની યમુનામૂર્તિ છે નીચેની હારમાં ગંગાને ડાબે હાથેથી ભગીરથ રાજા, નર્મદા, કાવેરી, સરસ્વતી અને લક્ષ્મીની મૂર્તિઓ છે

હજી ગંગા કાદવ રૂપે જ વહે છે જે પથરામાં એ વહે છે તેના રંગમાં એનો રંગ સાવ ભળી જાય છે આજે સ્વામીજીની તબિયત ઠીક છે ગોમુખ જવાની વાત પાછી ઊપડી છે આ સાધુ એવા મનસ્વી છે કે એ કોઈનું ય માને તેમ નથી આખી યાત્રા દરમ્યાન કોઈનું કહ્યું એમણે કદી માન્યું છે? પરિણામે એ બિમાર પડ્યા, ને ઉપાધિ ઊભી કરી આવી તાવ અને ઝાડાની સ્થિતિમાં પણ એના મગજમાં ભુસું ભરાયું છે

આ ટાચણું સવારના ૮ વાગે, ચાના ડાના અને જગા-સગણા "તુદીરા"ને ઈન્સાફ આપ્યા પછી કર્યું છે

આ મુસાફરીમાં બની શકે તો રસ્તે પડતા પડેના, અને તે પછી (એટલે કે મજલ પૂરી કરીને) ઘી ગોળનું ચાટણ લેવું જ લેવું એનો ગોળ કે એનું ઘી ન લેવું પણ ઘી ગોળ સાથે લેવાથી થાક નથી રહેતો, શરીરને પુષ્ટિ મળે છે, ને પેટમાં બહુ સારું રહે છે.

ગંગામાં બે "ગ" છે, ગંગોત્તરી અને ગોમુખી પણ "ગ" વડે જ ઊભી છે, શરદી થયેલો માણસ ગંગાનો કેવો ઉચ્ચાર કરે? "ગગ્ગા!" અને ગગ્ગાની ગોળી સમા! જગતમાં બીજી ગમગાળું ગોળી કઈ છે! એવું આ "ગગ્ગા માહાત્મ્ય" જે ભણશે, જાણશે ને યોગ્ય રીતે આચરશે, તેની કાયાનું કલ્યાણ જ થશે!

---

## પ્રકરણ ૧૧

## ગંગોત્તરીનું માહાત્મ્ય

**સાંજે ૪ વાગે :** આજે અમને ક્ષેત્ર તરફથી જમાડ્યા. ગઈ કાલે અમે સામે કાંઠે રહેતા સંતોનાં દર્શન કરી આવ્યા હતા. તેમાં એક "ફલાહારી બાબા" હતા. પણ અમને ખબર પડી કે જે અસલ પ્રસિદ્ધ ફલાહારી બાબા કહેવાય છે તે તો આ કાંઠે જ એકાદ માઈલ દૂર એકાન્તમાં રહે છે. તેથી અમે દસ વાગે ત્યાં જવા નીકળ્યા. મુશ્કેલી ભરી માઈલ ઉપરની પગદંડી પાર કરીને અમે ત્યાં પહોંચ્યા.

મૂળ બાવા શ્રી. રામબાલકદાસ હતા. એમનું શરીર છૂટી ગયે થોડાં વરસ થયાં. એમના ચેલા શ્રી. ગંગાદાસજી ત્યાં વિરાજે છે. આ સાધુની વય વીસની આસપાસ હશે. પણ પોતાના પ્રભુમાર્ગમાં એ ખૂબ જ રક્ત છે, દાન કરવાની છટા બહુ સારી છે. એમનો નિયમ છે કે જે કોઈ ત્યાં મળવા આવે તે પ્રસાદ લીધા વગર એટલે કે જમ્યા વગર પાછો જાય નહિ. એ કારણે અમને ત્યાંથી પાછા વળતાં ત્રણ વાગી ગયા. ચાર કલાક સુધી સત્સંગ ભક્તિ ઈ. ઉપર એમનું આખ્યાનમય વ્યાખ્યાન ચાલ્યું. વાર્તારૂપ દષ્ટાંતો, તુલસી રામાયણના દુહાચોપાઈ, ગીતાના શ્લોકો, મહાભારત, ઉપનિષદોનાં વચનો તથા અન્ય કાવ્યો એકધારાં એમણે બોલ્યા કર્યાં. બહેકાવી બહેલાવીને કથા પ્રસંગો કહેવાની એમને આવડત છે. "ફાફરા" નામના વગડાઉ અનાજના રોટલા, વાલને મળતા રાની સિંગદાણા અને કોઈ જંગલી અનાજની દાળ તથા ચપટીક ગોળનો ભૂકો, એમ રસોઈ કરીને એમના શિષ્ય લક્ષ્મણદાસજીએ અમને જમાડ્યા.

ગંગાદાસ મહારાજ સાત વરસથી આ નિર્જન કુટિરમાં વસે છે.

એ ગંગોત્તરી સુધી પણ કદી ગયા નથી. એમણે પણ કહ્યું કે આ સાલ એવો ભયંકર બરફ પડ્યો હતો કે જેવો કેટલા સાત વરસમાં ની નહોતો પડ્યો. ગંગાણી આગળ બીજું નક્કર બરફના રેડાથી બંધ થઈ હતી. એમની ઝૂંપડીનાં બારણાં પણ બરફથી પુરાઈ ગયાં હતાં. તીસ દિવસ સુધી બરફ ઓગાળીને એનું જળ વાપરવું [illegible] માત્ર પ્રભુકૃપાથી ટકી રહી હતી. માત્ર બે મહિનાથી જ બરફ પડવો બંધ થયો છે.

હજી પણ આ એ જ માઈનમાં અમે એના ઘણા આવેના મોટા મોટા બેત્રણ રેડા દીઠા, જેમાં થઈને ગંગાનો ઝરો વહે છે. હજી પણ એ પિગળ્યા નથી. અમને રસ્તામાં ચારપાંચ સ્થળે એવા રેડા પસાર કરવાના પ્રસંગો આવ્યા હતા, જેની નોંધ જે તે સ્થળે લીધી પણ છે. ગોમુખ જવાના સંબંધમાં ગંગાદાસજીની સલાહ પણ ઉત્તેજક નથી, કેમ કે હજી પણ ત્યાં રેડા હોવાનો પૂરો સંભવ છે.

આ રામાનંદી સાધુ છે. બહુ તપ કરે છે. સીતારામની દયા સદા છે. ત્યાં મંદિર બાંધવાની તેમની વૃત્તિ થઈ છે. સ્થળ સાવ એકાંત છે. આસપાસના પહાડો પથરાળા અને બહુ થોડી વનસ્પતિવાળા છે. બરફ તો હોય જ. હિમવાનને એ બાબતમાં શું કહેવું પડે? પણ જેને સૌમ્ય, મનોરંજક કહીએ તેવું તો નથી જ. ખરા વિરાગી તપસ્વી જ આવી રીતે રહી શકે. ગંગોત્રીમાં માત્ર યાત્રાના દિવસોમાં જ પંડા વગેરે રહે છે. શિયાળામાં બેચાર સાધુઓ સિવાય અહીં કોઈ નથી રહેતું. કેવી ઉગ્ર તિતિક્ષા, તપસ્યા અને નિષ્ઠા!

ઉત્તરાખંડમાં ગુજરાતીઓએ ઘણું સારું દ્રવ્ય ખર્ચ્યું છે. હરદ્વાર-ઋષીકેશમાં એમનાં દાન પુણ્ય ઘણાં છે. આ યાત્રા દરમ્યાન, ખરસાલી ઉર્ફે માર્કંડેય તીર્થ જમનોત્રી જતાં આવે છે, જેને જાનકી ચટ્ટી પણ કહે છે. ત્યાંની ધર્મશાળા શેઠ મફત ગમનના પુત્રે તથા ઉનાવાના એક

ગૃહસ્થે બંધાવી છે. અહીં ગંગોત્રીના અમદાવાદવાળા શેઠ રમણલાલ લલ્લુભાઈએ મોટી ધર્મશાળા બંધાવી છે. તે ઉપરાંત પણ સ્થળે સ્થળે ગુજરાતી નામો વાંચવામાં આવે છે.

**રવિવાર, તા. ૨૬ :** છેવટે મારે મારા સાથીઓની તબિયત પ્રમાણે જ ચાલવું રહ્યું. સ્વામીજીએ સ્વચ્છતાથી જાડા તાર વહોરી લીધા. ને બાર ઉઘાડે પગે ચાલવાની જીદથી પગનું દરદ નોતર્યું છે. ગોમુખ જવાની તૈયારી ઉપર બોથે પગની ફરિયાદ પાછી શરૂ કરી... अच्युत केशवम्! ઇચ્છિયેચ્છા! આજે તો જવાની વાત કરે છે, પણ ક્ષણે ક્ષણે બદલાતા એમના રંગોની શી ખબર પડે? પણ બન્ને બિચારા ખરેખર બિમાર છે. એ ય શું કરે?

ગંગોત્તરી આવીને તરત ઘણાખરા યાત્રીઓને એમના ભોજી લોકો સાથે તકરાર થાય છે તીર્થસ્થાનોમાં વસવાટ દરમ્યાન એ લોકો આપણી પાસેથી શું આશા રાખી શકે તેની સ્પષ્ટ ભોવી પહેલેથી તીર્થવાર કરી લેવામાં સલામતી છે આ પહાડી જડસુ મજૂરો સાથે આવા સ્થળે તકરાર કરી ગુજરાતના સુંવાળા શેઠોને ન પાલવે

ડૉ. રસિકલાલ પરીખ અને તેમનો એક સાથીદાર ભાઈલાલ ગોમુખ જઈ આવ્યા. આ વરસના એ પહેલા જ ગોમુખયાત્રી છે. હું, ગમે તે કારણે પણ, એ રવાના થઈ ગયા પછી પહોંચ્યો, ને એ કલાક મોડો પડ્યો હતો. નહિ તો હું યે ઉપડી ગયો હોત

ગંગોત્તરીના ગોર જમનોત્તરીના પંડાઓની સરખામણીમાં ઘણા વધારે સમ્કારી અને વિનયી છે. એમની માફક અહીં કોઈ પંડો કોઈને જોઈ થઈને વળગતો નથી વિનયથી પ્રાંત પૂછે છે, ને સાંભળનારને ગમી જાય તેવા સંકોચથી “આપનો કોઈ પંડો છે?” એમ પૂછે છે. ને તે પણ ભાગ્યે જ. બનતા સુધી કોઈ એવી પૃચ્છા પણ કરતું નથી.

અમે જે ગોરને ર્યા તે તપોવન સ્વામીને પ્રિય બહુ મસ્તારી નગર વૃત્તિવાળા સેવાભાવી બ્રાહ્મણ નામે વિશ્વેશ્વરપ્રસા છે એમનુ વાચન મનન પણ સારુ છે વિદ્વાન છે સત્સગાભિમુખ છે

મને રાત્રે ચાન્નીમા ગગોત્તરીના હિમાચ્છાદિત પહાડોના મે દિન દર્શન ર્યું એ દુધીદુધી ધવલતા એ અત્યત રમ્યમય સુવાળી ઝાખી શ્વેત સ્વચ્છતા એ શાત ગાભીર્યમય ગૌરવતા—મા એના સાન્નિધ્યમા સહેજે શાત, સ્વસ્થ થઈ જવાય છે, સ્વ-ઉપસ્થિતિ સુલભ બને છે ચિત્તક્ષોભ શમે છે, કેમ કે, બીજુ બધુ લૌકિક માત્ર, તેની આગળ તુચ્છ ભાસે છે એક માત્ર પરમતત્ત્વ સિવાય ચિંતા કે ચિંતનને યોગ્ય બીજુ કશુ પણ ચિત્તમા વસતુ નથી ॐ तत्सत्

× × ×

ગગોત્તરીની એક ખૂબી તો નોધવી જ રહી ગઈ એ માન્યામા આવે એવી વાત નથી, પણ સાચી છે ત્યા માખીનુ નામનિશાન ન મળે ! આખા યાત્રામાર્ગના માખીના અસહ્ય ત્રાસ પછી એમ લાગે કે બીજા કોઈ નહિ તો એ એક કારણસર પણ ગગોત્તરીનુ જેટલુ માહાત્મ્ય ગાવામા આવે એટલ ઓછુ છે !

પરતુ વાસ્તવમા, ગગોત્તરીની મહત્તા, એટલ આખા દેશની મહત્તા છે સહુ કોઈ જાણે છે તેમ, ગગાના અવતરણની પુરાણ કથા સાથે આ સ્થળ સકળાયેલુ છે એ કથા ઓછે સ્થળે ભેદે વી જોવામા આવે છે તેમા થોડોથોડો ફેરફાર પણ દેખાય છે કોઈ સ્થળે વિષ્ણુની મોટાઈ કરવાની હોય ત્યા એને વિષ્ણુના ચરણમાથી પ્રકટેલી કહી છે, ને કોઈ સ્થળે બીજી રીતનો એનો ઉદ્ભવ લખ્યો છે પરતુ એ સ્વર્ગથી ઊતરી આવી ને શકરની જટામા સમાઈ, એ ગ્રતા તો લગભગ બધી જ કથાઓ બૂલ કરે છે

એ વાર્તાઓ ઉપર ભિડતી નજર નાખી જઈએ તો તે પ્રસ્તુત થઈ પડશે. કેમ કે એમાં રહસ્ય અવશ્ય રહેલું છે.

ગંગાજીના અવતરણની કથા પુરાણોમાં, મહાભારતમાં અને રામાયણમાં વર્ણવાયેલી છે. સ્કન્દપુરાણમાં પુરાણોચિત ચમત્કારથી ભરેલું એનું વર્ણન આપેલું છે. એમાં વિષ્ણુમાહાત્મ્ય વિશેષ છે. એ કથા અનુસાર, બલિના યજ્ઞ વખતે ત્રિવિક્રમરૂપ ધરેલા વિષ્ણુ ભગવાનના પગની એક આંગળીના નખમાંથી એક જલધારા પ્રકટી, અને તે ત્રણે લોકમાં વિચરી, તેથી તેનું નામ ત્રિપથગા પડ્યું. એ ત્રિપથગા તે જ ગંગાજી. આ ગંગાએ સ્વર્ગમાં જઈને બ્રહ્માજીના કમંડલુમાં વાસ કર્યો.

ઘણા સમય પછી, રઘુવંશી રાજા સગરને ઔર્વ ઋષિના વરદાનથી સાઠ હજાર પુત્રો થયા. આનો અર્થ એમ પણ કરી શકાય કે આ પરાક્રમી સગર રાજાની સૈન્યની સંખ્યા સાઠ હજાર પ્રજાજનોની હતી, અને એ પ્રજાજનો અથવા સૈનિકો એ પુત્રવત્ પાળેલા હતા. એ જે હોય તે, પણ એમના બળ ઉપર મુસ્તાક રહી રાજાએ અશ્વમેધ યજ્ઞ માંડ્યો, ને યજ્ઞનો ઘોડો છૂટો મૂકી એ સાઠ હજારને એના રક્ષણ માટે એની પાછળ મોકલ્યા.

એ ઘોડો ફરતો ફરતો કપિલ મુનિના આશ્રમે પહોંચ્યો. પદ્મપુરાણ પ્રમાણે, આ સગર સાઠ હજારના પરાક્રમથી ગભરાઈને ઇન્દ્રે ઘોડો ઉપાડીને મુનિના આશ્રમમાં મૂકી દીધો. ઘોડો ગુમ થતાં સૌ કોઈ એની શોધમાં ગયું. છેવટે એમણે કપિલ મુનિના આશ્રમમાં એને બાંધેલો દીઠો. સગરપુત્રોએ માની લીધું કે આ જોગડાએ જ ઘોડો ચોર્યો છે. કપિલ તે વખતે સમાધિસ્થ હતા. આ મદોન્મત્ત કુમારોએ એમની ઘણી અવજ્ઞા કરી. અંતે મુનિએ ક્રોધે એમને શાપ આપીને ત્યાંના ત્યાં ભસ્મસાત્ કરી નાખ્યા.

સગરનો યજ્ઞ અધૂરો રહી ગયો, ને ઘોડો તેમ જ તેના રક્ષકો

શોધનાની દોડધામ થઈ પડી બહુ તપાસ કરતા એમની થયેલી સ્થિતિનો પત્તો ગરુડને મળ્યો, એટલે એણે કુંવર અંશુમાનને મુનિ પાસ વાળી ભરસા મોકલ્યો અંશુમાને મુનિની ઘણી સ્તુતિ કરી એટલે પ્રિય ભગવાને છેવટે કહ્યુ કે તમારામાથી કોઈ જો સ્વર્ગથી ગગાને નીચે નહી આવે, ને એ આ સ્થળે થઈને વહે, તો આ તમામ ભાઈઓના સદ્ગતે જશે, કેમ કે આ સ્થિતિમા તેથી વિશેષ બીજુ કશુ થઈ શકે તેમ નથી

આ રઘુવંશીઓ ચીવટવાળા તો ખરા એમણે ગગાને નીચે લાવવાનુ બરાબર મન ઉપર લીધુ અંશુમાને જીવનની ઉત્તરાવસ્થામા તે માટે તપ કર્યું, પણ એ ફાવ્યો નહિ તે પછી એના પરાક્રમી પુત્ર દિલિપે પણ એવી મહેનત કરી જોઈ, પણ એને સફળતા મળી નહિ પરંતુ એનો પુત્ર ભગીરથ જુદી માટીનો બનેલો હતો એણે તપ કરવા માટે ઘડપણની રાહ ન જોઈ એ યુવાવસ્થામા જ જેને આજે આપણે ગગોત્તરી કહીએ છીએ તે સ્થળે અડગ લગાવીને બેઠો, ને ઉગ્ર તપ માડયુ. એણે બ્રહ્માજીને સાધ્યા, કેમ કે ગગા એમના કમડલમા હતી

બ્રહ્મા પ્રસન્ન તો થયા ને ગગાને છોડવાની એમણે હા પણ પાડી, પરંતુ પ્રશ્ન એ ઊભો થયો કે ગગાના મહા પ્રબળ વેગને ઝીલશે કોણ? જો એને કોઈ આતરે નહિ, તો એના ધસારામા ધરતીના ભુક્કા ઊડી જાય એમ હતુ આ કાર્ય સદાશિવ શકર સિવાય બીજુ કોણ કરી શકે?

ભગીરથે બ્રહ્માજીની સલાહથી શકર ભગવાનની આરાધના કરી શકર ભગવાન તો સદૈવ પ્રસન્ન હોય છે એમણે દયાળુતાથી ભગીરથની વિનતિ સ્વીકારી

બ્રહ્માએ ગગાને છોડી મૂકી અતિ હર્ષથી ભરેલી ગગા જાણે હમણા ધરતીનો પ્રલય કરી નાખશે એવા વેગપૂર્વક ઉપરથી નાટકી પણ સદાશિવ ભોળાની જટામા એ બાઈ સાફેય પકડા, ને એમા જે

ગૂંચવાઈ ગયા, તે એને છૂટવાનો કશો ય માર્ગ જડ્યો નહિ. વર્ષો એમને એમ વીતી ગયા, ને ગંગાનો ગર્વ ઓગળી ગયો.

ભગીરથને આ સ્થિતિ કેમ પોસાય? એની બધી મહેનત આમ નિષ્ફળ જતી લાગી. એણે શંકરની બહુ બહુ સ્તુતિ કરી, ને એમને મનાવી લીધા. શંકર ભગવાને જટાની એક લટ જરા ઢીલી કરી, એટલે ગંગા તેમાંથી સરકીને બહાર નીસરી, ગોમુખદ્વારા ધરતી ઉપર પ્રગટ થઈને એ ભગીરથના રથ પાછળ ચાલી. ભગીરથે એને કપિલમુનિના આશ્રમે (જ્યાં હુગલી નદી છે ત્યાં) લઈ જઈને પોતાના વડવાઓની સદ્ગતિ સિદ્ધ કરી.

ભગીરથે જે સ્થળે તપ કરીને ગંગાને ઉતારી હતી, તે સ્થળ ગંગોત્તરી લેખાયું છે.

આ કથાભાગ છે. પરંતુ પૂછપરછ કરતાં તથા તાળો મેળવતાં જે સંભવિત લાગે તેવી છે તે હકીકત એવી છે કે પ્રાચીન સમયમાં ગંગાનો વહેળો ગોમુખથી નીચે આ તરફ નહિ પણ તિબેટ તરફ વહી જતો. રઘુવંશી રાજાઓને પોતાના પ્રદેશમાં પાણીની તાણ લાગતાં એમની દૃષ્ટિ આ વહેળા ઉપર પડી અને એમણે એને વાળવા પ્રયત્ન કર્યો. ત્રણ ત્રણ પેઢીઓ સુધી એ રાજવંશે આ કાર્યને સિદ્ધ કરવા મહેનત કરી. છેવટે ભગીરથે એ પરાક્રમ કર્યું, ને એ પ્રવાહને આર્યાવર્ત તરફ વાળ્યો હતો. સગરથી માંડીને ભગીરથ સુધીના આ રાજાઓએ જો આ મહા પરાક્રમ કર્યું ન હોત, તો ભરતખંડની સૂરત આજે છે તેનાથી કંઈ જુદી જ હોત, અને તેનો ઇતિહાસ કોણ જાણે ક્યાં ગડે ચડ્યો હોત!

ભગીરથે ગંગાના પ્રવાહને વાળી પછી તેના વહન માટે જે માર્ગ તૈયાર કરી રાખ્યો હતો, તેની કુશળતા ખૂબ પ્રશંસા માગી લે છે. આ નાનકડા પ્રવાહને માત્ર ચાર જ માઈલમાં સેંકડો નાનીમોટી નદીઓ મળીને પ્રચંડ સાગર બનાવી મૂકે છે. એવું જ દીર્ઘદૃષ્ટિ અને ઇજનેરી કુનેહથી એ નદીને આ તરફ વાળી ગયા હશે, કથાભાગ એવો છે.

ગંગોત્તરીથી ઊતરીને દોડતી ગંગા મધ્યમાં આવીને જહ્નુ ઋષિની યજ્ઞ સામગ્રીને તાણી ગઈ, તેથી એનો ગર્વ ઉતારવા મુનિ મહારાજ આચમન કરીને એને પી ગયા પરંતુ ભગીરથની સ્તુતિથી એમણે પોતાની સાથળમાંથી ગંગાને મુક્ત કરી. પણ વ્યવહાર દૃષ્ટિએ ઘટાવીએ તો, ગંગા જહ્નુ પર્વતમાં સમાઈને જમીનની અંદર જતી રહી હતી, પરંતુ ભગીરથે ત્યાં પણ પહાડ તોડીને સામી તરફથી એને બહાર કઢાડી હતી. આ કારણથી ગંગા જાહ્નવી પણ કહેવાય છે. ભગીરથના કાર્યને ધાનો ઘણી મોટી મોટી ગર્ઈ હોવી જોઈએ! આ સ્થળે ભાગીરથીને જહ્નુ ગંગા મળે છે, ને એ સંગમસ્થાન મનોહર છે.

બીજી પુરાણકથા પ્રમાણે, હિમગિરિની બે કન્યાઓ ઉમા અને ગંગા હતી ઉમા શિવને પરણીને દેવી પાર્વતી બની, અને ગંગાએ દેવોના કાર્ય અર્થે સ્વર્ગમાં જઈને વાસ કર્યો. ત્યાંથી ભગીરથે એને પુરુષાર્થ વડે ભૂતલે ઉતારી.

આજે ઉત્તરાખંડની જે વિદ્યમાન વિભૂતિઓ મનાય છે એવા મહાત્માઓમાં સ્વામી શ્રી તપોવનમનું સ્થાન, વિદ્વાનોના અભિપ્રાયે, માનભર્યું છે. એ સન્યાસીએ "શ્રી ગંગોત્તરી માહાત્મ્યમ્" નામનું સંસ્કૃત કાવ્ય રચ્યું છે તેના પ્રસ્તુત ભાગનો સાર નીચે પ્રમાણે છે :

એક વાર બ્રહ્મલોકમાં દેવો તથા ઋષિમુનિઓની મહાસભામાં નારદ મુનિ શ્રી ગંગોત્તરીની સ્તુતિ ગાતા આવી પહોંચ્યા. એમણે એ સ્થાનની હમણાં જ યાત્રા કરી હતી, અને તેનું માહાત્મ્ય તથા સ્થિતિ જાણવાની એમને ઘણી ઉત્કંઠા હતી. પોતાના પિતા બ્રહ્માજીને એમણે એ જ્ઞાન આપવા વિનંતિ કરી.

નારદજીનો સુન્દર પ્રશ્ન સાંભળીને બ્રહ્માજી રાજી થયા એમણે કહ્યું કે ઉત્તરાખંડના મસ્તક સમાન ગંગાજીના ઉદ્‌ગમસ્થાનનું વાસ્તવિક વર્ણન તો કોનાથી થઈ શકે? છતાં તે હું તમને કહું છું તે સાંભળો.

જે ક્ષેત્રમાં ગંગા ઉત્તરાભિમુખ વહે છે, તે પવિત્ર સ્થાનને લોકો ગંગોત્તર કહે છે તદુપરાંત એ ક્ષેત્રને પોતાનું લક્ષ્ય કરીને સ્વર્ગથી ગંગા ધરતી ઉપર ઉતરાણ કરે છે ગંગાનો ઉત્તર ભાગ એ પ્રદેશમાં વિરાજે છે, તથા તે સ્થળ સવિશેષ પ્રકારે માનવીને સંસારસાગરને પાર ઉતરવાનું સાધન બને છે ઇ. કારણોથી પણ એ સ્થાન ગંગોત્તરીને નામે પ્રસિદ્ધ છે

ભગીરથ રાજાએ પોતાના પિતરોના ઉદ્ધાર કાજે દીર્ઘ અને ઉગ્ર તપશ્ચર્યા કરી હતી હે નારદ ! તેનાથી પ્રસન્ન થઈને મેં એને મનોવાંછિત વર આપ્યો હતો આ સ્થળમાં ગંગા તથા યમુના, એ બે ભગિનીઓ સાથે નિવાસ કરે છે. એ બે બેનો એક સાથે ભગીરથ રાજા સમક્ષ પ્રગટ થઈ હતી (ભગીરથે પોતાના પિતરોના ઉદ્ધાર અર્થે ગંગાજીને અહીં અવતાર્યાં હતાં તેથી) પિતરોને પિંડદાન કરવા માટે આનાથી વધારે મોટું તીર્થ પૃથ્વી ઉપર બીજું એકે ય નથી વળી આ એક જ સ્થળ એવું છે કે જ્યાં પિંડતર્પણ માટે સ્થળ કે સમયનો કોઈ પ્રકારનો બાધ નથી ત્યાં કરેલાં દાન તરત અને અનેક ગણાં બનીને ફળે છે.

હે નારદ ! એ ભગીરથશિલાની પાછળ મહાતીર્થ નામે ગૌરીકુંડ આવેલો છે, જ્યાં કેદારેશ્વરના પર્વત ઉપરથી ઊતરેલી કેદારગંગા શ્રી જાહ્નવી ગંગાને મળે છે ત્યાં ગૌરી સદૈવ સખીઓ સહિત ક્રીડા કરે છે મહાદેવ શંકર એ સ્થળનો ની પણ ત્યાગ કરતા નથી

હે નારદ ! આ ગંગોત્તરીના તીર્થમાં સેતુતર્પણનો વિધિ થાય છે શ્રદ્ધાળુ યાત્રી, શ્રીરામચંદ્રજીએ સ્થાપેલા સેતુબંધ રામેશ્વરની રેતી નારિયેળના કાચલામાં ભરીલાવીને આ સ્થળે વિધિપુરઃસર પૂજન કરીને ગૌરીકુંડમાં સમર્પણ કરે છે. એ વિધિને જ સેતુતર્પણ કહે છે

ગૌરીકુંડની પાછળ પાંડવોની યજ્ઞભૂમિ છે (તેને ત્યાંના લોકો પટાન્ગના કહે છે) કુળની હત્યાના પાપમાંથી છૂટવા માટે,

શ્રીવેદવ્યાસજીની આજ્ઞાથી પાડવો ગગોત્તરી ગયા હતા અ ત્યા તેમણે દેવયજ્ઞ ર્યો હતો તે યજ્ઞસ્થાન એ છે

વળી એ તીર્થની સમીપમા અગિયાર રુદ્રોના નિવાસસ્થા તથા રુદ્રગૈરુ પર્વતમાથી નીસરેની રુદ્રગગાની મોહક ધારા પણ ગ મ છે કે નારદ તેની આગળ મહાલક્ષ્મીનુ ક્રીડાસ્થાન લક્ષ્મીવન વિરાજમા છે તે પછી ભાગીરથી અને દેવગગાનો સગમ (દેવઘાટ) આવે છે તેની પણ પૂર્વે અતિ સુદર ભૂર્જવાસ, ભોજપત્રના વૃક્ષોનુ ગાઢ વન (ભોજવાસા) છે તે પછી આવે છે પુષ્પવાસા નામનુ વિશાળ વન જેને નાર્ કૂનવાસા કહે છે અને ત્યા છે સાક્ષાત્ ગગાની અવતારભૂમિ, પવિત્ર ગોમુખ, જ્યા ગાયના મુખના આકારની બરફની ગુફામાથી સુરસરિત પ્રાકટ્ય થાય છે એ ગોમુખમા સૂર્યકુડનું સ્નાન અતિ પાવનકારી મનાયુ છે. ત્યાથી આગળ સઘન બરફ નિરતર ભરેલો હોઈ માર્ગ દુર્ગમ છે એ ગોમુખીની પાસે જ બદરીપુરી વિરાજમાન છે.

આ જે ગોમુખ છે તે ચારે તરફથી શ્રીશૈલ નામના હિમપર્વતના બરફશિખરોથી પ્રકાશિત છે એ દિવ્ય શિખરો દિવસમા ચાદી જેવા અને સધ્યાકાળે સુવર્ણશા શોભે છે આ પર્વત તે સોનાના છે કે ચાદીના એવો મોહ જોનારને ત્યા થાય છે ત્યા વા વૃક્ષ કે લતા નથી એ સ્થળ પ્રશાન્ત અને ગભીર છે, વિશાળ છે પથ્થરોથી ભરેલા છે સમીપમા જ ભોજપત્રના મહાવનથી તથા નાના વર્ણના મનોહર પખીઓથી એ અલકૃત છે શ્યામ, રક્ત અને શ્વેત પુષ્પોથી એ સ્થળ સર્વત્ર આચ્છાદિત છે કસ્તુરીમૃગ, ઇ નાના પ્રકારના વનપશુઓથી એ ભરેલુ છે

ગૌરીકુડથી નીચે અતિ ઉત્તમ ભૈરવજીનુ સ્થાન છે વળી તેથી યે અતીવ સુદર, ગભીર સ્થાન તની સમીપમા છે, જ્યા શ્યામવર્ણ જહ્નુગગા ગગાજીને મળે છે કૈલાસ જવાની ઇચ્છાવાળાઓ એ

જહ્નુગંગાને માર્ગે થઇને પ્રવાસ કરે છે. એ સંગમની સમીપમાં જહ્નુ મહર્ષીનું તપોસ્થાન છે (જેને હવે જાંગલા કહે છે.) એનાથી દૂર કુંકુમ નામની મનોહર સરિતા ઉપર શ્રી વીરભદ્ર વિરાજમાન છે. (એ સ્થળને ગંગુમનાલા કહે છે,) અને તેની પાસે ચંડ, મુંડ ઇ. દૈત્યોનો નાશ કરનારી મહાચંડ ચંડેશ્વરી વિરાજે છે. ત્યાં દેવગંગા નામની જલધારા છે. (આ સ્થળને પણ તળપદી ભાષામાં દેવઘાટ કહે છે.) એ ધારા પછી ગંગાજીની વિશાળ રેતીમાં માર્કંડેય મુનિનું સ્થાન આવે છે. તેની નજીક મતંગ ઋષિનું તપોસ્થાન (મખવા) છે. ગંગોત્તરી જતા પાંડવોએ ત્યાં રાત રહીને ગંગાનું પૂજન કર્યું હતું. ત્યાં ભીમસેને આણેલી જલધારા (ભીમધારા) પણ વહે છે. ધરતી ઉપરના સર્વ મઠોમાં ગંગાજીનું આ નિવાસસ્થાન મુખ્ય મઠ લેખાય છે. (તેથી તેને મુખી મઠ કહે છે.) ત્યાં માર્કંડેય મુનિએ સેવેલી વિશાલ શિલા છે. વળી દક્ષપુત્રી સતીએ હિમાલયની કન્યારૂપે જ્યાં ફરીથી જન્મ લીધો હતો તે દિવ્ય સ્થાન પણ મતંગની પાસે (કચ્ચોરા) આવેલું છે. તેની નજીકમાં હરિપ્રયાગ (હરસીલ) તથા ગુપ્તપ્રયાગ પણ છે; વળી ભાગીરથી અને શ્યામગંગાનો સંગમ પણ એ સ્થળે દર્શનીય છે. (એને શ્યામ ઘાટ કહે છે.) પછી ગંગાજીને ડાબે કિનારે વિશ્વનાથ-પુરી (ધરાલી) છે, જ્યાં શ્રીકંઠ પર્વતમાંથી નીસરતી હત્યાહારિણી નામની પતિતપાવની જલધારા ઉત્તરાભિમુખ વહે છે. ભાગીરથી, દેવગંગા તથા હત્યાહારિણી–એનો ત્યાં વિસ્મયકારક ત્રિવેણીસંગમ વિરાજે છે. વળી ત્યાં ક્ષીરગંગાનો પણ સંગમ થાય છે. ત્યાં શ્રીકંઠનાં સુંદર શિખરો જુઓ!

તપોવન સ્વામીએ ગંગોત્તરીને મધ્યબિંદુ બનાવીને ઉપર ગોમુખ અને નીચે ધરાલી સુધીના માર્ગનું વર્ણન કર્યું છે. આપણા વર્ણનમાં ધરાલીથી ગંગોત્તરી સુધીના પ્રવાસના વર્ણનમાં આમાંનાં કેટલાંક સ્થળોનો ઉલ્લેખ છે. ગંગોત્તરીમાં નાગકદ સોવરૂપે ધરતી ઉપર

પ્રથમ તો ગંગા ધરતી ભાગીરથી ખાતે દસ-પંદર માઈલમાં જ જેના સંગમને પ્રતાપે વિશાળ દરિયો બની જાય છે એ મહા નદીઓમાંની કેટલીકનો નિર્દેશ આ વર્ણનમાં કરેલો છે તેથી જ અહીં તેનું અવતરણ કર્યું છે. તે ઉપરાંત પણ અનેક નાનામોટા પ્રવાહો ભાગીરથીને ગંગામાં પુષ્ટ કરે છે. ખરેખર, ધરાલી અને ગંગોત્રી વચ્ચેના પ્રદેશનું વર્ણન વાણીને ગમ્ય નથી જ.

ગંગોત્તરીથી તેર માઈલ દૂર ગોમુખી છે. તેની પાછળ ગંગા દેખાતી નથી કેમ કે ત્યાંથી તે કેવળ બરફનો જ પટ બની રહે છે અને ત્યાંથી બદરીનાથનું તીર્થ બહુ જ પાસે છે. એ દુર્ગમ હોવા છતાં હજી પણ કોઈ કોઈ સાધુ વૈરાગી પગપાળા એ માર્ગે બદરીનાથ જાય છે. એ જ ગોમુખવાળા હિમપર્વતોનું એક પાસું કેદારનાથનો પહાડ છે અને યમુનોત્તરીનો પહાડ પણ ત્યાં જ છે. અવારનવાર કોઈ સાધુ સાવ ઉઘાડે શરીરે હિમશિખરોમાં ભ્રમણ કરતો એ ચારે પર્વતોને ફરી વળે છે. એવા ભ્રમણનો દાવો કરનાર વિદ્વાન એક યુવાન સંન્યાસી મેં દીઠા છે પણ એમને બદરીનારાયણમાં ઉઘાડે ડિલે એટલી પણ અંગે ગરમી અસહ્ય લાગતી હતી, જ્યારે અમે શક્ય તેટલાં ગરમ કપડાં પહેર્યાં હતાં. એ સાધુ અંગ્રેજીના પદવીધર છે, ને બહુ ચકોર છે. એમનો ચારે તીર્થોમાં સળંગ ફરી શકતા હોવાનો દાવો ખોટો હોવાનું માનવા ખાસ કારણ નથી. બીજા પણ તેવા અલૌકિક પ્રવાસશક્તિવાળા કહેવાતા મહાત્માઓ મને બતાવવામાં આવ્યા હતા. તપોવન સ્વામી સાક્ષી પૂરાવે છે કે એવો પ્રવાસ કરનારા દેહાધ્યાસરહિત સમર્થ સાધુઓ છે પણ. અને સ્વામીજી એક વિચારશીલ તથા સ્થિર બુદ્ધિના ભદ્ર પુરુષ છે કે જે પૂર્ણપણે બહુ આધારપાત્ર વિધાનો જ કરે છે, એટલે અવશ્ય એવા લોકોત્તર પ્રવાસશીલ સાધુઓ વિદ્યમાન હોવા જ જોઈએ. કેવા મહાભાગ એ મહાત્માઓ છે!

એ ગંગોત્રીની પર્વતાવલિની દુર્ગમતાનો થોડો ખ્યાલ અમેરિકાના

'લાઈફ' ના તા ૫-૧-૪૮ ના અંકમા Himalayan Climb ના મથાળા નીચે પ્રસિદ્ધ થએલા લખાણના એક જ અવતરણ ઉપરથી આનંદ

One of the world's best known regions is the Gangotri Massif a cluster of sharp snow capped peaks in the Himalaya Chain 210 miles north east of New Delhi To these mountains last summer The Swiss Foundation for Alpine Research dispatched a climbing expedition—the first in the Himalayas since 1939—to make a complete mapping survey Between June and October the group fought its way to the top of six previously unclimbed peaks

They first tackled Kedarnath a 20 820 foot monster which had repulsed all previous climbers It was conquered after two tries and one near fatal accident Four more mountains Kalindi Jarabat ( 18 306 ft ) *Nanda Gunthi ( 18 977 ft ) White Dome* ( 20 956 ft ) and Balbala ( 19 254 ft ) yielded to the first try *Towering Satopanth ( 21 225 ft )* did too but after the explorers had laboriously hacked a vertical ladder in the face of a huge ice tower just below the summit

Although the 1947 Swiss expedition into the Himalaya Mountains was small it was extremely well equipped

સ્વીટ્ઝર્લેન્ડના પર્વતશોધકો જગતમા શ્રેષ્ઠ ગણાય છે કેમ કે એમને હિમાલયના નાના ભાઈ જેવા આલ્પ્સ પહાડના વિકટ શિખરો સાથે રમવાનો મહાવરો છે એ અતિ બળવાન બુદ્ધિમાન તથા અનુભવી

સમર્થ મુસાફરો સાથે અદ્યતન વૈજ્ઞાનિક સાધનોથી સુસજ્જ હોવા છતાં ગંગોત્તરીના પર્વતજૂથની ઉન્નતા હારી ગયા હતા. આ શિખરોને આંબવાના પ્રયત્નો વારંવાર થયેલા છે. પરંતુ કેદારનાથને આ માન ગયા ! ગઈ સાલે જ જીતી શક્યા અને તે પણ માંડ માંડ.

જેને ગંગોત્તરી, યમુનોત્તરી, કેદાર અને બદરી કહીએ છીએ એ ચારે પર્વતગુચ્છો ગંગોત્તરીનું જ જૂથ છે. આ સ્વીસ ટોળીએ છાવણી ગંગોત્તરીથી જરા ઉપર ગોમુખની પાસે નાખી હતી, અને ત્યાંથી જ જેનાં નામ આપ્યાં છે એ બધાં શિખરો ઉપર એમણે આક્રમણ કર્યું હતું. સતોપંથ એટલે બદરીનારાયણવાળો પહાડ.

પરંતુ જ્યાં સંપૂર્ણ, મૂલ્યવાન અદ્યતન વૈજ્ઞાનિક સાધનોથી સુસજ્જ એવા જગતના સર્વશ્રેષ્ઠ સમર્થ પર્વતવિજેતાઓનો ગજ ન વાગે, ત્યાં બરફખંડના સાવ એકલા, સાવ નાગા સાધુ સ્વચ્છંદપણે વિહરી શકતા હોય, તો એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? મનુષ્યના મનોબળ અને યોગ દ્વારા યોગ પ્રકારે પ્રાપ્ત કરવામાં આવેલી સિદ્ધિ વડે શું સાધ્ય નથી? એવા પંચમહાભૂતો ઉપર સ્વામિત્વને પામેલા સિદ્ધ યોગીઓ આગળ આપણું મસ્તક સહજ નમે છે.

---

## પ્રકરણ ૧૨

# કેદારને પંથે અને પહાડોને પડખે

**સુકખી, તા ૧૮–૫–'૪૮ ને વાર મંગળ :** બસ, બીજુ શું ? ગઈ કાલે ગંગોત્તરીથી છાવણી ઉપડી, ને અમારી યાત્રા "રિવર્સ ગિયર"માં ચાલી. મોંગેથી સદ્દગુરુના નામ સાથે પ્રણવ યોજીને મે ગંગોત્તરીની વિદાય લીધી. જગતના, સંસારના સુખદુઃખનું સાક્ષીપણું અગણિત વરસોથી કરતા કરતા જેની જટા શ્વેત થઈ ગઈ છે એવા ગંગોત્તરીના પહાડને રામ રામ કર્યા, પશ્ચિમે દિવાન જેવા સીધા ઊભેલા દિગંબર કાળા પર્વતોને નમસ્કાર કર્યા, દક્ષિણે વસતા જોગીઓને વંદન કર્યા, ને પછી પગને પાછા વાળ્યા.

એ જ ગંભીર અગમ્ય સૌંદર્ય, એ જ, કોઈ કોઈ વાર દર્શન દેતી નીચે ઊંડી ખીણમાં ગાજતી, ભાગીરથી, એ પડખે ગગનગિરિ જોગીઓ અચળ ધ્યાનમાં કતારબંધ ઊભા છે કોઈને માથે સાવ ટાલ પડી ગઈ છે, કોઈને માથે બરફ જેવા શ્વેત પળિયા, અથવા પળિયા જેવો શ્વેત બરફ થોડોઘણો શોભે છે. એ કૃષ્ણવર્ણા જોગીઓમાંના કેટલાકે કેડ સુધી દેવદારની લીલી લૂગી પહેરી છે, ને કેડની ઉપર એ ઉઘાડા છે; કેટલાકે વળી વૃક્ષોનું માત્ર લીલું ઉત્તરીય ખભે નાખ્યું છે, ને નીચે નિર્વસ્ત્ર રહેવાની વિચિત્રતાને અપનાવી છે ! કેટલાકે સર્વાંગ, જાડું-પાતળું લીલાંબર ઓઢ્યું છે, ને કેટલાક તો સાવ અવધૂત જેવા દિગંબર છે. એ બધા જ પરમ તત્ત્વના ચિંતનમાં દેહભાન ભૂલીને સમાધિસ્થ છે.

પાછળ દૃષ્ટિ કરતાં, ગંગોત્તરીનો ધવલ ગિરિ સૂર્યકિરણોમાં હસીને સાશ્રુ વિદાય આપે છે. સામે, પશ્ચિમે નજરને નાખીએ તો ત્યાં પણ દિગંબરો હર્ષાશ્રુથી સત્કાર કરે છે

એમ પાછી ભૈરવઘાટી પસાર કરી. ચઢ્યા હતા તેના કરતાં ઊતર્યા ને ઊતર્યા હતા તેથી ચઢ્યા. અડધો કલાક ભૈરવઘાટી ચઢવામાં ગાળીને અમે આગળ વધવું મૂક્યું. સામટાં એ બધાંને માર્જિન કરી નાખ્યાં. પાછાં એ જ ગંભીર, જરા ખરબચડી સુંદરતા, એ જ માથે ઝઝૂમતી શ્યામ શિલાઓ, એ જ પાતાળિયાં ખીણો, નાગદશિખાઓના સમૂહો જેવા, શૂન્યતાના શસ્ત્રાગાર સમા દેવદારના દર્શન, સપ્રમાણ સુંદર શંકુઓની એ જ શોભા, એ જ ગંગાને મળતી અતિ સુંદર ને નાની નદીઓ, એ જ ઝરણાં, એ જ ગિરિકંદરાઓ, એ જ ચડઊતર.

દેવદાર શંકરને પ્રિય છે, એ દેખીતું જ છે. એ સિવાય બીજા કોઈ વૃક્ષને ભગવાન ધૂર્જટિએ પોતાના આવાસમાં ક્યાં ઊગવા દીધું છે?

પાછો એ જ જગાનો વિસામો, ગંગાના બીજે તટે પ્રયાણ, ને સાત વાગે ધરાલી, ત્યાં ધર્મશાળા કિનારે હતી, એટલે પૂર્વ તરફના ઘાસમાં બિસ્તર નાખ્યાં. સૂર્યનાં છેલ્લાં કિરણોએ હિમશિખરને ત્યારે નવરાવ્યું, અને એ સુમેરુ જેવો સોનાનો પહાડ બની ગયું!

સવારે ૪।। વાગે અમે પાછા સડકે ઊતરી આવ્યા. પાછી એ જ દેવદારોની વનાવલિ, એ જ અણિયા પુલ, હરિપ્રયાગ ને ગુપ્તપ્રયાગ, કે જ્યાં કોઈ રોકાતું નથી ને જેનો કોઈ યાત્રી ભાવ પૂછતો નથી, શ્યામ-ગંગાના પ્રમત્ત પ્રવાહનો સંગમ, ભાગીરથીનું રેતીના પટમાં એ જ રમતિયાળ મનોરમ દર્શન, એ જ ગામડાંની પરંપરા, ઝાલા, ને સુક્ખી! પાછા એ લુખ્ખી, સુક્ખી, દુખ્ખી લોહારીનાગના માર્ગમાં હવે દાખલ થવાનું છે?

ગંગામાં પાણી વધ્યું લાગે છે . . . રસ્તામાં જતે જે બરફના રેડા પસાર કર્યા હતા તે ઝપાટાથી પીગળવા માંડ્યા છે. બેચાર દિવસમાં ત્યાં બરફ નહિ હોય. હવે જે યાત્રીઓ આવશે તેમને બરફમાં ચાલવાનો અહીં લહાવો નહિ મળે, એવું લાગે છે.

સુક્કીમાં મેં બેઠાં ૧ વાગે આ લખાય છે. ઉપર જતે અમારે અહીં ઓશરીમાં પડ્યા રહેવું પડ્યું હતું, પણ પાછા વળીને ધર્મશાળા ખાલી છે. ઉપર જતે અહીં શોકનું વાતાવરણ હતું. ગંગોત્રી જઈને પાછા આવતા એક મારવાડી—કે પંજાબી?—સદ્‌ગૃહસ્થના એક વૃદ્ધ જન ગુજરી ગયા હતા. એમના શરીરને નદીમાં વહાવી એના સ્વજનો સાથે વળતા હતા ને રોકકળ ચાલતી હતી. અત્યારે પણ એક બાઈને રોતી સાંભળીને મને માઠો વિચાર આવ્યો. પણ ના, એ તો માત્ર એના પતિ સાથે ઝગડીને રિસાયેલી જ ફરતી હતી! અહીં પણ સંસાર પામર જીવોને ક્યાં છોડે છે! ..

સાંજે ચાર વાગે લોહારીનાગના ચાર માઈલ અમારે કાપી નાખવા છે. આવતી કાલે ગંગાણીના તૂટેલા પુલે ઊભી કરેલી આફતને લીધે પાર કરવાના વીસ માઈલમાંથી જે ચાર ઓછા થયા તે!

**ધરાસુ**, તા. ૧૯ : તા. ૧૮મીએ બપોરે સુક્કીમાં અમે સુકું-લુખ્ખું જમીને પછી, ઉપર જતાં વેઠેલી બરફ ચઢાઈ અમે આ વખતે ઊતર્યા, ને હડમજલ કરતા લોહારીનાગવાળે વિસામે પહોંચી ગયા (૪ માઈલ). આ વખતે ત્યાં દુકાન અને ગાયો આવી પહોંચી હતી પણ આ ગંદો, ઢોરના તબેલા જેવો વિસામો યાત્રીઓથી ચિક્કાર હતો. બિસ્તર નાખવાની ત્યાં જગા હોય જ ક્યાં? અમે બહાર ધૂણી ધખાવી, ને ઓટલામાં રાત કાઢી નાખી.

લોહારીનાગ એટલે લોખંડી પહાડ. નામ પ્રમાણે એમાં લક્ષણ છે. ગર્જતી રુદ્રસ્વરૂપ ભાગીરથીને તટે ઊંચી નાગી કાળમીંઢની કરાડો છે. અહીં વાઘ અને રીંછનો ભય છે. આગલી સાંજે, દિવસના સમયે, આ સ્થળેથી વાઘ એક વાછરડું ઉપાડી ગયો હતો. ઉપરની કરાડોમાં કસ્તુરી મૃગો ઘણા છે એમ કહે છે. એક યાત્રી બાઈએ એક મૃગ દીઠો પણ ખરો. આ સ્થળનું મુખ્ય લક્ષણ ભયંકરતા છે, પણ તો યે સુંદર તો છે જ.

સાન્ડમો જી ઓ અંધારામાં જેમ તેમ બિસ્તર બાંધીને ગયા સંજોગોમાં પણ ગોળની દૂધ વગરની ચા બનાવી પીને લોહાર્ગનાળથી અમે પાછા વાટે પડ્યા

હવે અમારે જવાનું હતું પાછા પેલી ગંગનાણીની વાટે કે ત્યાં તૂટેના પુને ત્રણ માઈલની મહા રસમી ચઢાણની સડક સાથીઓને અમે ઠોકી છે અમે તપાસ કરી તો જણાયું કે આ પુન તૂટે ચાર મહિના થઈ ગયા છે, ને ગીઝરી દરવાજની ઇજનેરી મંડળી અમે ઉપર ગયા ત્યારે "કન પરસુ" કરતી અમારી સાથે હતી, તેને પુન સુધારતા બીજા ચાર મહિના જરૂર લાગશે!

અમે પાછા ગંગાણી (ખરુ નામ ગંગનવની) વાળો ડુંગર ચડ્યા

આ આખી યાત્રા સંસાર જેવી જીવનયાત્રા જેવી છે આપો યે માર્ગ ખરબચડો, ને સુંદર છે એમાં તરન પણ ઘણું ભરેલું છે જેની સમ્યક્ દૃષ્ટિ છે તે એ ખરબચડા માર્ગમાં સાવધતાથી પગલાં ભરે છે, તત્ત્વને સૂક્ષ્મ બુદ્ધિથી ગ્રહણ કરે છે, ને યાત્રાને સાર્થક બનાવે છે એ સૌંદર્યને ભોગવે છે ને તેના સારને પણ પચાવે છે યાત્રાના સાથીઓ સાથે જુગતીથી નીભાવી લે છે, છતાં તેમાં પોતાને, સ્વરૂપને, ભૂલી જતો નથી, તેમ તેમાં લપટાતો નથી પ્રાકૃત માનવી ખાડાટેકરાથી દુખી થાય છે, સાથીઓ સાથે પ્યાર કરે છે તેમ લડે ઝગડે છે, ને તેના વલવલાટમાં જ આખી વાટ ખરચી નાખે છે એની યાત્રા એમ જ પૂરી થાય છે કોણ જાણે આ યાત્રા ફરી કરવાની તક મળશે કે નહિ! માટે પ્રત્યેક ડગલું જોઈ વિચારીને અને ખૂબ દૃઢતાથી ભરવાનું છે એવું ન જ બને કે ભરેલું પગલું પાછું ફેરવવું પડે અને તેમાં યે ગંગનાણીની પગદંડી જેવી એવી વસમી જગ્યા આવે છે કે જ્યારે ગમે તેવો સાવધ યાત્રી પણ લપસી પડે છે, ને અકળાય મૂંઝાય છે. એમ થાય તો પણ ધીરજથી, સજગતાથી, હર્ષશોક વગર એક માત્ર સ્વરૂપના આનંદને ચિત્તમાં ધરીને જે યાત્રી અક્રમતાથી આગળ વધે છે, તે જ તરી જાય છે

અમે પહાડ ચડ્યા, પણ નપ્નકુંડ પાછા ન ઊતર્યા એ ઊતરાણ ટાળી અમે ઉપરથી સીધા આગળ ચાલ્યા આ પહાડ ચડ્યા ને પહેલાથી જ દેવદાર મિત્રોએ અમને રામરામ કરી લીધા હતા ગુનામના વન લખલખાટ મહેકના માંડ્યા હતા એની ફૂલગારી ઝાડીઓ બધે લાગી ગયેલી હતી, અને બડ જેના ઝીણા વાસ પાછા દેખા દેવા માંડ્યા હતા લાગી, વસમી ઊતરાઈ પછી અમે મૂળ સડકે આવ્યા, ને પેલા ડાકુ દુકાનદારવાળી લુક્ખી ચટ્ટીએ પહોંચ્યા, કે જ્યાંથી સામે પાર જવાનું રહે છે અહીં ધર્મશાળા નથી, છાપરૂ છે, દુકાનદારની દયા ઉપર ત્યાં રહેવાનુ છે, ત્યાં ખીચડી પકાવી, ચડાવી, ને અમે આગળ નીકળી પડ્યા. રસ્તામા માદા પશુ તેમ જ એમના જેવા જ એમના માલિકોની યથાસાધન દયા કરતા, ધીમે ધીમે, ભાગીરથીને વહેણે વહેણે અમે છ માઈલ કાપ્યા આ સડક ધાયા નગરની ને ઘણી ખરગચડી છે, પણ ચડઊતર સાધારણ છે ઝાડપાન નથી. આગળ અને પાછળ સડકની લુખી પટ્ટી માઈલો સુધી લહેરાતી દેખાય છે

માત્ર વીસ પચીસ માઈલમા જ શું ભાગીરથીમા ફેર પડ્યો છે ! ગંગોત્તરીનો એ નાનકડો વહેળો, તેમા મોટી મોટી નદીઓ ધમધમ કરતી મળે છે ઝરણાનો તો પાર નથી જોતજોતામા ભાગીરથી મહાનદી બની જાય છે. એનો ધોધ વેગવાન અને વિપુલ થઈ જાય છે

એમ પ્રકૃતિની લીલીસૂકી જોતાંજોતા અમે ભટવાડી પાધા સાંજે પહોંચ્યા માખીઓનુ સામ્રાજ્ય અહીં ભયંકર છે. માણસને એ રઘવાયો કરી મૂકે છે. અહીં રાત ક્હાડી નાખી

આજે સવારે અમે ભટવાડીથી પાછી છાવણી ઉઠાવી અહીં ગમેતો વધારાનો સામાન અમે પાછો નઈ લીધો હતો તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. એ માર્ગને મળના ચટ્ટીએ આવીને ત્યાંથી પુન ઉપરથી ભાગીરથી પાર કરી હવે કેદારના માર્ગનો આરંભ થયો

જે અમદાવાદવાળી મંડળીનો અમને રખડતાંરખડત સંગ થતો હતો, તેમાંના એક બાઈની તબિયત અસ્વસ્થ થતાં એ અહીંથી પાછાં વળ્યાં બીજા એક વૃદ્ધ બાઈ પણ તેમની સાથે ગયાં છે પુલ આગળ વિખૂટાં પડતાં સહુ રોયાં, ભેટ્યાં ને છૂટાં પડ્યાં.

આ પુલ જે નદી ઉપરથી આપણને લઈ જાય છે તે ભાગીરથી।। છે તે પછી રુદ્રમ ગાનો પૂલ આવે છે.

તે પછીનો માર્ગ બહુ જ ખરાબ, અને સ્થળે સ્થળે જોખમી પણ છે. વચમાં વનરાજિ સારી આવે છે, ને પીળાં, કાંટાથી ખૂબ ઘેરાયેલાં ઝીણાં " ઈસર " ફળની ઝાડીઓ પણ ઘણી છે. પણ ચાલવાનું સંકટ એવુંઆકરું છે, કે બીજી દશામાં ધ્યાન બહુ રહેતું નથી. જે સાધક વૃત્તિવાળા યાત્રીઓ રસ્તે ચાલતાં ચાલતાં મનના મિથ્યા સંકલ્પવિકલ્પને મારીને આત્મચિંતનમાં નિમગ્ન રહેવાનો પ્રયત્ન કર્યા કરતા હોય છે, તેમની એ અધરી પ્રવૃત્તિને પણ આ માર્ગ વધારે દુષ્કર બનાવી દે છે. છ માઈલ દૂર ક્યાંયે આગળ દુકાન અને વિસામો છે, ને વચમાં કંઈ જ નથી, એ ધ્યાનમાં રાખવા જેવું છે

અહીં પણ ધર્મશાળા નથી પણ ખરેખર, ખાવાપીવાના સામાનનું સુખ અત્યાર સુધીની યાત્રામાં અહીં જેવું બીજે ક્યાંય મેં ન દીઠું ! અમારી પહેલાં ઘણા સંઘ આવી પહોંચ્યા હતા, તે દૂધ બધું પી ગયા હતા પણ માવો, માખણ અને ઘી ઘણાં કિફાયત ભાવે મળ્યાં ! ગંગોત્તરીની આખી દુકાનદારોની જમાત ભોળી, ઠગારી ને કપટી જ, ત્યાં એકાએક અમે આ ચમત્કાર દીઠો !

અહીં રસોઈ બનાવી છે. જમીકરીને અમારે આગળ ત્રણ માઈલ ઉપર છુણા ચટ્ટીએ હવે પહોંચવું છે

આ નોંધ ૧૧ વાગે કરી છે. વહેળો ગડ સારો છે, ત્યાં પ્રેમથી

નાહ્યાધોયા છીએ. હવે ભેલકની ચઢાઈ શરૂ થવાની છે. સાત માઈલના એ ચઢાણમાંથી ત્રણ માઈલ આજે કરી નાખવા છે.

અમારે જે પહાડ ચડવાનો છે તે આ સામે ઊભો-હસતો, આહ્‌વાન આપતો, સાકારના ભાવથી પડકાર કરતો ! આ પહાડમાં પણ વાઘ-રીંછનો ડર રહે છે. આગળ ચાલતાં એ ભય ઘણો વધે છે, ને દિવસે પણ મુસાફરે એકાકી નહિ ફરવાની સલાહ અપાય છે.

**ભુઢાકેદાર, તા. ૨૧ મી શુક્રવાર :** તા. ૧૯ની સાંજે બે વાગે અમે ચટ્ટી સાગેના વહેળાનો પુલ ઊતરીને ચડાઈ શરૂ કરી. માથે ધોળાં છોગાં સજેલા ડુંગરમિત્રોની વિદાય તો અમે લગભગ સુકખી છોડયું ત્યારથી જ લીધી હતી. એટલે હવે આસપાસ નજર કરતાં, કેટલાક દિવસો થયાં જેનો સ્નેહ વધી ગયો હતો એવા એ હસતા દોસ્તોનાં દર્શન થમાં નહોતાં; પણ તેનું સાટું જંગલે વાળી નાખ્યું છે. અહીંથી ભેલકની સાત માઈલની ચડાઈ છે, જેને જૂની ભોમિયાપોથીઓમાં બહુ જ મહત્ત્વ આપેલું છે. પણ તે પછી રસ્ના સુધર્યા લાગે છે. જરૂર, ચડાઈ સતત છે; કોઈ સ્થળે માર્ગ પથરાળ છે. પણ એકંદર રસ્તો સારો એ. ચડાઈ આકરી નથી. જેણે પોતાના ભોઝ્ઓની ચાલનું બરાબર નિરીક્ષણ કરીને તેના અનુકરણનો પ્રયત્ન કર્યો હશે, તેમને આટલી યાત્રા પછી આમાં ખાસ મુશ્કેલી નહિ રહે.

આ માર્ગમાં ઝરણાંનાળાં ઓછાં છે. પહેલા ત્રણ માઈલમાં તો પાણી છે જ નહિ. તે પછી હુણા ચટ્ટી આવે છે. ત્યાં ધરમશાળા છે.

આ પહાડનું વન ઘણું ગાઢ છે. વૃક્ષોનું વૈવિધ્ય પણ છે. ઝાડ ઘણાં ઊંચાં છે, ને ખાંચોમાં નાની ઝાડી પણ ભરેલી છે. ઉપર ઊંચા અને નીચ ઝાડોનાં માથાં ભેગાં મળે છે, ને કેટલેક સ્થળે માથે છત્રી જેવું થઈ જાય છે, ને સૂર્યનાં કિરણો પણ તેને ભેદી શકતાં નથી. બહુ

સુદર અને શાન્ત વા છે પખીઓના નાનાવિધ પટામખ્યુ કનરન ચિત્તને પ્રસન્ન કરે છે. અહીં વળી પાછા માગ મા ીના બાર્ઇ ા એમ પખીઓ ાી એમ્‌માછ હર્ષથી મે સાભળી।

અમે છુણા ચટીએ ધાર્યો કરતા ઘણી વધારે આસાનીથી પહોચી ગયા, ને ત્યા જ વાસો કર્યો એવી રીતે બહુ મ્હણુ તરીકે ગવાનના સાત માર્ઇનને અમે બે ટુકડામા વહેચી નાખ્યા તા ૨૦મીએ સાજ અમે ત્રણ માઈન કર્યા, ને બેનક સુધીના બાકીના ચારનો પ્રારભ તા ૨૧ને પરોઢિયે છુણાથી કર્યો.

આ ચાર માઈન પણ મને ખાસ આકરા ન લાગ્યા વચમા ઝાડ પહાડ પડવાથી ભગાણ પડયા છે, એ જરૂર જરા કષ્ટ આપે એવા છે, છતા માર્ગ એકદર પહોળો ને સરખો છે. પથરાળ તા જરૂર છે. દરેક પગલુ નાળચ્થી ભરવાનું છે. પણ જેને વિકટ કે કરડી ચડાઈ કહેવી પડે એવુ નથી

આ પહાડમા મોટા ઝાડોમા ખાસ કરીને પાગર, ગાજ અને અખરોટ ધ્યાન ખેચે છે. પાગરના ઘડિયા ત્રણ માણુસની બાથમા પણ મુશ્કેલીથી આવે એવા મોટા ઘણા જોવામા આવે છે પોણોસો ફીટની ઊંચાઈ બહુ અસાધારણ નથી વળી ઓન વગેરે પણ છે, પરતુ એ બધુ હુ બહુ ઓળખી શકતો નથી

પણ આ વનાવલિમા ખાસ ધ્યાન ખેચે છે. "ર્ડ" નામની ચીડની જાત મસુરી છોડયા પછી ચીડની ત્રણ સુસ્પષ્ટ જાતો જોવામા આવે છે એક તો ચીડ પોતે એનો આકાર સુદર શકુ જેવો છે, છતા નીચેથી એ ખાસા પહોળા હોય છે. એની લાબી સાળીઓનુ ઘાસ નીચે પડે છે. આગળ ગગોત્તરીને માર્ગે એનુ બીજુ રૂપ "દેવાર" અથવા દેવદારનુ થાય છે દેવદાર વધારે સાકડા, ઊચા ને દેખાવડા છે એ

સપ્રમાણ વૃક્ષોની વનાવલિ મનોરમ લાગે છે અને ચીડનું ત્રીજું "ગર્વ" રૂપ આકરી છે. એના થડ જાડાં છે, પરંતુ ઝાડનો ઘેરાવો બહુ સાંકડો છે, ને ઊંચાઈ સોંક ફીટ સહેજે હોય છે.

આસપાસના જંગલોને માથે આ ચીડની ટોચો ઊંચી નીકળી આવેલી મસીદોના મિનારા સમી સુરેખ, ભૂમિતિની રેખા જેવી સાધીસટ શોભે છે. આખો પહાડ ગર્વ રૂપી આંગળીઓ ઊંચી કરીને જાણે પોકારે છે કે "એ એક છે, અદ્વિતીય છે, એ સિવાય બીજો કોઈ નથી।"

જંગલી જનાવરોમાં, માર્ગ જોવામાં તો માત્ર બે સર્પ આવ્યા હતા. બન્ને ભુજંગ હતા બીજું કોઈ પ્રાણી દેખાયું નહિ જો કે છણાથી એના જેવી એક ઘટના બની હતી ખરી ચાર માઈલની ચડાઈ પછી, બેનક નજીક હતું ત્યાં, અમારી આગળ નીકળેલા મારવાડીઓના સંઘનો એક ભાગ એક રામસનેહી સંપ્રદાયના જુવાન સાધુની દેખરેખ નીચે ચાલતો હતો તે એક સ્થળે ઊભો રહી ગયેલો અમે દીઠો. સાધુએ ખુલાસો કર્યો કે નીચે ખીણમાંથી ઘૂ–ઘૂ–ઘૂ કરતો ઘૂઘવાટ રહી રહીને આવે છે, ને પાંદડાંના ઢગલાઓમાં કોઈ મોટું પ્રાણી વેગથી ચાલતું હોય તેવો ખખડાટ થાય છે, તેથી બાકીનો સંઘ ભેગો થવા અમે રોકાયા છીએ

આ પાગર, બાજ છ ના પાંદડાં મોટાં જાડાં, રાયણના જેવાં લીસાં ને મજબૂત હોય છે. એ ખરેલાં લાખો પાનના ઢગલાથી આ માર્ગ ખૂબ છવાઈ ગયેલો રહે છે, ને તેને લીધે ઊતરાઈમાં યાત્રીઓ ધડોધડ લપસી પડે છે પણ સડક પહોળી ને ઊતરાઈ સામાન્ય હોવાથી ખાસ ઈજા થતી મારા જોવામાં આવી નહિ પણ વરસાદ પડે ત્યારે આ પાંદડારૂપી દૈત્ય કેર વરતાવતા હશે. ચીકણી માટી, લપસણાં પાંદડાંના ઢગલા, ઢોળાવ, ને અણિયાળા પહાણા આ રસ્તાને ત્રાસદાયક બનાવે છે એમ અહીંના લોકો કહે છે. અમારે માટે તો મનેરી પછીથી વરસાદ બાપડો ખમૈયા કરી

ગયા છે, હજી સુધી એક વાર પણ અમને એ મુરબ્બી નડ્યા નથી એટલે નીરાંતે અમે સડક પરત્વેના સંતોષની આમ સફાઈ હાંકી શકીએ છીએ।

અમે બેનક ચઢીએ ઝપાટામાં પહોંચી ગયા. જેના ભોમિયા-પુસ્તકમાં બેનકની ટહાડ અને એકંદર તેના કષ્ટકારીપણા વિશે એવી બિહામણી ચેતવણીઓ આપી છે, કે અમારા મનથી કે કોણ જાણે અમારી ત્યાં કેવીયે દશા થશે. નવેક હજાર ફીટની ઊંચાઈએ ટહાડ તો હોય જ, પણ કશું ત્રાસ જેવું અમને ન લાગ્યું. વરસાદ ન હોવાથી સૂર્ય ખૂલ્લો પ્રકાશતો હતો.

બેનકમાં ચાપાણી કરીને અમે ત્યાંથી પાંચ માઈલની ઊતરાઈ શરૂ કરી. બેનકમાં રાત રહેવાય એવું આશ્રયસ્થાન છે જ નહિ. જેમ ડુંગરની ટોચે અમે પહોંચતા ગયા તેમ ઝાડી આછી થતી ગઈ, ઝાડ ટૂંકાં થતાં ગયાં, ને એકમેક નાનાં ઝરણાં દેખાયાં. મુખ્ય ત્રાસ પાદડાનાં ગાઢ આચ્છાદનનો છે. બાકી ઢોળાવ ઝપાટાબંધ ઊતરાય તેવો છે.

ઝડપથી અમે પંગરાણા ચઢીએ પહોંચી ગયા. અહીં પણ માત્ર છાપરાં જ છે. રહેવા જેવું સ્થાન નથી. પાકું મકાન નામે ય નથી. વરસાદમાં ગાત્ર તરબોળ થયા વગર ન રહે, એવું આ સ્થળ છે. અમે એટલા બધા વહેલા અહીં પહોંચી ગયા, કે આખો દિવસ અમારી આગળ શિયાળાની રાત જેવો લાંબો પથરાયેલો પડ્યો હતો। સવારના આઠથી બીજી સવાર સુધીનો સમય કેમ કરીને આ નિર્જન સ્થળમાં નીકળે? તરત માર્ગ તો અમે સરળતાથી પરોઢિયામાં જ કાપી નાખ્યા હતા. બને ત્યારે એક પડાવ આગળ થઈ જાય।

ખીચડી પતાવીને અમે ભોગ ધર્યો, ને એક વાગે આગળ વધેલું મૂક્યું. હજી ઊતરાઈ જ હતી. નાનાના લગભગ ચાર માઈલના વેગે અમે સડસડાટ ઊતરી પડ્યા, અને ચાર માઈલે એક સુંદર નદીમાં અમે

ઊતર્યાં. થોડો સમય થયાં બાજુની ખીણમાં આ નદી ખળખળ કરતી અમને સાથ આપી રહી જ હતી. અહીં અમે એમાં ઊતર્યાં, પાણી પીધું, ને એને ઓળંગી. અહીં પ્રદેશ પથરાય છે; ખેતી દેખાય છે. દૃશ્ય પલટાય છે, ને આખું સ્થળ ગુલાબ તથા બીજાં પુષ્પોની ઝાડીઓથી મહેકી ઊઠે છે. અહીંની ઝાલા ચટ્ટીમાં પણ માત્ર છાપરાં છે. વળી પાછું ગુપ્તકેદાર પાંચ માઇલે આવે છે.

મારા પગની દશા બેઠી હતી. ડાબા પગના દરેક આંગળા ઉપર તેમ જ એડી ઉપર ફોલ્લા પડી ગયા હતા. બન્ને પગનાં આંગળાં ગુમડાં જેવાં દુઃખતાં હતાં. લોહી ગંઠાઈ જવાથી નખ કાળા પડી ગયા હતા, ને એક અણીયાળો પથરો ઘૂંટીની પાસે ડાબે પગે અંદરના ભાગમાં વાગ્યો હતો. હૃષીકેશમાં દુકાનદારે જોડા ઉપર ખોટા નંબરની ચિઠ્ઠી ચોંટાડીને મને ઠગ્યો હતો, એવા ઓછા નંબરના જોડા ડંકે નહિ તો બીજું શું કરે?......

ખેતીવાળા ડુંગરા અને એકંદર ખુલ્લા મેદાન જેવા શોભતા આ રમણીય પ્રદેશમાં અમે ગુપ્તકેદાર તરફ ચાલ્યા. બાજુએ વહેતા એક નાળાનો કાંઠો, મારા પરિચિત કોઈ પણ બગીચા કરતાં વધારે સુંદર હતો. ત્યાં બેસીને પ્રેમથી અમે જળપાન કર્યું, હાથ, પગ, મોં ધોયાં, વિસામો લીધો, ને આગળ વધ્યા. મારા જોડા હવે મારા પગમાં નહિ પણ હાથમાં હતા!

ગુપ્તકેદાર ગઈ કાલે સાંજે અમે જ રીતે પહોંચી ગયા. એક દિવસમાં ૧૮ માઇલ એમ પાર કર્યાં; અને તે પણ એવા માઇલ કે જેના સંબંધમાં જની પ્રચલિત ભોમિયાપોથી ગંભીર ચેતવણીઓથી ભરેલી છે!

ગઈ કાલે અનાયાસે પ્રદોષ હતો. મારા સાથી ભાઈ બાલાને શિવજીમાં બહુ શ્રદ્ધા છે. અમે તરત જ ધર્મગંગા અને બાલગંગાના સંગમમાં

સ્નાન કરીને ગંગોત્તરીવાળું થોડું જળ બુઢાકેદારને ચઢાવ્યું. આ સાત ભૂખડીમારસ મંદિર છે, અને એની પૂજા કરનારા અભણ પંડાઓ ભયંકર જડ છે. અમે મંદિરે ગયા, ને અમારા પંડાએ ત્યાં એક જણને કહ્યું કે આજે પ્રદોષ છે માટે સાંજ થઈ ગઈ છે તો પણ અમારે જળ ચડાવવું છે. બુઢાકેદારની મૂર્તિ પાસે દીવાનું પણ કંઈ સાધન નહોતું. પણ પૂજારીએ તરત જવાબ દીધો, "પરદોસ હો યા ખરદોસ હો, કોઈ ક્યા કરે" આટલા એના સંસ્કાર હતા.

એક લાંબી ધાટવૂટ વગરની મોટી શિલાના પડખામાં શંકરપાર્વતી અને પાંચ પાંડવોની આકૃતિઓ કોતરેલી છે એ "બુઢાકેદાર".

આ તીર્થના પદ્મપુરાણમાં વર્ણન છે. એને લગતી પૌરાણિક આખ્યાયિકામાં ભીમના ભયથી નાસીને શંકર ભગવાન ભેંશ થઈ ગયાની અને એ ભેંશ અગર પાડાના પાંચ અંગોરૂપી પંચકેદારના સ્થાનો બનેલાં હોવાની વાત આવે છે. મને આપણા પૂજ્ય, પરમાત્મસ્વરૂપ લેખાતા દેવ દેવીઓની અજ્ઞાની બ્રાહ્મણોની સ્વાર્થવૃત્તિને લીધે થતી દુર્દશાથી એટલો બધો ખેદ થાય છે, કે આ તીર્થ છે, તપોભૂમિ ઉત્તરાખંડનો ભાગ છે, અહીં પણ ઋષિમુનિઓના નિવાસસ્થાનો એક સમયે હતા અને મહાયાત્રામાં આને પણ સ્થાન છે, એટલું જ પૂરતું લેખીને, દંતકથાઓની પરીવાર્તાઓમાં ઊતરવું મને ઇષ્ટ લાગતું નથી. અજ્ઞાની પંડાઓ સ્વાર્થના માર્યા ફાવે એમ હાંકે રાખે છે. કેટલાક કહે છે કે મહિષનું રૂપ લેતા પહેલાં શંકર ભગવાને અહીં માન વસ્ત્રોનો જ ત્યાગ કર્યો હતો. પશુરૂપ એમણે આગળ જઈને લીધું હતું, કેમ કે પંચકેદારમાં મહિષનો પૃષ્ઠ ભાગ કે કેદારેશ્વર હોવાનું પુરાણમાં જણાવેલું છે, બુઢાકેદાર નહિ. આવી આવી એમની ચર્ચાઓ હોય છે!

## પ્રકરણ ૧૩

## બેલકથી પંવાલી–કેટલાક બોધપાઠ

**ઘુત્તુ, તા. ૨૨-૫-'૪૮ ને વાર શનિ:** બુઢાકેદારનાથના અમારા ગોરનું નામ છે જયાનંદ, એના ભાઈનું નામ છે વિદ્યાનંદ. બુઢાકેદારને ફરતા પહાડોના નામ, ઉત્તરે મહાપથ, પશ્ચિમે ભૃગુપથ, દક્ષિણે સુદ્ધપથ, ને પૂર્વે સ્વર્ગારોહણપથ.

યમુનોત્તરીના માર્ગમાં ભેડબકરી તથા ટટ્ટુખચ્ચરની પોઠો ઘણી ભટકાતી હતી. એમ તો છેક દેહરાદૂનથી એ જાતના ભારખાના સ્થળે સ્થળે ભટકાય છે. આ આખા પહાડી પ્રદેશમાં વેપાર તથા સામાનની અવરજવરનું એ એક જ સાધન છે. અને વળી નેપાળ, તિબેટથી જાડ જાતના ભોટિયા વણજારા લોકો પ્રાગૈતિહાસિક સમયથી હિંદ સાથેનો વેપાર આ ઘેટાંબકરાની વણજારો વડે જ નીભાવતા આવેલા છે, ને હજી પણ મસૂરી તથા દેહરાદૂન સુધી પોતાનો એ જરીપુરાણો વ્યવસાય ચાલુ રાખી રહેલા છે. યાત્રાના માર્ગમાં યાત્રીઓ ઈંધણ માલ આ રીતે જ પહોંચે છે. યમુનોત્તરીના માર્ગમાં ઘણીખરી વણજારો સ્થાનિક પહાડી લોકોની હોય છે. પણ ગંગોત્તરીમાં જાડ લોકોની પોઠોની કતારો ચાલ્યા કરતી હોય છે. તિબેટમાંથી નેપાન થઈને નેલંગ ઘાટ વાટે એ લોકો ગંગોત્તરીની નીચે ઊતરી આવે છે, ને ત્યાંથી રોજના નવેક માઈલની મજલ કરતા પોતાના ઘેટાંબકરા તથા ખચ્ચરટટ્ટુને હંકારતા નીચે ચાલ્યા જાય છે. અમને ગંગોત્તરીના માર્ગે તો ડગલે ને પગલે સાંકડી કેડીઓમાં આ વણજારોમાં અટવાવું પડતું હતું. પણ ગંગોત્રી છોડીને નદી પાર કરી, ને કેદારનાથનો રાહ પકડ્યો, ત્યારથી એ વણજારો અદૃશ્ય થઈ ગઈ છે.

બીજુ યમુનોત્તરીના માર્ગમાં સુફિતાગાની માગણી ઘણા કરે છે ગંગોત્તરીના માર્ગે યાત્રીઓની ગે ભીખની સતામણી વધી જાય છે પણ કેદારનો રાહ તો ત્રાસદાયક છે નાનામોટા, સ્ત્રીપુરુષ બધા જ ભીખ માગે છે! ખેતી કરતા ખેડૂતો, કોઈ યાત્રીને પસાર થતા જોતા, જરા દોડીને રોની ભીખ માગી લવી એને સામાન્ય વસ્તુ સમજે છે! ગાયોનું ધણ હાંકી જતા પશુપતિ પણ 'સુખધાગા' કે પાઈ પૈસા માગવામાં જાણે મોટાઈ સમજે છે બ્રાહ્મણ અને ક્ષત્રિય છોકરાઓની ઓના ટોળા અડધો અડધો માઈલ સુધી યાત્રીઓનો કેડો પકડે છે આખો દેશ જાણે સ્વભાવે જ ભીખશીલ થઈ ગયો છે .

ફનાતુ-મેનક-પગરાણાવાળો પહાડ એવો પ્રગાઢ ને ગંભીર છે, કે એમાં ચાલતા જરા મોટેથી બોલીએ તો પણ એનો જાણે મોટો ઘૂમટમા બોલ્યા કોઈએ એવો પડઘો પડે છે ને ઘોર મારે છે ત્યાર પછી ઝાના ચન્નીવાળું કુનાગણું ઉપવન આવે છે તે પછી ખેતીથી ઊભરાતા ડુંગરો, ધર્મગંગાનો ડપાળો નહિ, ચી નુ વન વગેરે આવે છે પૈના પહાડના પાગર, બાજ, રઈ, અખરોટ ઇ મોટા ઝાડ ઉપરાંત બ્રાસ પણ બહુ હતો પણ એ ફૂલી ચૂક્યો હતો એ પૂર બહારમા હોત તો એના લાનચટક મોગ ફૂલોથી વન ઝગઝગતુ હોત એના પાદડાંનો ઘાટઘૂટ વગેરે આપણા ધોળા ખડચ પાના જેવો છે પણ કદમાં એ તેનાથી ઘણા નાના છે ઝાડ, પાન ને ફૂલ, ત્રણેય સુંદર છે યમુનોત્તરી જતે આ બ્રાસ પૂર બહારમા ખીલેલો હતો, ને એના રાતા, જાંબુડિયા તથા શ્વેત, એના ત્રણ રંગના ફૂલોથી એના વન ઝળકી ઊઠ્યા હતા અને ગુલાબની ઝાડીઓના ધોળા મહેકન્તા ઢગલાની તે શી વાત થાય!

અહીં પણ એ બને ફૂલઝાડ ખૂબ જ છે ગુલાબ હજી ખીલેલો છે, ને જ્યાં એની ઝાડી આવે છે ત્યાં એની માદક સુગંધ મગજને તરબતર કરી નાખે છે ઈસર નામના પીળા ખટમીઠા ફળોના ઝૂમખાએ

આખી યાત્રામાં સાથ આપ્યો છે, પણ ઘણુંખરું હાથ પડીએ ત્યાં સુધીનાં એનાં ફળ ઝુડાઈ ચૂકેલાં જ હોય છે! કિનગુડા નામનાં બીજાં ઝીણી જાતનાં ફળ પાકવાની હજી મોસમ નથી, ને અખરોટની મોસમ યાત્રાની મોસમ વીત્યા પછી આવે છે!

તા. ૨૧ની સવારે નવેક વાગે અમે બુઢાકેદારથી આગળ નીકળી પડ્યા. જૂની ભોમિયાપોથીનો આધાર વારેવારે ખત્તા ખવડાવે છે, પણ અહીં વળી વિશેષ સંભાળવાનું છે. આખી સડક બદલાઈ ગઈ છે; કેટલીક ચટ્ટીઓ જેનાં નામ એ ચોપડીમાં છે તે આજે હયાતીમાં નથી, ને કેટલી યે નવી છે. અંતરનો હિસાબ પણ સાવ બદલાઈ ગયો છે. ઈ. સ. ૧૯૩૬માં લખાયેલી ચોપડી એમની એમ હજી નવી આવૃત્તિઓ કર્યા કરે છે, ને જાણે બાર વર્ષમાં કશું બન્યું ન હોય એમ, કશા પણ અદ્યતનપણાના પ્રયત્ન વગર, એનું એ પીરસે રાખે છે!

નવી સડક થઈ છે તે લાંબી વધારે છે, પણ કેટલાંક ચડાણ—ઉતરાણને એ ઓછાં કરે છે, ને ચાલવામાં વધારે સારી છે. જૂની પગદંડીને એ ઘણે સ્થળે ગળે છે. બુઢાકેદારથી નદી પાર કરીને અમે લગભગ પોણા માઈલનો સારો જેવો ચડાવ કર્યો. બુઢાકેદારનું સ્થાન સુંદર છે એમ કહેવાનો તો હવે કશો અર્થ જ નથી રહેતો. હિમાલયના પહાડોમાં વસેલું ને બે નદીઓના સંગમવાળું તીર્થ, સુંદર ન હોય તો બીજું હોય શું? પણ તે પછીનો માર્ગ લુખ્ખો બારસ છે. ખેતી તો બધે વિસ્તરેલી છે, પણ હવે ઘઉં ખળામાં આવી ગયા છે, એટલે ખેતરો સાવ બદસુરત ને પીળાં પચરક છે. ડુંગર ઉપર પર્ણવિસ્તારવાળું ઝાડ જ નથી. માત્ર ઝાંખરાં છે.

જૂને માર્ગે જૂની પોથી (૧૯૪૭ની આવૃત્તિમાં પણ!) ભૈરવ ચટ્ટીને છ માઈલ દૂર બતાવે છે, પણ એ નીકળી નવ માઈલ. નંદા ચટ્ટી (૪), હોલા ચટ્ટી (૧॥) કાલી ચટ્ટી (०॥) ને તે પછી ભૈરવ ચટ્ટી (૩) આવે

છે, અને એમાની એક પણ ચટ્ટી રાતવાસાને યોગ્ય નથી ખાસ કરીને વરસાદ પડે ત્યારે ત્યા ત્રાસ સમજવો માખીની નડગતનો પાર નથી ડાસ અને ઝેરી જીવાતના ડખ અનેક યાત્રીઓને ફોલ્લાથી ભરી મૂકે છે અમારે તો દડમજલ ચાલવા જ કરવુ પડતુ હતુ બુઢાકેદાર સુધીના ૧૬ માઈલ અમે સળગ કર્યાં, ને જૂની ચોપડીને હિસાબે ચાલતા એમા ભૈરવ ચટ્ટીની મોટી મોટી વાતો લખી છે પણ અમારે ભાગે એ સાવ નકામી નીવડી! આ વરસે યાત્રા બધ હોવાની ખબરોને લીધે પણ આવુ બન્યુ હોય એ સભવિત છે ચડાઈ ખરેખર કઠણ છે સડક સારી પણ ઘણે સ્થળે અતિ પથરાળ છે, તો પણ જોખમ જેવુ કશુ નથી છેલ્લી ત્રણ માઈલની જે ચડાઈ ડુગરની ધારે લઈ જાય છે, તે વસમી લાગે છે

ભૈરવ ચટ્ટી પાસે ભૈરવનાથનુ મદિર છે એમ કહેવાય છે કે કોઈ યુરોપિયને એ બધાવ્યુ છે હોય શ્રદ્ધાનો તાગ કોઈનાથી નીકળ્યો છે ખરો? પણ આ "મદિર"મા ત્રણ કાળા પહાણામા કોતરેલી નાની ઝોગી આકૃતિઓ અપૂજ્ય પડી રહેલી છે ત્રિશૂળો તથા ધજાના ચીંથરા અને ઘટ ત્યા ઘણા ચઢેલા છે ને પણ વર્ણન ન કરવામા જ સાર છે

આ રસ્તો નદીનાળા ને ઝરાઝરણા નથી ભૈરવ ચટ્ટીમા પાણીના બે ખાબડા પાસે પાસે છે એકમા ભેંસોનો નિવાસ છે, ને બીજામાથી યાત્રીઓ માટે ચટ્ટીમા જળ વપરાય છે ડાસ ઈનુ અહીં ઘણુ જ જોર છે. અમે તો ત્યા પાશેર પાશેર દૂધ પીને આગળ જ દોડ્યા!

પાદડા વગરના ભૂતાવળ જેવા છપ્પનિયા ઝાડ અને કાટાળા ઝોરાની ઝાડીના આ પ્રદેશમા ગુલાબની શુ બહાર છે! પેના વીંછિયાનુ પણ અહીં જોર છે ને ઘણે સ્થળે લોકોએ એની વાડો કરેલી છે

ભૈરવ ચટ્ટી પછી આવે મોટ ચટ્ટી (૩ માઈલ) પણ અહીં દુકાન જ ખેલી નહોતી ત્યાથી રાા માઈલ ચાલીને પહોંચ્યા સીમના નામની ચટ્ટીમા કે જેનુ નામ કોઈ ચોપડીમા નથી એને કુબ. ચની પણ કહે છે

આ બધો સમય, ગંગોત્તરીમાં અમારુ, એમની માદગીના સંજોગોમાં, પુનર્મિલન થયુ ત્યારથી તે છેક હજી સુધીનુ, અમારા માજીનુ વર્તન સર્વથા એમના નિયમોને અનુસરતુ -નુ ત્યુ સાથે -દી ચાલવુ નહિ, કેમ કે કોઈ -શુ પણ બોજ એ એમને ગમતુ નહોતુ ખાવામા મન થાવે ત્યારે અને તેટલા પ્રમાણમા સાથે રહેવુ, ને નહિ તો નહિ, કોઈ ની જોડે વાણુસાઈથી -ગ્વા જેવી તા એમને વાત જ ન મળે ખરેખર આ મહાનાનામા વિચિત્ર સાથી મળ્યા ને એમને નીભાવવા એ સાધના અનુભવના જેવી છે ' ભનભના સઘો આ યાત્રામા તૂટી જતા મે દીઠા છે, પણ મારો સઘ , હજુગિ નહિ તૂટ્યા હઉં મનોનિગ્રહની આ -સરતમા મને પણ રસ પડવા માડ્યો છે, સયમ રાખવાની આવી તક ફરી ક્યારે મળવાની છે ?

બોટ પઝીની ઊતરાઈ પગગણાને મળતી આવે છે વૃક્ષોનુ વૈવિધ્ય અને ભગવો સાગ છે અહીં ferns પણ થાય છે, એ વિશેના માર્ગ ધાવાવાળો, ગાજના પાનથી છવાયેલો, ને જોખમ વગરનો છે માત્ર વરસાદમા બહુ ત્રાસ થતો હશે પણ અમારા ઉપર તો હજી સુધી એ મહારાજની મહેર ચાલુ છે જગત એની કદર છે.

હિંદના રાજતત્રના પરિવર્તનની અસરો આ ઉત્તરાખડમા ઘણી પહોચી છે ટિહરી નરેશના ગૌરવ મોભા અને સત્તા અધિકાર પરત્વે જે ફેરફારો થયા છે ને થાય છે, તેણે આ પ્રદેશની અભણ અને જડ વસ્તીના ચિત્ત ઉપર વૈવિધ્યભારી અસર -રી છે પ્રજામડળ અને કોંગ્રેસની સરકારને અપયશ આપનારા પણ અમુક વર્ગો નીકળી પડેલા સભળાય છે આ તરફ એનુ એક ભયાનક પરિણામ દીઠુ વગરો થવા અહીંના પહાડોમાં કદી દવ લાગતા નથી પણ હવે જાણીજોઈને એ અમૂલ્ય ચીડ ફ્રીની વનરાજિથી ઝૂમતા પહાડોને બદમાસ લોકો સળગાવી મૂકવા લાગ્યા છે ' ખરુ ખોટુ કોણ જાણે પણ આવુ મે સાંભળ્યુ

અમારે માર્ગેથી અમે સળગતા ડુંગરા દીઠા. એના ધુમાડાથી માઈલો સુધી આકાશ છવાઈ ગયેલું છે. દિવસોના દિવસ સુધી આકાશની સ્થિતિ આવી રહેશે.

વળી પાછું મિશ્ર વનરાજિ જાઈ ને ચીડનું વન આવ્યું; વળી સાવ બોડા ડુંગરાનાં સપાટ માથાં આવ્યાં.........હિમાલયની નિસર્ગરાણી ક્ષણે ક્ષણે રંગ બદલ્યા જ કરે છે.

અમે, ઠીક ઠીક થાકયાપાકયા, કુકડ અથવા સીમલા ચટ્ટીએ સાંજ સોરા પહોંચી ગયા. છાપરી નાનકડી, ને યાત્રી ઘણા; વૈકુંઠ નાનું, ને વૈષ્ણવ ઝાઝા; એવો અહીં ખેલ હતો. ત્યાં પડેલા બાવાઓની વચમાં જેમ તેમ અમે "આસન" કર્યાં, દાળરોટલા ટીપી લીધા, ને છાપરી નીચે લાંબી ખેંચી. અહીં એક સાધુ હરસથી પીડાતો પડ્યો હતો, તેના ઊંકારાએ રાત વિતાવવામાં અને તો સંગીન મદદ કરી. સામેના ડુંગરાનો દવ જોતાં જોતાં સમય પસાર થયો, ને આજની સવારે ઊઠીને અમે ચાલવા માંડયું.

"બઘેરૂ" અને "શેર"ની વાતોના ગપાટા આ ચટ્ટીમાં પણ ઘણા સાંભળ્યા. એક વાઘે ઉત્તરકાશીમાં પચાસથી સાઠ માનવીઓને ભરખી લીધા હોવાની સનસનીદાર કથની કોઈકે કહેલું હતું. અમે ઉત્તરકાશીમાં ત્રણ દિવસ રહ્યા હતા, પણ અમે તો ત્યાં એવું કશું નહોતું સાંભળ્યું! પણ સાપ અને વાઘની વાતોના સંબંધમાં જગતમાં જનસ્વભાવ સર્વત્ર સરખો જ હોય છે.

અમારો બોજી ભાઈ કહેતો હતો કે હવે સવારના અંધારામાં નીકળવું નહિ, કેમ કે બઘેરૂનો ભય છે! ભલે! એની સલાહ કબૂલ રાખીને અમે ઊઠ પાા વાગે નીકળ્યા.

અમારી સાથે સાથે ભૃગુગંગા નીચે ઊંડી ખીણમાં ચાલતી હતી. એને કાંઠે મોટાં ને કસદાર ગામડાં સ્થળે સ્થળે હતાં. ઘઉ ઘેર ઘેર

ખાળામાં બળદોના પગ નીચે ખૂંદાતા, તો કોઈ ખાળામાં ઢગલા મારેલા ઉપરથી અમને દેખાતા હતા. પણ ડુંગરા સાવ બોડા ને ઝાડવિહોણા હતા. આ માર્ગે બપોરના ચાલવું પડે, તો ખરેખર ભાર વાગી જાય! અને તેમાં સુકાતા ગાના માગણોના વાસથી મગજની ગરમી જે ચઢી જાય તે વળી જુદી!

અમે છ માઈલ પાર કરીને છેવટે ભૃગુને કાંઠે કાંઠે કુત્તુ ચટ્ટીમાં આવી પહોંચ્યા છીએ. અહીં પણ દૂધ નામ નથી, ને ચાને નામે દુકાનદારો ઉગ્ર આવે એટલી હદે યાત્રીઓને ઠગે છે.

અહીં દાળરોટલા ટીપ્યા છે. ગપોરના બાર વાગે ભૃગુના વહેણમાં પડેલી શિલાઓમાંની એક ઉપર બેઠે, બેઠા આ નોંધ લખાઈ રહેલી છે. માખીનો ત્રાસ ભયાનક છે. ચટ્ટીની છાપરીમાં બેસતા, એનું વાદળ મારા ઉપર ઝનૂનથી તૂટી પડે છે.

આ ભૃગુગંગા આગળ જતાં ટિહરીમાં ભાગીરથીને મળે છે. નદી ખાસી મોટી છે. અહીં યાત્રીઓ બેસી શકે એવી બે ત્રણ છાપરીઓ છે. પણ રાત ન છૂટકે રહેવું પડે તો રહીએ, એવું છે.

માખીઓ ઘૂંટીમાં કરડી છે. બાનને પગે એક દુઃખ પાક્યો છે. એક સાધુને સો કડો દુઃખ પડ્યા છે, ને એ તાવે તથા પીડાથી કનાડી ગયો છે. મને હજી એ એવી વસમી નડી નથી, ને દુઃખ પાક્યા નથી. પણ ડાબે પગે અંદરના ભાગમાં પગરખાની નિતરાઈ કરને પથરો વાગ્યો હતો, ત્યાં બીજા પગના જોડાની ધાર સગાસગ તાકી તાકીને વારંવાર વાગ્યા કરે છે, એના કરતાં વધારે કુદરતી ક્રમ બીજો હોઈ શકે ખરો? क्षते प्रहारा निपतन्त्यभीक्ष्ण!

અહીં નાની ધર્મશાળા પણ છે. ટિહરી અહીંથી નજીક છે, ને આસપાસના પ્રદેશનું આ પણ એક કેન્દ્ર છે. માખીનો ઉપદ્રવ અમે ઘણે સ્થળે અને ઘણા પ્રમાણમાં વેઠ્યો છે, પણ કુત્તુ આગળ એ સૌ પાણી

ભરે છે ટિહરીનો, અને તેથી ગુજરાત પાછા જવાનો નજરચાવનારો, માર્ગ અહીંથી નજીક છે, અને તે તરફ મોટર સડક અહીંથી જાય છે, એ હકીકતની થોડી ઘણી સોડસૂર યાદ ગુજરાતી યાત્રીને આ માખીઓ નગવે, તો તેમા આશ્ચર્ય નહિ જ ! માન્યામા ન આવે એવો આ માખીઓનો જુલમ આ સ્થળમા યાત્રી ઉપર કાળા કોપ સમો તૂટી પડે છે

ધુત્તુમા કે પણ સાધનસગવડ કે ચીજવસ્તુ મળવાની આશા રાખવી એ મોટી ભૂલ છે

**પંવાલી, તા. ૨૩મી :** ગઈ કાલે ૩ા વાગે ધુત્તુની માખીઓને રામરામ કરીને અમે આગળનો માર્ગ પકડ્યો અહીંથી પવાલીની નામચીન નવ માઈલની ચઢાઈ શરૂ થાય છે. આ ચઢાણ વિશે અમે આગળથી ભડકાવનારી ચેતવણીઓ સાભળતા આવ્યા છીએ બ્રહ્મચારી ચક્રધરની ભોમિયાપોથીમા પણ ધુત્તુથી ત્રિયુગી નારાયણ સુધીના માર્ગના સબધમા એવી તો ગભીર વાતો લખી છે કે એ વાચીને જ યાત્રીના મોતિયા મરી જાય એ પવાલીનો પહાડ ઘૂરકિયા કરતો અમારે માથે જઝૂમતો હતો ધુત્તુથી ત્રણ માઈલ દૂર આવેલી રાયપુર નામની ચટ્ટીએ પહોચી જઈને એ ચડાઈના બે ટુકડા કરી નાખવાનો અમારો ઈરાદો હતો. આ ત્રણ માઈલની ચઢાઈ લગભગ ચાલીસમી હતી દરેક પગલું, એટલે એક ફૂટની ચડાઈ, એ રીતે પથરાને પગથિયા કરતા અમે ચાલ્યા, ચાલ્યા, ચાલ્યા .

ઉપરથી દશ્ય મનોરજક હતુ નીચે ચારે તરફ માઈલો સુધીના ડુગરા ખેતીની વાડીચૂડી નાડીનાળા પગથારોથી છવાયેલા હતા અનેક ગામડા એ ડુગરાની ગોદોમા વસેલા હતા દરેક ગામડામા ઠેરઠેર ખળામા અનેક પાકના જુદાજુદા વિધિ થતા હતા કોક બળદો ડૂડાને ખૂદતા હતા, કોક ઉપણા થતા હતા, ક્યાક ધઉ સુપડે ચડતા હતા, ને ક્યાક તૈયાર ઘઉના ઢગના પડ્યા હતા ખેતરો ઘણા ખરા લણાઈ ચૂકેલા પીળા ખૂપગરાગા હતા એને સાફ કરવા માટે

સળગાતી સુકાયા હતા સેંકડો ખેતરો તડતડ કરતા બળતા હતા, ને આકાશમાં ધુમ્મસ સાથે એનો ધુમાડો ભળી જતો હતો, કેટલાક ખેતરોમાં કશીક લીલોતરી વાવેલી હતી તમાકુ જેવી એ લાગતી હતી ચારે તરફ આમાદી, વિભ્રમ અને આતંક પ્રવર્તતા હતા

ઊંચા ડુંગર ઉપરથી આ ગ્રામજીવનનો દેખાવ મનોહર લાગતો હતો. પણ ચડાઈ એવી આકરી હતી કે આ લખ્યું તે સિવાયનું બીજું કશું મને યાદ નથી રહ્યું ! ચાલતે ચાલતે ઘડીભર ઊભા રહીને જોઈ લીધું ને જોઈ લીધું. ચાલતે તો માત્ર એક જ ધ્યાન થઈ જવાયું !

અમે હાંફતા હાંફતા રાયપુર ચટ્ટીએ પહોચી ગયા અમારા માર્ગમાં ઘણે સ્થળે, અમે પહોચ્યા તે દિવસે અગર તેના એકબે દિવસ પહેલા જ, ચટ્ટીઓ વધી હતી એક તો, અમે આ યાત્રા માટે જરા મોડા છીએ, ને બીજુ, યાત્રા બંધ હોવાના સમાચાર સાભળીને દુકાનદારોએ ચટ્ટીઓ માડવી માંડી વાળી હતી, પણ પછીથી યાત્રીઓ આવતા જાણતા એમણે દુકાનો નાખી હતી. વળી એવું સાભળવામા આવ્યું છે કે ગાધીજીની ચિતાની રાખને ચારે ધામમાં પધરાવવા માટે એમના પુત્રો મોટા સંઘ સાથે નીકળી પડ્યા છે, ને યમુનોત્તરી પતાવીને હવે ગંગોત્તરીને માર્ગે એ ચાલે છે, એ ખબરથી દુકાનદારોને ઘરાકી થવાની થોડી આશા આવી છે, ને એ સળવળ્યા છે.

રાયપુરમાં રાત કહાડી. બાનને કરડેલી માખોના ડંખ પાકવાથી તેનો તાડો થઈને જરા તાવ આવ્યો હતો એની યોગ્ય માવજત કરી, ને આરામ લીધો. આજે સવારે એને તાવ નહોતો, એટલે અમે પંચાલીના પહાડને પગ તળે કહાડવા કમર કસી.

આ યાત્રા દરમ્યાન અનુભવ તેમ જ નિરીક્ષણ વડે જે કેટલીક વસ્તુઓ મહત્વની જણાઈ, તેમાની જે યાદ આવે તેનું, પુનરુક્તિની પરવા નહિ રાખતા, અહીં ભેગાભેગી ટાચણ કરી જ લઉં

૧ જો આ યાત્રાને પરિણામે કંઈક ચિત્તશુદ્ધિ પ્રાપ્ત ન થાય, તો બધી મહેનત વ્યર્થ ગઈ સમજવી બધો સમય મન નિષ્પાપ ને આત્મચિન્તનમા પરોવાયેલું રહે, એને માટે નિરન્તર પ્રયત્ન હોવો જોઈએ. પાપી વિચારો આવે કે તરત તેને ડામી દેવાની કાળજી રાખવી જોઈએ સાથીઓથી કોઈ પણ જાતની મનચોરી ન રહેવી ઘટે એમનાથી છાનુ-છપનુ ખાવુપીવુ ન જોઈએ જો એવુ કોઈવાર થઈ જાય, તો તરત દૃઢ મન કરીને એનો ખુલાસો કરી નાખવો, એ જ યોગ્ય રાહ છે

૨. બોલવાનુ બહુ ઓછુ રાખવુ બિનજરૂરી વાચાળતાને માર્ગ આપવો નહિ ઉત્તર અવશ્ય પૂર્ણ વિવેકથી, પરંતુ બને તેટલા ટૂંકા ને મુદ્દાસર જ આપવા વેવલાવેડાના પરિણામ રાતદિવસના સહવાસમા લાગ નથી આવતા પારસીશાઈ ભાષામા જેને "ધરાપરા" કહે છે, તેનાથી વેગળા રહેવુ ખાસ કરીને બોજી નોકર સાથે સરખાપણાથી, માનથી અને ભાઈચારાથી રહેવુ ખરું, પણ હુકામશ્કરી કે વળગ્યાવળગ જેવુ ન જ કરવુ હુકામશ્કરીને એકદર વેગળી જ રાખવી

૩ મિજાજ ઉપર કાબૂ રાખવો કરમને ને પગને સયમનો સકલ્પ યાદ ર્યા કરવો જીભ મીઠી જ રાખવી થાક અને હેરાનગતિને લીધે વારવાર ચડભડાટ થવાના પ્રસગો આવી યાત્રામા ઉપસ્થિત થાય છે, ને તેને કારણે ઘણા બહુ સજ્જન અને સાલસ માણસોના પણ સબધ તૂટી જતા મે દીઠા છે જ્યારે એમ લાગે કે મગજ ગરમ થવા માડ્યુ છે, ત્યારે તરત જ મૌન પકડી લેવુ, ને સાથીઓથી થોડો સમય આઘા રહેવુ થાક ઊતરતા, ખાવાપીવાની સગવડ થતા કે કોઈ ખાસ સુદર દૃશ્ય જોવામા આવતા ચિત્ત પાછુ પ્રફુલ્લ થઈ જ જાય છે તેથી એટલો મનદુ ખનો ગાળો બહુ ખાળજીથી સભાળી લેવો જોઈએ કોઈ કડવુ બોલે તો પણ ગમ ખાઈ જવી ગમે તેવી પ્રકૃતિવાળા સાથીને સભાળી લેવારૂપી તપશ્ચર્યા જેવી વિરલ છે તેવી જ ઉત્તમ ફળ આપનારી છે

૪. રોજ રોજના કાર્યોમાં બીજા કરતાં થોડું વધારે કામ કરવાની વૃત્તિ રાખવી

૫. સામાન્ય રીતે જેનો આપણને બહુ સહવાસ ન હોય તેવા ભાઈઓ સાથે અહોનિશ અને આટલી લાંબી મુદ્દત સુધી સહવાસ કરવો પડે, ત્યારે એકબીજાના સ્વભાવના અમુક અંગો એકબીજાને ખૂંચવાનો સંભવ છે. આ વૃત્તિને તરત રોકવી જોઈએ. સાથીની આપણને સાચી લાગતી હોય તેવી પણ નિંદા કોઈની આગળ ન કરવાની ચીવટ રાખવી જોઈએ. બાન વિષે સ્વામી, ને સ્વામી વિષે બાન મારી આગળ ઘસાતું બોલે, એ બે જણ ભેગા થાય ત્યારે એ મારા એમને અણગમતા લક્ષણોનું પારાયણ કરે, અને એ બંનેની ખોડખાપણોના ધ્યાન હું જેની તેની ગેરહાજરીમાં ધરતો ફરું! સંસાર એવી રીતે ચાલે છે, પણ આ યાત્રા એ વિષવર્તુલમાથી મને મુક્ત ન કરે, તો તેનો અર્થ જ શો?

આ નિર્ણય કર્યો, ને થોડા જ સમય પછી મેં મને પોતાને મારા એક સાથીની ટીકા મારા બીજા સાથી સમક્ષ કરતો પકડ્યો! એવી સૂક્ષ્મ અને એવી અદમ્ય આ નિંદાવૃત્તિ છે. એને શોધી શોધીને ઉખેડી નાખવી

૬. લોકોની કેવી કેવી ટેવો બરદાસ્ત કરવી પડે છે! કોઈને સાંભળનારના રુંવાડાં ઊભાં કરે તેવા ઓડકાર ને ઘચરકા વારંવાર ખાવા કરવાની ટેવ હોય છે, કોઈ વારંવાર જ્યાં ને ત્યાં થૂંકવા કરે છે, કોઈને વાયુનો વધારે પડતો પ્રકોપ હોય છે, કોઈ ખાય છે બહુ ગંદી રીતે. કોઈ રાતે ઘોરે છે બહુ, કોઈ એકલપેટાપણું ઘણું બતાવે છે, કોઈની જીભ તપરી હોય છે, કોઈ ગયરગંડા કે એદી હોય છે. જેની બરદાસ્ત કરવાનો આપણને મહાવરો ન હોય તેવી આદતો સહસા દિનરાત લાંબા સમય ખમી ખાવાનો પ્રસંગ આવે, ત્યારે ભલભલા સંયમી અને સહનશીલ માનવીને પણ વસમું થઈ પડે છે. આ મહાયાત્રા આવી સહનશીલતાની મહા મોટી નિશાળ છે.

૭. ધ્રુજ થઈ હોય, જોડા ડંખ્યા હોય, જીવાત કરડી હોય, એવી એવી બાબતોના સંબંધમાં બને તેટલી ઓછી ચોળાચોળ કરવી. નહિ તો રોદણાં રોવાની એક પ્રકારની હરીફાઈ ઊભી થાય છે, ને ઘણોખરો સમય દુઃખનાં દાસ્તાન ગાવામાં વીત્યા કરે છે; અને તેથી ફાયદો કોઈને જ થતો નથી. શારીરિક આપત્તિઓને મૂંગે મોંએ સહન કરવાનું આ યાત્રા ન શીખવે, તો પછી આ યાત્રા કરી ન કરી સરખી છે.

આવી મુસાફરીના બે મહિનામાં જેટલું શીખવાનું મળે છે તેટલું અડધા જીવનકાળમાં નથી મળતું. મારો જુવાન સાથી અને એના પિતરાઈ સંન્યાસી પાસેથી ત્રણ ભવ ચાલે એટલું હું શીખી લઈશ, એવું મને હવે લાગવા માંડયું છે! પચાસે વરસે જાતને સંભાળવામાં અને મારી ચીજ-વસ્તુઓને જાળવવાની મહેનત કરવામાં વારંવાર વસ્તુઓ ગુમાવતો તથા શરીરને ઇજાઓ પહોંચાડતો મને જોઈને મારો જુવાન સાથી મારા પ્રત્યે જે દૃષ્ટિ રાખતો થયો છે, તે જોઈને મને બહુ મઝા પડે છે. એની શીખામણોનો પાર નથી. જોજો સંભાળીને પગ મૂકજો: પાંદડાંનો ભરોસો કરશો નહિ; આ કાંકરાપથરા છૂટા છે માટે લપસી ન પડાય; જરા ખ્યાલ રાખતા જાઓ, નહિ તો પાછું કૈંક ગુમાવી બેસશો; આમ થઈને આવો; દર દસ કદમે આંખો ઊંચી કરીને આગળનો રસ્તો જોતા જાઓ......એ જુવાન ભાઈનું વાત્સલ્ય જાણે ઊભરાઈ જાય છે. પણ એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે! નાની નાની બાળાઓના મનમાં ઉભરાતો માતાભાવ કોણે નથી દીઠો ?

બાલનો મારા પ્રત્યે જે ભાવ છે તેમાં મારી અણઘડતા પરત્વે તિરસ્કારમિશ્રિત દયાની લાગણી સ્પષ્ટ છે. મને મારાથી બચાવવાની એને બહુ ચિંતા છે. મને લાગવા માંડયું છે કે આ ભાઈ વગર મારા પચાસ વરસ કેમ ગયાં, ને હવે બાકીનાં કેમ જશે!

સાથીઓના સ્વભાવ તથા એમની નાની મોટી અંગત ટેવોની

ખાચખૂચોને ખમી ખાવી, એ ગમ્જવૃત્તિનું નામ છે એવી વૃત્તિ અનેક નાજૂક પ્રસંગોને ગમતમાં નાખી દે છે.

× × ×

આ ચડાઈ ઘણેખરે સ્થળે સો ફીટે પંદર ફીટ કરતા વધારે ઊભડક છે માર્ગ જોખમકારક નથી, પણ ચડાણ કપરું છે. પથરા જ પથરા આખે રસ્તે છે. દાત કચકચાવીને અમે ૨ાા માઈલ ચઢ્યા, ત્યા દૂધની દુકાન આવી દૂધ તે કેવું, સાવ ખડી જેવું મિત્રો બોળીને પાણી ઉપર લખાય એવું વળી ત્યાથી મે ફર્લાંગ ઉપર દૂધની બીજી દુકાન આવી. પૃથ્વીમાં દૂધ નામ ન મળ્યું, તે આ વિકટ પહાડ ઉપર ત્રણ સ્થળે શેકડકા મારીદી જેના દૂધ ભરપટે મળ્યા!

આકરી ચડાઈ ચડવાની ભાંજગડમા બીજું નિરીક્ષણ તો શું થઈ શકે? અમારે દસ હજાર ફીટ ઊંચા પહાડથી ટોચે પહોંચવાનું હતુ.

આ આખે માર્ગે ઝરણું કે નાળું નામે ય નથી ઝાડપાનમા પણ ખાસ કમ નથી પણ થોડી થોડી વારે ઊભા રહીને ચોતરફ નજર નાખીને ડુંગરમાળાઓ જોવાની મજા પડે છે.

રાયપુરથી ચારેક માઈલની વાટ અમે કાપી હશે ત્યા એકાએક માર્ગ ગીધો થઈ ગયો, જરા આગળ જતા જરાક ઉતરાણ પણ આવ્યુ! અહો! એવું તે હોય? માનવામા ન આવે એવી આ ઘટના હતી. ચડી ચડીને ચડતા ટેવાઈ ગયેલા પગને આ સહસા આવેલું ઉતરાણ જરા અડવું લાગ્યું! અમારા આ હરખને જોઈને જાણે ડુંગર હસી પડ્યો હોય એમ એના પડખા હરિયાળા અને ઝીણા ખડફૂલોથી પ્રફુલિત દેખાયા! પીળા, નીલ, સફેદ અને જાબુડિયા રંગના ફૂલોની ચાદરની બિછાયતવાળા એ ઢોળાવ જાણે ઝગી ઊઠ્યા ડાબી તરફ નજર કરી, તો આ માર્ગમા પડેલી જ ચાર ધોળા માથાવાળા પહાડો દેખાયા, એ પણ પોતાના શ્વેત બરફથી અમારા હરખને જાણે હસતા હતા!

પણ ત્યાંથી અમે ફુલાઈ જતા; તરત જ પાછું જે ચડાણ શરૂ થયું તેણે અમારો દમ કહાડી નાખ્યો! રાયપુર છોડયા પછી છ માઈલે અમે દુકંડા ચટ્ટીએ પહોંચ્યા. એની ઊંચાઈ ૯-૧૦ હજાર ફીટ જરૂર હશે. અહીં અમે રોકાવા ધાર્યું હતું; પણ રોકાનાય એવું આ સ્થાન હતું જ નહિ. ત્યાં દૂધ પીને આગળ ચાલ્યા; અહીંથી આસપાસના એનાથી નીચા તેમ જ દૂર આવેલા એનાથી ઘણા ઊંચા પહાડપર્વતોનો દેખાવ ભવ્ય ભાસતો હતો.

બુઢાકેદારથી આકાશમાં ધુમ્મસ રહે છે, તેથી બહુ દૂર સુધી નજર પહોંચતી નથી. નહિ તો જરૂર આથી પણ વધારે ભવ્ય દર્શન થાત.

પંવાલી ચટ્ટી હવે નજીક આવતી હતી. હજી ત્યાં દુકાનનો બધો સામાન પહોંચ્યો નહોતો. દૂધ માટે ભેંશો અમારી સાથે જ જતી હતી. તેના રખેવાળ પાસે બંદૂક હતી. બંદૂક રાખવાનું કારણ પૂછતાં એણે કહ્યું કે આ ડુંગરામાં વાઘનો ભય છે. દિવસે પણ એનો ભરોસો રખાય તેમ નથી.

દોઢ હજારીયા પાવાગઢમાં વાઘનો ભો હોય, ને સાડાત્રણ હજારીયા ગિરનારમાં સિંહ ડણકતા હોય, તો પછી આ દસ હજારીયા હિમાલયના ડુંગરામાં વાઘની ભીતિ હોવામાં આશ્ચર્ય શા માટે હોય?

પંવાલીના પહાડની ટોચે અમે પહોંચ્યા તો ખરા. અને પછી તરત જ આ બધા થાકનું સાટું વળી ગયું. પવન ખૂબ ટાઢો ને ફરફરાટ આવતો હતો. ચોતરફ ગિરિમાળાઓના દૃશ્યો આંખ તથા મનને ભરી મૂકતાં હતાં. ડુંગરાને માથે આછા આછા ઢોળાવવાળી ભૂલહરીઓ કુણા કુણા ઘાસ અને ચમકતા ફૂલના ઓછાડ ઓઢીને લહેરાતી હતી. આ ઘાસના ગલીચા કેવા સુંવાળા હતા! પણ મારે માટે તો આખી ધરતી ચામડે મઢેલી હતી.

આ મનોહર મેદાનોમાં થાકને વિસરી જઈને મેં તો હર્ષાવેશમાં દોટ મૂકી, ને દોડતો જ હું પવાલી પહોંચી ગયો. મેં ત્યાં થોભીને આસપાસ નજર કરી. ધુમ્મસ ગાઢ હતું, તો પણ મારી નજર અંતરીક્ષમાં ફરી રહી. હું દસ હજાર ફીટ ઊંચા પહાડ ઉપર ઊભેલા હોવાનો ગર્વ કરતો હતો, પણ મારી ચારે તરફ એનાથી યે દસ હજાર ફીટ વધારે ઊંચા પર્વતોની હારમાળાઓ મારા આશ્ચર્યને હસતી ઊભી હતી।

હિમાલય દાદો હવે રંગ બતાવતો હતો. યમુનોત્તરી માત્ર ૯૯૦૦ ફીટ ઊંચી છે, છતાં એણે હિમાલયની ભવ્યતાની ઝાંખી મને કરાવી હતી. ગંગોત્તરી દસ હજાર છે, પણ એની ગંભીર ખીણો અને એની ઉપરના હિમાચ્છાદિત પહાડો તથા દેવદારની વનશ્રીએ આ પર્વતરાજનો ચમત્કાર જેવો તેવો નહોતો બતાવ્યો. પરંતુ પવાલી ૧૧,૦૦૦ ફીટ છે, ને એને ફરતા પહાડો તેનાથી યે બમણા ઊંચા દેખાય છે, એના દર્શનની ભવ્યતા વિષે કશું પણ કહેવાપણું શું હોય?

માતુશ્રી માલાને માર્ગથી અહીં સલામ થઈ ગઈ. એની કલ્પનાની કરતાં મારે, આ યાત્રા દરમ્યાન લગભગ પહેલી વાર, મને થોડું માન ઊપજ્યું.

પણ ખરો હિમાલય હજી હવે આવે છે।

પવાલીની ચડાઈ વસમી છે. પણ અમને એ નડી નહીં. પરંતુ વરસાદ, કરા, વાવાઝોડાં અને ગાજવીજના સમયમાં આ માર્ગ ખરેખર ભયાનક બની જતો હશે. અહીં મધમાખી જેવી મોટી ઝેરી માખો થાય છે. એનાથી સાવધ રહેવાનું છે. આ પ્રદેશમાં શ્રાવણ ભાદરવામાં અનેક જાતનાં ફૂલ ખીલે છે, તેમાંનાં કેટલાંક એવાં ઝેરીલાં હોવાનું કહેવાય છે કે એ તરફથી હવા આવતી કોઈને લાગે તો તે બેહોશ જેવો થઈ જાય છે. અહીં બરફ પુષ્કળ હતો, પણ અમારા આવતા

સુધીમા એ બધા ઓગળી ગયો છે વરસાદ અને ઠરાનુ પગ અહીં ૧૮ જોર રહે છે પણ વરસાદ મહારાજની અમારા ઉપરની કૃપાદષ્ટિ હજી ચાલ છે ને એણે અમને સાન બચાવી લીધા છે

એવી રીત અમે પવાલીના નામચીન પહાડને પગ તળે નાડી નાખ્યો હતા

પહાડ ચડને ડ પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતા, પણ થાક ખાતા શોભતા હતો તા થોડી જ વારમા ઠડીની લહરી શરીરમા પ્રસરી જતી હતી તે વિશેષ જોર કરે તે પહેના પાછો હુ ચાલવા માડતા હતા, જેમ એક પછી એક ડુગર માથા વટાવતા ગયો તેમ હવા વધારે ઠડી થતી ગઈ અહીં પવાલીમા ખરે બપોરે પણ દમ કસીને ટહાડ ય છે વરસાદ દૂર દૂર ગરજે છે—જો કે અહીં ખાસો ઉઘાડ છે

હજી અહીં દુકાનમા પૂરતો સામાન આવ્યો નથી, દૂધ, ખાડ કે ચા મળતા નથી એટલે નવરા બેઠા મો વનખા મારે તા પણ એવુ કે નળે એવુ નથી મા ગીનો જુનમ ધુત્તુ જેટલો તો નહિ, પરંતુ વાચવાનખવાનું અશકત બનાવી મૂકે તેટલો તો અહીં પણ છે

પવાલીનો પહાડ ચડતા ત્રણ વખત મને મારા પ્રિય સખા એમ પખીનો પ્રણવલન ર સભળાયો, ને મારુ માથુ તથા મન ડોલી ઊઠ્યા એ પખી ઓમ્કાર જડતાથી, વગરસમજ્યે બોલે છે પણ એનુ રટણ તદ્દન નિર્બીજપણે હોય છે, અહેતુક છતા સાન નિષ્કપટ, દભરહિત હોય છે માનવી એટલી જ સરલ ભાવનાથી અને સજ્ઞાનપણે એવુ ઓમ્રટણ નિરંતર કરી શકે, તો એનુ ભવવિમોચન તો થઈ ચૂક્યુ જ સમજવુ ¹

આ તરફની બીજી વિચિત્રતા માગડાની છે ઉત્તરાખડમા પ્રવેશ કરતા જ કાગડાનુ રૂપ અને તેનુ "ગાન" પણ બદલાઈ જાય છે, એનું

ગએોડિયા ગળું અદશ્ય થઈ જાય છે; ને આખો કાગડો ચળકતો કાળો બની જાય છે. એનું કદ પણ ગોટું હોય છે. હૃષીકેશમાં જે કાગડા છે તે સામાન્ય Bombay Crow કહે છે તેવા નહિ પણ rooks છે. અને ઉત્તરાખંડમાં આગળ વધતાં આ પંખીનો કદ અત્યંત કર્કશ બની જાય છે, અને જેને અંગ્રેજીમાં raven કહે છે તે જાત જોવામાં આવે છે. એ "ક્રો, ક્રો," સિવાય બીજો અવાજ કાઢતો નથી. પશ્ચિમમાં મધ્યયુગમાં ગેલી પૈશાચિક વિદ્યાના સાધકોમાં આ જાતના કાગડાને આદરનું સ્થાન હતું.

---

# પ્રકરણ ૧૪

## નિસર્ગ-નાટકનો સીન ટ્રાન્સફર

**ત્રિયુગી નારાયણ, તા. ૨૪ મી ને વાર સોમ:** ગઈ સાંજે મેઘ ઘેરાયો ને ગાજ્યો. અમને મનમાં ફાળ પડી, કે ભોગ મળ્યા! ચક્રધર બ્રહ્મચારીની ચોપડીમાં જેનું સનસનીદાર વર્ણન કરેલું છે તેવું જો તોફાન થયું, તો અમારા બાર વાગી જવાના! પણ ગાજ્યો તો યે વરસ્યો નહિ, ને રાત કોરી ગઈ. અમે ચટ્ટીના દરવાનને પૂછ્યું હતું કે આવ્યા તે જ દિવસે સાંજના મગ્નુ ચટ્ટી જવાય કે કેમ, ચોકીદારે ડહાપણથી માથું હલાવીને કહ્યું કે "આ દેશમાં વરસાદનો ભરોસો નહિ અને વરસાદ હોય ત્યારે તો ન જ નીકળાય, નહિ તો એના પરિણામ માઠાં આવે. પરારની સાલ અહીં અગિયાર યાત્રીઓનો એક સંઘ આવ્યો હતો. એને આગળ નહિ ચાલવાની ચેતવણી મેં આપી, તો પણ તે એમણે માની નહિ, ને એ આગળ નીકળી પડ્યા. તે સાંજે કરાનું તોફાન થયું, રસ્તામાં એ અગિયારે જણ મરી ગયા. બીજે દિવસે અગિયાર લાશોને પાછી પરાણે લાવવી પડી."

કેવું ઉત્તેજનકારક!...અમને અમારા પોતાના પ્રયાણ પરત્વે નિર્ણય કરવામાં જરા યે વિલંબ ન લાગ્યો!

આજે સવારે ૭॥ વાગે અમારો મુકામ પવાલીથી છેવટે ઊપડ્યો. પહેલાં ઝાડીવાળો થોડો ચઢાઈ આવી, ને પછી ઝાડી અલોપ થઈ ગઈ. ડુંગરાની ખરી ચઢાઈ ત્યાંથી મંડાઈ. ચક્રધરની ચોપડીમાં જેની ભીષણતાનું બિહામણું આલેખન છે, તે આ પવાલીથી ત્રિજુગીનારાયણનું જ છે.

અમે એટલી બધી ઊંચાઈએ હતા કે ત્યાં પહાડો ઉપર ઝાડ તો શું પણ ઝાંખરું સરખું ય માઈલો સુધી નજરે પડતું નહોતું. ચડ ને ઊતર,

ચડ ને ઊતર ત્રણેક માઈલની ડીન્ડીમ વસમી નાર પછી ફૂનઠાવા હરિયાળા, ડુંગરપડખાની ભૂખરી વદરીઓ પાછી દેખાઈ ઝાડ ત્યાંથી ઊગતા, પણ આ ઊંચા ડુંગર ઉપર ઝીણાં ઝીણાં કુણાં કુણાં પાંદડાનાં લીલું લીલું ઘાસ પથરાઈ રહેલું છે, અને તેના ઉપર સ્થળે સ્થળે નીલ, શ્વેત, પીત અને જાંબુડિયા રંગના ઘાસફૂલોની મનોહર બિછાત કુદરત યોજે છે. આ દશ્ય જેવું સુંદર હતું, તેવું જ આસપાસ નજર પહોંચે ત્યાં સુધી શિખર ઉપર શિખરના અનંત ખડકનાનું દર્શન ભવ્ય હતું ધુમ્મસ ગાઢ હતું એટલે અમને એનો પૂરેપૂરો લાભ ન મળ્યો તો યે ધુમ્મસને લીધે જે અર્ધસ્પષ્ટ, સ્પષ્ટાસ્પષ્ટ દશ્યો પ્રાપ્ત થાય છે તેની પણ એક અનોખી ખૂબી રહે છે

વણ કલાકમાં ચાર માઈલની મજલ અમે કરી નચમાં એવી ડુંગરધારો આવતી હતી કે જેને બે પડખે ઊંડી ખીણો હતી ચીડના વન ડુંગરાની ટૂંકોથી અમુક હદે નીચે દેખાતા હતા તેની ઉપર કે ન મળે જો બપોરે આ માર્ગે નીકળવા હોઈએ, તો તાપમાં ઘાણીની રીતે માથા ફૂટે, તો યે આશ્ચર્ય નહિ! સાતઆઠ માઈલ સુધી કોઈ પણ પ્રકારનો છાંયો કે વિસામો આ પંથમાં નથી

આગળ જતા ચડઊતર પાછી જરા આકરી થાય છે મણ્ણ ચઢી (દ માઈલ) પહોંચતા પહેલાની ઊતરાઈ એવી તો સીધી, ને છુટા કાંકરા, પથરા, ગીકણી માટી, ઘાસ છ ને લીધે લપસણી છે, કે એક પણ યાત્રી એકાદ વાર પણ આ પંથમાં પડ્યો ન હોય એ માની શકાય તેવું નથી. વરસાદ પડ્યો હોય ત્યારે આ માર્ગને દુર્ગમ નહિ પણ અગમ જ માની લેવો વળી નાગ નાગ અતિ લપસણો ખરક પાર રવો પડ્યો તે જુદું મારે કબૂલ કરવું પડે કે એ ઊતરાઈમાં, આટ ના અનુભવ તથા સભાળ છતાં, હું એક વાર તણ ગુલાટ ખાઈ ગયો, ને એક વાર બન્ને ઉપર સરકો બનો! આ ઊતરાણમાં યાત્રાનું કોઈ બેની નથી

લપસનુ એટનુ સહેલુ છે, કે પ્રત્યેક પગનુ જીવનના જુગારના પાસા નાખના સમાન બની રહે છે વરસાદ જરા પણ ચિહ્ન હોય ત્યારે કોઈએ આ માર્ગ હરગિજ ન નીકળવુ

કેરટે આખા ખાડના સહિત અમે મગ્ગુ ચઢી પડ્યા આ ૧૨ માઈલમા ભેખની પરિખાળીમા થતા ઘાસફૂલ ઉપરાન્ત ૧૨ ગના ઘાસની ખૂબ ખીલેલી ઝાડીઓ ઘણી આવે છે એક દર ફૂલની આ રસ્તે બદ્રીનાથ કે ત્રણ ભાદરવામા આ આખો પથ ફૂલથી મઢાઈ જાય છે એમ કહેવાય છે

અમે કુડી ૧ધ ડુ ગરશિખાઓ વટાવી, બીજી અનેક ડુ ગરશિખાઓના ચોતરફ પ્રસરણ દેખ્યા આપણે હિમાલયની યાત્રાએ નીકળીએ, ત્યારે નિસર્ગના સૌદર્યની પ્રશસા કરવા અભિમુખ, બનકે ઉત્સુક હોઈએ છીએ જ એ પ્રબળ વૃત્તિને લીધે જ્યા ત્યા "સુદર" શબ્દનો ઉપયોગ અહીંનો પ્રવાસી કર્યા જ કરતો હોય છે પણ એ ઉપયોગ ઘણી વાર અસ્થાને હોય છે, એ મે જોયુ કોઈ સ્થળ ભવ્ય હોય છે, કોઈ ભયકર હોય છે, કોઈ પ્રભાયુક્ત હોય છે, ને કોઈ 'સુદર' હોય છે આ પથમા ફૂલઝાડના ડુ ગરપડખાં સુદર હતા, પણ પર્વતમાળાઓનો દેખાવ ભવ્ય જ હતો દૂર દૂર ગગોત્તરીના બરફના પહાડોની પછીત દેખાતી હતી બીજા પણ વૃક્ષોનો દેખાવ આકર્ષક હતો અમે સાચે જ હિમાલયમા હતા, એવુ લાગતુ હતુ

પહેલા ચાર માઈલની મજલ દરમ્યાન મે ઓમ્પખીઓની પ્રણય રમઝટ ખૂબ સાભળી જાણે રાયચૂરા અને મેરુભાની દુહાની રમઝટ ! એનાથી મને તો ઘણો આનદ થયો

મગ્ગુ ચટી પછી પાચ માઈલની ઊતરાઈ છે ઢાળ, ઢાળ, પગ પટકાય છે, ગતિ ઉપર સખત કાબૂ પ્રત્યેક ડગને રાખવો પડે છે, ને તને લીધે ઘૂટણિયા દુખી જાય છે દરેક પગલુ જોઈ વિચારીને ભરવુ પડે છે

રસ્તો એકંદર સારો છે, પણ પાવડા, કોશ અને ખડના ઢૂંઢા પહાણા ગબડતાની જરા પણ સાખતા નથી. પરંતુ અહીં વન લાગેલું છે, એટલે ધાર્યો ગઢ કે

નવ માઈલ પછી એક જ રહેઠાણ અમે દીઠો. ને અમે સમજી ગયા, કે જ્યાં જળ ત્યાં જીવન હોય. અને થોડી વારમાં ત્રિયુગી નારાયણના તીર્થમાં અમે પ્રવેશ કર્યો.

બદરી કેદારની યાત્રાનો ધોરી માર્ગ અહીં યમુના ગંગાની યાત્રાના માર્ગને જોડાઈ જાય છે. તીર્થ મોટું છે. યાત્રીઓ ઘણા છે. કેમ કે ગંગોત્તરીને યમુનોત્તરીને છેડનાર યાત્રી બહુ વિરલ હોય છે. પરંતુ બદરી-કેદારના રાજમાર્ગોમાં તો પુણ્યપિપાસુ પ્રવાસીઓની ભરમાર રહે છે.

અમે હવે ગંગોત્તરી-યમુનોત્તરી-ત્રિયુગીના વિકટ, દુર્ગમ પ્રવાસને છેડે પહોંચ્યા છીએ. હવેથી સરખી સડક મળશે, ખાવેપીવે કે રાતવાસે હેરાન થવું નહિ પડે, હાશ!

ત્રિજુગી નારાયણમાં શંકર-પાર્વતીના વિવાહ થયા હતા, અને એ લગ્નનો જે અગ્નિકુંડ હતો તેનો અગ્નિ ત્યારથી માંડીને હજી સુધી તે જ સ્થળે અખંડ પ્રજળે છે, એમ પંડાઓ યાત્રીને મનાવે છે. ત્રણ ત્રણ યુગથી એ હવન પ્રજ્વલિત છે, તેથી આ સ્થળ ત્રિયુગીનારાયણનું તીર્થ કહેવાય છે. અહીં કોઈ જળાશય નથી. ચાર નાનામોટા કુંડ છે. એક બ્રહ્મકુંડ, બીજો વિષ્ણુકુંડ, ત્રીજો રુદ્રકુંડ ને ચોથો સરસ્વતીકુંડ. પહેલા બેમાં સ્નાન કરાય છે, ત્રીજામાંથી ચરણામૃત લેવાય છે. ને ચોથામાં તર્પણ કરવામાં આવે છે. આ બધું ત્રિયુગી નારાયણના મંદિરની પડખે જ છે. એ મંદિરના ચોકમાં પેલો અખંડ કહેવાતો હવનકુંડ છે, ને ગર્ભમંદિરમાં દેવમૂર્તિઓ છે. રુદ્રકુંડ પાસે પથ્થરની

એ કપરા પૂર્વાર્ધની યાત્રાનો છેલ્લો ઝમકારો ધુત્તુ-પચાલી-ગઞ્ગુના પથમા દેખાય છે જાણે બધી કઠિનતાઓનો એ સાગર હોય તેવી રીતે યાત્રીને એ પથ પેટ ભરીને ટનકી લે છે. પણ ખુશમિજાજ અને તંદુરસ્ત યાત્રીનો એની ભવ્ય કરડાકીમા ખૂબ મજા પડે છે, એનું આહ્વાન એને ઉત્તેજિત કરે છે. એ સકારણ ગર્વ સાથે ત્રિયુગી પહોચે છે પંડાઓનો ત્રાસ, મંદિરના પૂજારીઓનો અતિ અવિનયી, જંગલી વર્તાવ, ઉભયની ઘૃણાજનક બેશરમ ભીખવૃત્તિ તથા લોભ–એ બધુ એને ગૌણ લાગે છે.

અને પછી જ્યારે એ ત્યાથી ઉપડીને કેદારને પથે પળે છે, ત્યારે... .....

હાલી કમલી ક્ષેત્રની ધર્મશાળામા અમે રાત જેમ તેમ ગુજારી કેમ કે માનવીની ભીડ ઉપરાંત માકણની વસ્તી પણ ત્યા સારી વરતાતી હતી. આ ધર્મશાળાનો ચોકીદાર ખરેખર ગુલાબી સ્વભાવનો સજ્જન હતો. એનામા ખુશમિજાજ અને વિસ્મયકારક સ્ફૂર્તિ હતા

અમે જાગતા–ઝોન ખાતા, છેવટે બે વાગે ઊઠ્યા, ને સામાન બાધી, ચા બનાવી-પીધી, ત્રણ વાગે અમારો કાફલો સડક ઉપર હતો, વદનો પડવા કે બીજનો ઝગઝગાટ ચન્દ્ર અમને કોમળતાથી માર્ગ બતાવતો હતો. પાછળ જોયુ, તો ચાદનીમા બરફછાયા શિખરોનુ દૃશ્ય ઝમક્યુ-વાહ!

ગામ છોડીને અમે વાટે પડ્યા થોડુંક ચાલ્યા, ત્યા માગ પગ અટકી પડ્યા.

મે પૂછ્યું "કેમ, ભાઈ, શુ થયુ? ચાલો ને!"

પગ કહે, "શુ ચાલે, કપાળ? અમે ક્યારના શોધીએ છીએ પડાણા પથરા, ગબડતા કાકરા, સૂક્કી તેમ જ ભીની પંતુ ઉભય

સ્થિતિમાં એક સરખી લપસણી માટી બીજું ડગલું મ નાના સ્થાન માટે ફાફા ભીંત ઉપર ચાનતી ધરોળીની રીતે પનાડોના પડખામાં પ્રયાણ અમને તો એ બધા ી ટેવ પણ આ તો ખાસી ગામ । નાજમાર્ગ જેવી ઙ પહોળી સાર સડ જ્યા અમે ભિતરીએ રના શી પણ મહેનત નગર અમો પ મળે છે કશું કષ્ટ પણ નથી આમાં ે ભૂલ છે તમે રસ્તો તો નથી ભૂલ્યા ?"

મે હસીને કહ્યું ' આ યાત્રા જીવનયાત્રા જેવી છે બધુ કષ્ટ ન હોય, તેમ બધી બાદશાહી પણ તેમા ન હોય હવે અહીંથી તમારી તપશ્ચર્યાનો અત આવે છે માટે દોરતો, ચાનો શ કાશીન થશો નહિ।"

ગ ગાતસુતાને પ થે સવારે ત્રણ વાગે નીકળવાની હિંમત ન્દી પણ થઈ શકે નહિ પણ અહીં એ સાવ સામાન્ય વરતુ જણાઈ ચડઊતર કરતી રમતી રમતી સડ ચાની જાય છે, એવી ખૂબીથી એની રચના થઈ છે, કે જરાક ઊંચુ ચ ાણ આવે, તો તરત થોડુ સીધાણુ આવ્યુ જ સમજો, આમ વળતી, તેમ ઘૂમતી એ રુમઝૂમ ચાલી જાય છે આખ મીંચીને બસ ચાલ્યા જાઓ નરસાદના પાણી એને ધોઈ ન નાખે તે માટે થોડે થોડે અતરે તેને પડખેની ખીણમાં નાખી દેવા માટે બાંધેલી પથ્થરની નાળીઓ સિવાય બીજો કોઈ અ તરાય તેના ઉપર છે જ નહિ અહીં હિંદ સરકારનું રાજ્ય છે ટિહરી દરબારન નહિ જ્યા જગ્ગલની વિપુલતા નથી ત્યાં સ્થળે સ્થળે જાહેર બાંધકામ ખાતાએ નળ મૂકેલા છે ફર્લાંગ અને માઈલ બાબતથી લખેલા છે સ્થળે સ્થળે યાત્રીઓ બેસી શકે તે માટે પહોળી પાળો બાંધેલી છે રસ્તાની મરામત કાયમ ચાલ્યા જ કરે છે યોગ્ય અતરે બાંધકામ ખાતાની કચેરીઓ છે માઈલે બે માઈલે ચટ્ટી, દુકાનો વગેરે મળ્યા જ કરે છે ગામોમાં ખાસા બજારો લાગી રહેલા છે ઘડી દડી, ઘોડા, ખચ્ચર જ જે જોઈએ તે મળી શકે છે ગ ગાજમનાના માર્ગમાં એ બધા નમમા નીવડે છે, કેમકે દરેક

આકરા પ્રયાણના સ્થળે યાત્રીએ નીચે ઊતરીને ચાલતા બે તરો સુધી પગે ચાલવું પડે છે। જ્યાં એને વાહનની ખાસ જરૂર હોય, ત્યાં જ એને ચાલવું પડે છે। અને એવા સ્થળો ત્યાં ઉપરાઉપરી આવ્યા જ કરે છે, પણ આ માર્ગમાં વાહનને ફરી ફરણાઈ નથી પડતી નાખ!

હિંદની બધી યાત્રાઓમાં બદરીકેદારની યાત્રા વિકટતમ લેખાય છે. આટઆટલી સવલતો છતાં, એનું નામ સાંભળીને માણસ ઘડીભર થથરી જાય છે, પહેલાંના લોકો એ યાત્રાએ જતે સ્વજનોને છેલ્લા રામરામ કરી લેતા હતા. હજી પણ એમ કહેવાય છે કે બદરીકેદારથી સહીસલામત પાછા આવ્યા, તો આવ્યા પરંતુ ગંગાયમુનાના પથની સરખામણીમાં, એનું પર્યટણ કરી ચૂકેલા માટે, ત્રિયુગીથી જે યાત્રા મંડાય છે તે બચ્ચોં માનોમ ખેલ માત્ર છે.

અનંત વૈવિધ્યની જનની પ્રકૃતિ અહીં નવો રંગ પકડે છે અહીં પણ પહાડો એવા જ પ્રચંડ છે, પરંતુ એ ભવ્ય સાથે સુંદર પણ છે, આખો માર્ગ સોહામણો છે, નદીનાળા અને ઝરણાં પાછા નિનાદ કરે છે પૂર્વાર્ધના છેલ્લા લુખ્ખા સૂકા પથ પછી થતું આ પરિવર્તન બહુ આહ્લાદક લાગે, એમાં શું આશ્ચર્ય?

ત્રિયુગીથી નીકળતા, ચણચાર વાગે પણ, અમને માર્ગમાં યાત્રીઓનો ભેટો થયો હતો ગંગાયમુનાના પથમાં માઇલો સુધી ને કોઈ કોઈ વાર આખી મજલો દરમ્યાન, એક પણ માનવીનું દર્શન ન થતું એ સામાન્ય ઘટના હતી અહીં સડક યાત્રીઓની ભીડથી નિરંતર ભરેલી રહે છે

પણ એટલે પરોઢિયે ટુમનો તો મધ જ હોય, અમે સડસડાટ કરતા ત્રણ માઈલ નીકળી ગયા, ત્યાં બે માર્ગ આવ્યા, એક કેદારનાથનો, ને બીજો બદરીનાથનો. ત્યાં સુનાવય પાટિયું મારેલું હતું આ

બહુ જ રમતિયાળ ઊતરાણ હતું. બીજા એકબે ફર્લાંગ, ને પૂલ આવ્યો. આ છે સોમદ્વારા. પણ રાતના ત્યાં શું હોય? ત્યાંથી ચડાઈ, કેદારની પ્રખ્યાત દસ માઈલની ચડાઈ.

ચડાઈનું નામ સાંભળતાં અમારા પગ ઢીલા પડી જતા, ને મનને મજબૂતીની નવી ગાંઠ મારવી પડતી હતી. પણ અહીં . .

ચડાણ હતું ઊભું, પણ પગને તકલીફ જ ન મળે. બે માઈલ ઝટ નીકળી ગયા, અમે સાડાપાંચ વાગે તો ગૌરીકુંડ પહોંચી ગયા, ને ધર્મશાળામાં પડાવ નાખ્યો. ઊના પાણીના કુંડમાં નાહ્યા. પાણી એટલું બધું ઊનું છે કે થાક તરત ઊતરી ગયો. ચા પીધી, સામાન ત્યાં જ મૂક્યો, ને અમે ૭-૨૦ વાગે ઊપડ્યા ઉપર.

ત્યાંથી કેદારનાથ બરાબર ૭ માઈલ છે. એ ચડાઈ આખી યાત્રામાં વિકટતમ લેખાય છે, સાત માઈલની ચડાઈ! જો અઠવાડિયા પહેલાં એનું નામ સાંભળ્યું હોત, તો અમારા હાંજા ગગડી જાત. શ્રી સદ્ગુરુનું સ્મરણ કરીને અમે એ માર્ગે પગને વાળ્યા.

ચક્રધર બ્રહ્મચારી આ માર્ગના સંબંધમાં લખે છે: "યહાં સે (સોમદ્વારા સે) આગે ૧૦ મીલ કી લગાતાર ચઢાઈ કેદારનાથજી તક ચલી ગઈ હૈ. યાત્રાકે શરૂમેં યહ સ્થાન પ્રાયઃ બર્ફસે ઢકે રહતે હૈં. કેદારનાથજી કો જાને કે લીયે બર્ફ કાટકર માર્ગ બનાયા જાતા હૈ. માર્ગ ચઢાઈ કા તો હૈ હી, કિન્તુ અધિક ઊઁચાઈ પર આ જાને કે કારણ ૧૦-૧૦ કદમ પર સાંસ ફૂલને લગતા હૈ. ભગવાન કી કૃપા, યાત્રી કા પૌરુષ ઔર ભક્તિ સહાયક હો કર નિર્વિઘ્નતા સે ઇસ ચઢાઈ કો તય કરા કર ભગવાન કેદારનાથજી કે દર્શન કરા દેતે હૈં .."

આટલી બધી વિકટતા આ દસ માઈલની ગણાયેલી છે. અમે ૭-૨૦ના નીકળેલા, માર્ગમાં નાસ્તા માટે અડધો કલાક રોકાયા અને બરફના મોટા રેડા પસાર કર્યાં છતાં, ૧૦-૪૦ વાગે કેદારનાથજીના

મંદિરમાં પહોંચી ગયા. ત્યાં સોનાને ભાવે પુરી ખાઇને બરાબર ૧૨ વાગે પાછા વળ્યા, ને બરાબર ૨-૨૦ વાગે હું ગૌરીકુંડની ધર્મશાળામાં પાછો પહોંચી ગયો! આમાનું અડધું યે ગ ગજમનાગા બની શકે ખરું? એક દિવસમાં ૧૯ માઈલ, ને તે પણ કેદારની સાત માઈલની ભયાનક ગણાતી ચડાઈ ઉતરાઈ સહિત! અસ્તુ.

સડક એવી સરસ રીતે બનાવેલી છે, કે થોડે થોડે અંતરે થોડા ગજ સપાટ મીધાણ આવતું રહે છે. પહેલા કલાકમાં અમે ૨।। માઈલ ચડી ગયા! પાછલા દિવસોમાં અમારી ગતિ સરેરાશ સાડ કલાકના બે માઈલની થતી, અને કરડી ચડાઈમાં એક માઈલ થઈ જતી. પણ કેદારની ચડાઈના પહેલા ૨।। માઈલ અમે એક કલાકમાં કરી નાખ્યા હતા! આ ટુકડાનું પુનઃ એક અભિનંદન કરી લઈએ.

ત્રિજુગીથી નીકળ્યા પછી અમે ત્રણ નદીઓના સંગમવાળું સોમ દ્વારા પસાર કર્યું, તે પછી એક માઈલ ઉપર એક વિચિત્ર મૂર્તિનું મંદિર આવે છે એને કહે છે મુંડકટે ગણેશજી. એના સંબંધમાં ગણેશને લગતી કથા સુપ્રચલિત છે. શિવજી તપ કરવા ગયા હતા, દરમ્યાન પાર્વતીજીએ પોતાની નાયાના પ્રસ્વેદમાંથી એક પુત્ર ઘડ્યો હતો, એક દિવસ પોતે અંદર સ્નાન કરવા જતે પુત્રને આજ્ઞા કરી કે હું નહાઈ રહું ત્યાં સુધી કોઈને અંદર આવવા દઈશ નહિ. પરંતુ બનસાબળ, તે શિવજી વનમાંથી અણધાર્યા પાછા ફર્યા, પણ દ્વાર આગળ એને કોઈ અજાણ્યા બાળકે રોક્યા. એમની વચ્ચે બોલાચાલી થઈ, ને તેમાંથી હાથોહાથ આવી જતાં યુદ્ધ થયું. પરિણામે, શિવજીએ ગણેશનું માથું કાપી નાખ્યું.

આ કથાના અનુસંધાનમાં અહીં માથા વગરના ગણેશજી બેસાડ્યા છે! ત્યાંથી પછી ગે માઈલે ગૌરીકુંડ અને તેનું ગામ છે. ઓહો! શું યાત્રીઓની ત્યાં ભીડ રહે છે! ઉત્તરાખંડની બધી યાત્રાઓના પ્રવાસીઓ કેદાર જતા આ રસ્તે અહીં આવે છે.

એમાંને મોટા તડે નહાઈને પડી જતા ચામડી ટેરાય એટલે કુંડમાં ઊતરવાથી થાક તરત ઊતરી જાય છે નાહીને સુધી ત્યાં નહાતા માણસ ધરાય નહિ, એવી મજા પડે છે

એ ગૌરીકુંડથી કેદાર જતા ચાર માઈલે રામવાડા ગામ છે આખે રસ્તે ઉપરાછાપરી હિમના ઢગલા લાગેલા જ રહે છે બીજું તો અમે ખૂબ અનુભવી ચા અને નાસ્તો જોઈએ તેટલા મળતા રહે છે અમારે માટે એ કેવો ફેરફાર?

પહાડો બહુ ઊંચા છે. આરસપહાણ શિખરની ઊંચાઈએ સૂર્યના દર્શન પાંચ વાગે થતા હોવાનો અમારો અનુભવ છે પણ અહીં અમારી પાછળના ડુંગર એથીયે એટલા ઊંચા હતા, કે છેક ૮ા વાગે અમને સૂરજ દેખાયો હતો પણ વનરાજિ ત્યાં ગાઢ અને સુંદર હોવાથી એ ડુંગરની રળિયામણી હમેશાં રહે છે આ સાત માઈલમાં મેં અતીવ સુંદર ધોધ અને ઝરણાં દીઠાં નાના તથા મોટા પહાડ–પડખામાંથી દૂધ જેવા ધોળા એ ધોધની ભીંતો કે મનોહર વાંકાચૂંકા રંગાએલા, ફીણના ગોટા, વાછટ અને પવનનો ખળખળાટ ચિત્તને પકડી લેતા હતા.

સડસડાટ કર્ણનગરી ઠારને પાછળ મૂકતા અમે આગળ ચાલ્યા દુષ્યંતના રથની ગતિનું વર્ણન અહીં સાંભર્યું! આજના સમયમાં પણ મેં ત્યાં પ્રાન્તપ્રાન્તના યાત્રીઓ દીઠા બંગાળી, પંજાબી પૂરબિયા, પશ્ચિમિયા, અવધી, દક્ષિણી, મદ્રાસી, ગુજરાતી—ને એક યુરોપિયન પણ!

માથે ફાળિયું અંગે કેડિયું નીચે ચોરણો અને કેડે બાંધેલા એક યાત્રીને મેં બોલતા સાંભળ્યા! "એના સાથે રાગ્યે જાવું છે." વળી આગળ જતા કાને પડયું "તું તારે જાને, એ તો થયા કરે" મેં સુઘડ, સુંવાળી, સરસ રંગી દેખાતી આધેડ વયની બાઈઓ ગુજરાતીમાં વાતો કરતી સંભળાઈ એમ કેટલાય ગુજરાતી નરનારી દીઠા

ને પેલો યુરોપિયન અહીંથી આવેલો થીયોસોફિસ્ટ યાત્રી હતો શ્રદ્ધાથી યાત્રા કરતો હતો એનું નામ ! ભાઈ બીગા ગેરસનાર ! અહીં સાંભળીને નામ રજે હો ! એનું નામ છે THEOLILLIE-FELT સ્વીડનનો એ રહીશ છે, ને સનાતન ધર્મની એને લેહ લાગી છે

ગમનાડા પછી બરફના રેડા આવ્યા એ ખાસા મોટા હતા પણ પૂર્વયાત્રામાં જે અતિ જોખમી, લપસણા રેડામાં અમે ઉપર ઝરીમાં લઈને ચાલતા હતા તેની આગળ આનો શો હિસાબ ? અહીં તો માનવીઓએ એમાં પગથિયાં પાડેલાં હતાં ! યાત્રીઓના સતત પ્રયાણને લીધે સારી પગથી તેમાં પડી ગઈ હતી, વળી તેના ઉપર માટીનું પડ વળી ગયું હતું એટલે મારે મન તો એમાં કશું ય અસાધારણ નહોતું

છેલ્લો દોઢ માઈલ બાકી રહેતાં ઊંચાઈને લીધે ત્યાં ઝાડ ઊગતાં નથી પણ ઝાંખરાં હોય છે જરા આગળ જતાં તે પણ નથી દેખાતાં, પણ પથ્થરની ઉપર પડતી નવી ઘાસફૂલવાળી ઝીણી હરિયાળી ભોંય ઉપર ઊગે છે

સામે, કેદારનાથજીના મંદિરની પાછળ માનમી ગરફવાળાં શિખરોનું ભવ્ય ઝમખું ઊભું છે કેદારનાથનું મંદિર તેની આડે સુંદર સુઘડ શોભે છે જાણે સ્વાકાર રોપિ કે દોરેલું ચિત્ર, સુરેખ ને મનોહર !

મંદિરમાં જઈને ગંગોત્તરીનું જળ અમે શિવને ચડાવ્યું પછી બહાર આવીને નાસ્તો કર્યો ત્યાં વાદળ ઘેરાવા લાગ્યાં, ને અમે ભડક્યા જો વરસાદ પડ્યો તો અમારા ભોગ લાગે એમ હતું કેમ કે સાત પહેરેલે કપડે અમે આવ્યા હતા એટલે બાર ને ટકોરે અમે પાછા વળ્યા

કેદારેશ્વરના મંદિરની પાછળ જે પ્રચંડ પહાડ ઊભો છે તે ૨૦ ૦૦૦ ફીટથી પણ ઊંચો, ને બરફથી છવાયેલો છે એ જ કેદારનાથનો પહાડ છે કે જે શિખરને પહોંચવાના વારંવાર ગ્રામામાં આવેલા પ્રયત્નો નિષ્ફળ

જતા હતા, અને છેવટે માત્ર ગઈ સાતે જ સ્વીસ પહાડીઓની ટોળી એને છૂની શકી હતી ચાર જણની એ ટોળીમા એક સ્ત્રી હતી આ છૂટ એમને લગભગ મોઘી થઈ પડી હતી, કેમ કે એક નાગ મડળીના બે માણુસો લપસી પડ્યા હતા, જેમાનો એક ગોરો હતો તને ખાસ ઈજા થઈ નહિ, પણ નેપાળી ભોમિયાની સ્થિતિ ગભીર થઈ પડી હતી એને બચારીને ખીણુમાથી બહાર કઢાડતા બે દિવસ લાગ્યા હતા એ માણુસને લાગ્યુ કે મને પડનો મુકામે મડળી ચાલી જશે, એટલે એણે નીચે જખમી હાલતમા પડ્યા પડ્યા આપઘાતનો પ્રયત્ન પણ કર્યો હતો। સામાન્ય રીતે આપણા લોકો યાત્રામા કોઈ સાથી બહુ બિમાર પડવાથી અથવા અન્ય કારણથી આગળ ચાલવા અશક્ત બની જાય છે તો, તેને ત્યા પડતો મૂકીને જ ચાલ્યા જાય છે। આવી ઘાતકી બેપર્વાઈ કરનારને પણ પોતાના પુણ્ય તો જોઈના જ હોય છે।

અહીં મદિરો, કુડો ઈની ભરમાર છે મુખ્ય મદિરમા લિંગ કે મૂર્તિ નથી પણ એક ત્રિકોણાકારનો ખરબચડો નાનો પહાણો છે ભીમે એની સ્થાપના કરેલી કહેવાય છે મહાદેવજીના મહિષરૂપનો એ પૃષ્ઠ ભાગ સમજવાનો છે, જે "પચકેદાર" કહેવાય છ, તનુ આ પશ્ચાદ્ અગ છ, એ મહિષનુ મધ્ય અંગ મધ્યમકેશ્વરમા, એની બાધ તુગનાથમા, મુખ રુદ્રનાથમા અને કલ્પેશ્વરમા એની જટા છે ને એનું શિર નેપાળમા પશુપતિનાથમા છ એવી રીતે એ રૂપ લપેનુ છે ૧૨,૦૦૦ ફીટની તુંગનાથની ઊંચાઈ જોતા, ત્યા બાધ કલ્પી છે તે યોગ્ય જ છે। નકશામા આ સ્થળો નોધતા, એને સાધતી રેખાનનીનો આકાર ભેંસના પાડા જેવો દોરાઈ શકે છે ખરો।

એ જ મદિરમા ઉષા અનિરુદ્ધ, પાડવો, શ્રીકૃષ્ણ, શિવ-પાર્વતી, લક્ષ્મી ઈની પણ મૂર્તિઓ જ્યા ત્યા ગોઠવેની છે આગળ કુડો છે. ભૈરવનાથનુ પણ એક મદિર છે કુડાના નામ, અમૃત કુડ, ઈશાન કુડ,

બસ કુ અને રેતસ કુ છે આ સ્થાની ઊંચાઈ છે ૧૧ ૩૧૦ ફીટ. એની મીની લીટીએ માન પચીમે માઈલને કદેવ ગગોત્તરી ચારે ધામ માન પચીમ પચીસ માઈલનો અતરે છે અહીં એવી આખ્યાયિકા ચાન છે કે પ્રાચીન સમયમા એ ચારે ધામના એક પૂજારી ના અને તે સવારે નીકળી પડી ચારે ધામની પૂજા કરીને રોજ જતો । અમતા હતો, પણ એક દિવસ એના કમનસીબે નિગતમા એનુ કૈ રખના થયુ, ને ભગવાન કોપ્યા ભગવાને એવો વજ્રપાત કર્યો કે એ ધામો વચ્ચેનો માર્ગ તૂટી પડયા, ને પૂજા નદેચાઈ ગઈ અને તેને લીધે ૧૦૦ ને બદલે આ ધામોની યાત્રા ૬૦૦ માઈલની થઈ છે.

અહીં કાલી કમળીવાળાનુ મોટુ સ્થાન અને દફેરી છે વગી પડાઓના મકાનોમા પણ યાત્રીને પૂરતી સગવડ મળી રહે છે ડાક છે, દવાખાનુ છે, દુકાનો છે

નાસ્તો ઇ આવ્યો, ઓ આ યો . કરતા અમે પાછા ઉપડયા, એકે શ્વાસે સાત માઈલની ઊતરાઈ સવાઓ કલાકમા મે કરી નાખી. આ આખી યાત્રામા લાખી ટાગવાળો અને ચાર માઈલની દોડની શરતોનો અભ્યાસી બાનન નગીમની જેમ માગથી બે ડગના આગળ ને આગળ રહેતો હતો, પણ અહીં એ ગુલાટ ખાઈ ગયો! એ અને સ્વામીજી પાછળ રહી ગયા માગથી બાનન વીસ મિનીટ, ને સ્વામી મહારાજ બે કલાક મોડા ઉતારે આવ્યા મે તો આવીને તરત પાછો ગરમ કુડનો લાભ લીધો, ને તાજો થઈ ગયો

વરસાદ આવ્યો ખરો પણ અત્યાર સુધી બનતુ આવ્યુ છે તેમ, અમે મચી ગયા

આ ધર્મશાળાના ચોકીદારો ગાંધીજીની ચિતારાખ સાથે તેમના પુત્રો તથા એમ્મો સાથીઓ તા ઇકી જૂને અહીં આવવાના હોવાથી વરદી મળી ગઈ છે. આ મહા પ્રવાસનો એટલો ફાયદો તો જરૂર થશે

કે તેને કારણે માર્ગો ઠેઠ સુધરશે, ને હવે પછી આવનાર યાત્રાળુઓનું કષ્ટ ગંગોત્તરી-યમુનોત્તરી માર્ગમાં જરા હળવું થશે. ત્યારે ગઢિને પણ ગંગનાણીના પુલની મરામત માટે ટિહરી દરબારના માણસો ગયા, તે પણ આ સઘળા પ્રવાસને કારણે જ હોવું જોઈએ. નહિ તો, પણ જગતની એક મિયાસનની વાત છે તેવું જ બને. એક ગામમાં એક ઘરમાં આગ લાગી. ઘરમાલિકે બંબાખાતાને તરત તેની ખબર આપી. બંબાખાતાએ એકદમ તાકીદે નામ લીધું, ઠેઠરે ગયો સૂચવેલ સ્થળે પહોંચ્યો, ત્યારે ત્યાં નવું મકાન ઊભું હતું, એનો માલિક મરી ગયો હતો, ને દીકરો મોટો થઈને મચરવાળ થઈ ગયો હતો! તેમ છતાં યે, બંબો ત્યાં પહોંચ્યો હતો તેટલું ઓછું હતું?

એક રાતના ગૌરીકુંડ ધર્મશાળામાં અમે સાંભળી. નજીકની એક ઝાંપરીમાં ચારેક દિવસ ઉપર એક યાત્રી આવ્યો હતો. એને તાવ ચડ્યો. ત્રણ દિવસ તાવ રહ્યો, ને ચોથે દિવસે એટલે તા. ૨૫મીએ એ મરી ગયો. ત્યાંના "જમાદારે" (મેતરે) તરત જાહેર કર્યું કે એ યાત્રી પાસે એક નવી રજાઈ સિવાય કશો જ સામાન નહોતો, તેમ પૈસા નહોતા! સારી જાતની નવી નક્કોર રજાઈના માલિક યાત્રી પાસે કશું જ નહોતું! એ જે હોય તે, ઠેઠરે બે જણે એને ટાંગાટોળી કરીને નદીમાં સરકી દીધો. ખેલ ખતમ! એનું નામ, ઠામ, પત્તો, કે જ નહોતું, એમ જમાદારે જાહેર કર્યું! અમે કેદાર જઈ આવ્યા તે અરસામાં આ બનાવ બની ગયો. કોઈનો લાગ ફાવ્યો..

# પ્રકરણ ૧૫

## કેદારથી તુંગ

**બણિયાકુંડ, તા. ૨૭મી મે વાર ગુરુ:** ગૌરીકુંડથી આ મહાયાત્રાના નાટકના ચોથા અંકનો પડદો ઊપડે છે. ત્રણ ધામોના ત્રણ વિકટ પર્વો ઉપરના ડ્રોપ પડી ચૂક્યા છે. તેવે વખતે જરાક થોભીને થોડું સરખું મનન ચિંતન કરી લઉં. આ પ્રવાસના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ વચ્ચે એટલો બધો તફાવત છે, કે જાણે આ સાવ જુદી યાત્રા જ હોય એવું મને તો ભાસે છે. અહીંથી અનુભવોના પ્રકારમાં પણ ફેર પડશે એવા ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. તેથી અત્યાર સુધીના અનુભવ વિષે વચમાં પડીને વિચાર કરવો સમયાનુકૂલ થઈ પડશે.

કેદારેશ્વરનું મંદિર અને તેની પાછળના બરફના લગભગ ચોરસ પહાડની ભીંતનું દૃશ્ય ચિત્ત ઉપર સજ્જડ ચોંટી ગયું છે. ચિત્રકાર નિકોલસ રોરિકની એકાદ અંતઃપ્રેરિત ઉત્તમ રચનાકૃતિ જેવો એનો સુરેખ, ભવ્ય દેખાવ કદી યે ભુલાય તેવો નથી. જે પહાડ ઉપર મંદિર છે, તે નાગો છે. પડખે ધોધ જેવી નદી વહે છે, તે પણ વૃક્ષો વગરની છે, ને પાછળ બરફના નાગા પહાડ છે. સત્ય નગ્ન છે, સત્ય ભવ્ય છે, સત્ય સુંદર છે, સત્ય જ ભવ્ય અને સુંદર છે, બીજું કશું નહિ અને શ્રદ્ધા સત્ય છે.

આ યાત્રાને આત્મોન્નતિનું સાધન માનનારને અત્યાર સુધીના અનુભવ ઉપરથી શું શીખવા મળ્યું હોય? એ બાબતનું કેટલુંક ટાંચણ પાછળ કર્યું પણ છે. પરંતુ આ આખા હાથે કરીને વહોરી લીધેલા કષ્ટ-સમુદાયનો સારગર્ભ એ જ હોવાથી, તેનું પિષ્ટપેષણ થઈ જવાનો ભય રાખવો એ મૂર્ખતા છે.

માણસ પોતાને આવેલી માંદગીઓ તથા થયેલી ઇજાઓની રામાયણ ગાતા થાકતો નથી પણ એ જે હજારો વાર ઊગરી ગયો, તેનું નામ પણ લેતો નથી. ત્રણ ધામની મુસાફરીમાં એવાં અનેક સ્થળો આવ્યાં કે જ્યાં પ્રત્યેક પગલું ભરવું એટલે જીવ સાટેની રમત રમવા જેવું હતું. એ હજારો પગલાં જેણે સહીસલામત પાર કરાવ્યાં, એ ગુરુકૃપાને કોણ યાદ કરે છે? લાખ વાર બચાવી લીધાનો હિસાબ કોણ ગણે છે? અને જે પાંચપચીસવાર જરા વાગ્યું કર્યું હોય, તેના દાસ્તાન વિસ્તારીને કરતાં આળસ કોને આવે છે? આ યાત્રા જો યાત્રીના ચિત્ત ઉપર આ દૃષ્ટિકોણ દૃઢપણે ન ઠસાવે, તો બધી મહેનત નિરર્થક સમજવી.

બીજું, આ પ્રવાસમાં ચાલતી વખતે સાથીઓથી યાત્રીએ બહુ આગળ પણ ન દોડવું, બહુ પાછળ પણ ન રહેવું, તેમ એને બહુ વળગી વળગીને પણ ન ચાલવું, પણ જરૂર પડે સાદ સાંભળી તેમ જ સંભળાવી શકાય તેટલે અંતરે ચાલવું, તથા વખતોવખત પ્રેમથી એકબીજાની ભાળ કાઢતા રહેવી. એ જ ઉત્તમોત્તમ પ્રવાસપદ્ધતિ છે. દિવસના પ્રવાસને અંતે એટલા જ પ્રેમથી પોતાના અનુભવોને વિચારવા, ને આવતી કાલનો કાર્યક્રમ હળીમળીને સર્વસંમતિથી નક્કી કરવો. આવી રીતનું જીવન વીતાવવાની કળા આ પ્રવાસમાં શીખી લેવાની ઉત્તમ તક યાત્રીને પ્રાપ્ત થાય છે

સાથીઓમાં કોઈનો સ્વભાવ કેવો હોય; ને કોઇનો કેવો હોય; કોઈને કેવી ટેવ હોય, ને કોઈને કેવી, આપણે આપણા સાથી માટે કેવા યે અભિપ્રાયો બાંધતા હોઈએ, ને અન્ય આપણા વિષે કોણ જાણે કેવું યે ધારતા હોય! કવિ બર્ન્સ કહે છે તેમ, અન્ય આપણને જેવી રીતે દેખે છે, એવી રીતે આપણને પોતાને દેખવાની કળા કોઈ મહાશક્તિ આપણને આપે, તો કેવું સારું! આ વિદ્યા આ મહાયાત્રાની મહાશીખ બનવી જોઈએ

પણ ખોવાઈ જવાના સમય વારંવાર ઉપસ્થિત થતા રહે છે. યાત્રી પોતાની અન્ય વસ્તુઓ ખોવાય નહિ તેની ખૂબ કાળજી રાખે છે, તેથી પણ વધારે સાવધ એણે નિરંતર મનને પણ નહિ ખોવા માટે રાખતા શીખી લેવાનું છે. કેમ કે મન ખોવો સહેલ છે, પણ સાચવવો મુશ્કેલ છે! આ તાલીમ અણમોલી છે, ને જીવનભર એના સુંદર ફળ માનવીને ન્યાલ કરતા જ રહે છે.

ઉત્તરાખંડના વનવગડા, ગિરિશૃંગો, નદીઝરણાં, ફૂલવૈવિધ્ય, શીતળતા, બરફદર્શનો, મનોહર કુદરતની સુંદરતાની ઝાંખી આપણે કરતા રહ્યા. એથી પ્રશંસા પણ કરી જાણી. એની કદર ખૂબ એને સલામ વારંવાર ભરી કે વાહ માયા, શી તારી અનંત બલિહારી છે! એ બલિહારી ઉપર આપણે વારી પણ ચૂક્યા.

એ બધી ગ્રાહ્ય સુંદરતાની કદર તો કરવી જ જોઈએ. કોઈ જાદૂગર નજરબંદીના ઉત્તમ પ્રયોગો કરી બતાવે, કોઈ કુશળ બહુરૂપી રૂપપલટાથી ચિત્તને હેરત પમાડે, ત્યારે તેની કલાની ખૂબીની જે કદર ન કરે, તે જડ, પાછો અગર મૂર્ખ હોય. પરંતુ એ કરામતની તેની સર્જનામાં રહેલી ધરે એ જાદૂમાં મુગ્ધ થઈ જાય, તેને સત્ય માનીને તેમાં લપેટાઈ જાય, એના જેવો મૂર્ખ બીજો કોણ હોઈ શકે? ત્રિગુણાત્મિકા માયા મોટી જાદૂગરણી છે. એના ચમત્કારોનો પાર નથી. એ ઇંદ્રજાળના કૌશલ્યની મનભર કદર કરવાની યે માનવીની ગુંજાયશ ક્યાં છે? એ બધી પરમાત્માની માયા છે. એમાં શું કહેવાપણું હોય? એને કોણ ન વખાણે?

પરંતુ વખાણવા અને પ્રશંસા કરવા સાથે, તેના સત્ય સ્વરૂપને વીસરવું યોગ્ય નથી. સુંદરતા, પ્રકૃતિની મનોહરતા, તેના ઉપયોગ પૂરતી જ સાર્થક છે. તેની ભવ્યતા અને નિર્મળતા, માનવજીવનની મહત્તાઓને તેના યથાર્થ રૂપમાં રજૂ કરી આપે છે; મનને શાંત કરે છે, ચિત્તને

અન્તર્મુખ વૃત્તિ પ્રતિ પ્રેરે છે આત્મચિંતનને એ અવકાશ આપે છે. સ્વરૂપદર્શન માટે એ માર્ગ મોકળો કરી દઈને તેને અનુકૂળ વાતાવરણ સર્જી આપે છે, અને તે કારણે, તેટના પૂરતી, નિસર્ગની સુન્દરતા માણીને પથ્ય છે, પ્રિય છે વ્યક્તિની કે પ્રકૃતિની જે સુન્દરતા મોહ પમાડે, લુબ્ધ કરે, તે બ્રામક છે, ખોટી છે, ભયાનક છે ત્યાજ્ય છે. સૌન્દર્ય તો આત્મસિદ્ધિનુ સાધન છે, વાહન છે, માર્ગ છે સતમની મઝીનને બન્ન ત્યા પહોચવાના વાહન, સાધન કે માર્ગને જ સનમ લખીને તેને ગળે વળગી પડે, તેના આશકની બુદ્ધિનુ વર્ણન કયા શબ્દોમા કરવુ ઘટે ? જો કે સનમને દ્વારે પહોચવાના ઉત્તમ સાધન તરીકે એ વાહન, સાધન કે માર્ગની જેટલી કદર કરવામા આવે તેટલી સમુચિત, બલ્કે આવશ્યક પણ ગણી શકાય એ જ દષ્ટિ આ ભવ્ય માયાદર્શનને પણ લાગુ પડે છે ઉત્તરાખડની પુણ્યભૂમિના પર્યટનમાથી આ તત્ત્વની જેણે તારવણી ન કરી હોય તેણે હીરાભાઈની રીતે ઘોઘે જઈ આવીને ડેને હાથ દઈ આવ્યા જેવુ જ પરાક્રમ કર્યું ન ગણાય ?

અને એ દષ્ટિએ, કુદરતની આ વર્ણનાતીત કારીગરીનો લાભ યાત્રી જેટનો લૂટાય તેટનો લૂટે, લૂટતો એ ભૂલે, એને કોઈ રોકે વારે તેમ નથી

આવુ આવુ કેટલુ ય આ પ્રયાણની મહાકથાના પહેના ત્રણ અધ્યાયો માથી સાધક પ્રવાસી લઈ શકે છે

× × ×

વળી પાછુ ગોમુખના હિમપર્વતોની પછીતે ઊભેલા કેદારખડના એ રજતશૃગો ની આડે ઊભેલા મહિન્દ્ર મનોહર્શન મારા ચિત્તમા સ્ફુરે છે એ શૃગો ઉપર વાદળો કેવી રમત કરે છે ! ઘડીમા એને મુગટ ચડાવે છે, ઘડીમા એના વિપુલ ધુમ્રકેશની જટાઓ બાધે છે, ઘડીમા ફૂલસેરોની એમા વેણીઓ ગૂથે છે, ઘડીમા એને ફરતી પ્રભા રચે છે દાનાના

ખોળામા રમતા બાળકો એની મૂછો તાણ, એના શ્વેત પળિયા સાથે રમત કરે, ને અનેક ધેનઠાઓ ન્હાડે, પણ ગભીર સૌમ્ય હસમુખો દાદો તો વાત્સલ્યથી તેની બન્દાસ્ત કરે છે, એવી જ અદાથી આ હિમગિરિ વાન્બાની લીનાને અવિચળ ભાવે સાખે છે દાદાને નમસ્કાર!

પાછ્ળ બદરીકેદારની યાત્રાની સફળતા સબધે આપણે કેટલુક કથન કર્યુ છે પરતુ તે સાપેક્ષ છે, એ ભૂલવાનુ નથી બદરીકેદારની યાત્રામાથી ભાગ્યે જ કોઈ યાત્રી પૂર્ણપણે હેમખેમ પાછો આવે છે એના નામથી હજી પણ લોકોના મોતિયા મરી જાય છે આટઆટના સાધન-સગડો છતા દુનિયાની બધી પ્રતિષ્ઠિત ધર્મલક્ષી યાત્રાઓમા આ યાત્રા કઠિનતમ લેખાય છે અને તે સાર સાચુ છે

પરતુ અમે તેનાથી અનેકગણી વધારે કઠણ યમુના ગગાના મૂળની યાત્રા પૂરી કરી તે પછી તરત જ નિયગીથી કેદાર સુધીના અતીવ સુદર, મોહામણા, સરળ માર્ગવાળો ટુકડો અમને મળ્યો, તેથી તે સવિશેષ સહેલો લાગ્યો પરાની–મુગુનો અહીં કેટલો અચાનક અને આત્યતિક વિરોધાભાસ છે!

આગળ જતા આ છેટના યાત્રાખડમા પણ કરડા ચઢાણ–ઊતરાણ આવે છે, દૃશ્યો પણ અગાઉના દૃશ્યોના જેવા જ હોય છે, આ ઉત્તમ સડકમા પણ ક્યાક ક્યાક ખરબચડાપણુ અનુભવાય છે અને માયાપોચા માણસનુ એ કામ નથી એવી પ્રતીતિ થાય છે એટલે અન્યત્ર જે લખ્યુ હોય તે ઉપરથી જો કોઈ એના વિશે હળવાપણાના ખ્યાલ બાધી બેસે, તો એમા એની ગભીર ભૂલ થાય માત્ર એટલુ ધ્યાનમા રાખે, કે હવે પછી કઠિનાઈઓના કથન આવે, ત્યારે યમુનાગગાવાળા પર્વતી મુશ્કેલીઓ તેના કરતા વધારે વસમી હોય છ એમ સમજી લેવાનુ

ઠીક ત્યારે, અમે તા ૨૫ની રાત ગૌરીકુડ ચટીમા વીતાવી સારી રીતે વીતાવી થાક અને ઉષ્ણસ્નાન પછી ઊંઘ સારી આવી એટલી

ગયી, કેતા ૨૨ની સવારે આગને ગને છે. ૭ વાગે અમે મના પડી શક્યા આગળ દિવસે પરોઢના અંધારામા જે સ્થળો નિ. દેખાયા હતા, તને આ પ્રભાતે મેળા જેવી ધમાલથી બારેના અમે જ. બધુ માર્ગ સોમદ્રાગના નિવેણીસગમ ઉપરના પુનની મન્ત પાન આસતાન જના સમોની હાનામાન થઈ ગઈ હતી દુનાનદારો ચા, દૂધ, આનુપુરી, મીઠાઈ બટયા, ચણા વ ની વસ્તુઓને પહોચા નગરમા ઠઈ પરતુ હતુ યાત્રીઓ અધીના થતા હતા અમે પણ ત્યા નગરમા પડીને થોડુ મોજ્ભણી કરી લીધુ.

ત્યાથી રા મ ર્ગ ઉપર ગમપુર ચટ્ટી આવી. ઉપની કેદારની હડીમા જેને ગત સીતારની હોય પણ પૂરતુ પાથરણુ જેની પાસે ન હોય તેને અહી નાની કમલીવાળી મસ્થા તરફથી ભાડે ગમળા મળે છે, જે પાછા વળને પરત કરવાના હોય છે.

આ માર્ગ માર્ગમાં માર્ગે ચટ્ટીઓ અને દુકાનોથી ભરેલો છે. ચટ્ટીઓના નામો વરસો વરસ બદલાય છે, એ બધીની યાદી આપવાની કશી જરૂર નથી કેમ કે યાત્રી મોજથી ચાલ્યો જાય ને ફાવે ત્યા જમે, રહે, સુએ કે આગળ નીકળે, એવી સગવડ છે

આ વર્ણનમા જે નામો આવે છે તે ઉપરાત પણ ઘણી ચટ્ટીઓ ત્યા છે, એ સમજી લેવાનુ છે.

ગમપુર પછી કાટાગામની મોટી ચટ્ટી આવે છે ત્યા સારી મજાની બજાર છે, ને બહુ સારા સાધનોવાળું દવાખાનું છે. ત્યાનો ડાક્ટર જુવાન પજાબી છે. એ દેખાવે સુવાળો ને મગરૂર છે બોલવે બહુ જ મીઠો છે પાકિસ્તાનમા સર્વસ્વ ગુમાવીને એ આવેલો છે.

અમારા કાઠા થઈ ગયેલા પગ આ મજાની સડક ઉપર સ્ફૂર્તિથી ચાલતા હતા. ચાલતરની અમને કનડગત નહોતી લાગતી વળી ચાની જ્યા છાનમકોળ હોય, ત્યા બીજા કશા યે ઉત્તેજનની શી જરૂર રહે વારુ?

"એક રૂપિયો" ભાવે કહ્યું.

"ઓ હો, ઇતના બહુત! આઠ આને ભી જ્યાદા હો જાતા હમ લોગો મે કહા જાતા હૈ કી ઉસક કુસક કી લકડી, ભુર્જપત્રકા ભાવ, ઉખી મઠમે પહૂચકે ભાર હલકા હો જાવ!"

એનો અર્થ:એ કે અહીં આનતે લોક આ ધૂળ જેવા લાકડાના પાત્રો લઇને આવે છે ન તેના ભોજપત્રને ભાવે દામ આપે છે, પણ ઉખી મઠ પહોચતા સુધીમા તે ફાટી જાય છે, ને યાત્રી તેને ફેકી દઈ, તના વજનથી તેમ તેના દામના ભારથી પણ હલકો થઈ જાય છે!

ખેર. અમારુ જે થાય તે ખરું!

આકાશ પાછું સ્વચ્છ થઈ ગયુ, ને લગભગ પા વાગે અમે કૂચ કદમ લબાની નારાયણકોટિ ઉર્ફે ભેત્તા ચટ્ટીમા જગા ન મળી, આગળ નાલા ચટ્ટીમા પણ ક્યાય બિસ્તર મૂકના સ્થાન ન મળ્યુ, એટલે અમારે આગળ ચાલવુ પડ્યુ

આ નાના ચટ્ટીથી એક માર્ગ ૧ાા માઈલ દૂર આવેલા ગુપ્તકાશી તરફ જાય છે. ગુપ્તકાશીમા ખાસ મહત્ત્વનુ તીર્થ નહિ હોવાથી અમે ઉખી મઠ તરફ ચાલ્યા નાલાથી ઊભી ઊતરાઈ એક માઈલ ઉપરની છે. તેને તળિયે સામે એક સુદર છાપરી દેખાઈ. ત્યા બે ખાદીધારી શિક્ષિત યુવાનો બેઠા હતા. એમણે અમને આદરથી આમન્ત્ર્યા. છાપરીની બહાર પાટિયુ મારેલું હતુ "શ્રી ઉત્તરાખડ પાઠશાળા". સ્વિદેહ પડિત માલવીયની ઇચ્છા અનુસાર ઉત્તરાખડમા સસ્કૃત તથા ધર્મનુ શિક્ષણ આપવા માટે એક કરોડના ભડોળ સાથે પાઠશાળા સ્થાપનાની જે યોજના અમલમા છે, તે અહીં છે દરેક યાત્રીને દાન માટે અપીલ કરી શકાય તે માટે આ સ્થળે આ કુટિર નાખી છે, તેની પાસે, નદી પાર કરતા પુન આગળ વિદ્યાપીઠનુ મકાન છે. એમા બંગાળી, મદ્રાસી તથા અન્યપ્રાન્તીય પ્રાધ્યાપકો શિક્ષણ આપે છે.

પુલ પાર કરીને અમે દોઢબે માઈલની છાતી સામી ચઢાઈ શરૂ કરી. જો આવી સુંદર સડક ન હોત, તો આ ચડાઈ અમને મીલ બોલાવી દેત, એમાં બે મત નથી. જેમ તેમ કરીને ઉપર પહોંચ્યા. અહીં ભીડનો પાર નહોતો. ગંગોત્તરી-યમુનોત્તરીની યાત્રા બંધ હોવાને લીધે યાત્રીઓનો અસાધારણ ધસારો આ સાલે આ પંથ ઉપર ઉભરાયેલો છે, કેદારનાથજીની ગાદીના ભવ્ય મંદિરને લગતી એક ખાનગી ધર્મ-શાળામાં અમને જગા મળી ગઈ. પણ આખી રાત ઊંદરડાના ચૂંચવાટ અને ચાંચડના રૂડા પ્રતાપે, ઊંઘવાનો પ્રશ્ન જ નહોતો.

આ સ્થાનનું મહત્ત્વ બહુ છે. બાણાસુરની પુત્રી ઉષાનું આ વિદ્યા-પ્રાપ્તિસ્થાન મનાય છે. એનાં શિક્ષક સ્વયં દેવી પાર્વતી હતાં. અહીં સુગદેવોનાં મંદિરો ઉપરાંત બીજાં ઘણાં દેવસ્થાનો છે. વર્ષમાં યાત્રા-બંધના છ મહિના કેદારનાથજીની પૂજા અહીં રહે છે. દુકાનો હોવાથી ઘણી આવશ્યક વસ્તુઓ પણ અહીં પ્રાપ્ય છે. મોટું દવાખાનું છે, કાલી કમલીની ધર્મશાળા તો હોય જ; એના વગર આ ઉત્તરાખંડની યાત્રા કોણ કરાવે? યાત્રીઓની જ્યાં બહુ ગીરદી હોય તે સ્થળથી હું બહુ ડરું છું. તા. ૨૭મી સવારે ૪।। વાગે તો અમે ચાંદનીની સહાયથી સડક ઉપર નીકળી પણ પડ્યા હતા. તા. ૨૬માએ ગૌરીકુંડથી ઉખા મઠના ૧૮।। માઈલ અમે કાપ્યા હતા.

આજે ઉખી મઠથી અમે નીકળ્યા. હજી સુધી તો અમારાં કાષ્ટ પાત્ર આખાં રહેલાં છે!...અહીંથી આવતા પહાડો બીજાં સ્થળોએ છે તેવા સામાન્ય, જંગલઝાડી વગરના, છાયા વગરના છે. નીચે ખીણોમાં પાકાં મકાનોવાળાં ગામડાં ઘણાં દેખાય છે. પૂર્વ તરફ કોઈ કોઈ વાર ગંગોત્તરીની પછાનવાળો હિમપહાડ ડોકિયાં કરી લે છે. એકાદ માઈલ-ની ચડઊતર પછી સડક ચડાઈએ ચડી, તે એણે પાછું વળીને જોયું નથી. આવી સારી સડક છતાં આ ચડાઈના અમે આજે કરેલા આઠનવ માઈલ અમને કેદારવાળી ચડાઈ કરતાં પણ વધારે વસમા

લાગ્યા ચટ્ટીઓ તો આવ્યા જ કરે છે ચારચાર ચટ્ટીઓ વટાવતા અમે આઠ માઈલે પોખીવાસા ચટ્ટી પહોંચ્યા, ને ત્યાંથી ચા લઈ ને ત્યાંથી ત્રણ માઈલ દૂર બણિયાકુંડ ચટ્ટીએ આવી લાગ્યા આ સ્થાનને વણિક જાતિ સાથે શો સંબંધ હશે, તે જાણી શકાયું નહિ।

અહીંથી ચોપતા ચટ્ટી દોઢેક માઈલ છે ત્યાંથી તુંગનાથ જવાય છે પણ ચોપતામાં પાણીનું દુઃખ છે, તેથી અમે અહીં જ મુકામ કર્યો છે. અહીં પગદંડા–કાળ પકાવ્યા, ને બિસ્તર લગાવ્યા કાલે સવારે ઊઠીને તુંગનાથ જવું છે, ને જો ભાગ્ય બળવાન હશે તો ત્યાંથી ચારે ધામ ઉપરાંત હિમાદ્રિના બીજા તેટલા ઉત્તુંગ શિખરોના એક સાથે દર્શન કરવા છે.

મારા બન્ને સાથીઓ આ પંથમાં કેમ જાણે કેમ પણ ઢીલા પડી ગયા છે આ સડક ઉપર મારે માટે થાક જેવું કશું છે જ નહિ રોજના વીસ માઈલની સરેરાશ હું નિગતે કરી શકું પરંતુ મારા સાથીના પગ સાવ નરમ થઈ ગયા છે, ને એ જગ જગામાં થાકી જાય છે એટલે મારે એમની ગતિએ જ ચાલવું રહ્યું

આજે ઉખીમઠ પછી આઠેક માઈલે ઓમ્‌પક્ષીએ જંગલમાં જ એવો ગંભીર મીઠો ઓમનાદ લલકાર્યો, કે મને રોમાંચ થઈ ગયા છેલ્લી ઓમ્ સાઉ મેં પનાલીના પથે બે કલાક સુધી સાંભળી હતી. તે પછી આજે અહીં એનું શ્રવણ થયું અન્યત્ર ઓમ્‌પક્ષીઓ સામસામી બોલતા હતા, પણ અહીં તો આ એકાકી હતું. એ "ઓમ્" બોલ્યું, ને મારાથી સામે "શાન્તિ શાન્તિ શાન્તિ" બોલાઈ ગયું. અને તરત–આશ્ચર્ય!—એ પક્ષી બોલ્યું "ઓમ્, શાન્તિ શાન્તિ શાન્તિ!!" ત્રણ વાર, ચાર વાર એ એ પ્રમાણે બોલ્યું. કાન ને હું થંભી જ ગયા! એ પક્ષી અદૃશ્ય જ હતું, પણ દેખાયું નહિ

ચક્રધરની જોગિયાપોથી ગઢવાલના ગોટાળા કરે છે યાત્રીઓને એ

ઊંધે ગાડે ચડાવે છે આ આખી બાજુ ચઢાઈનું તેમાં નામ નથી પોથી નાસા પછી પ્રગાઢ જંગલ અને સીધો માર્ગ એણે બતાવેલો છે, જ્યારે વાસ્તવમાં ખૂબ જ ઊભી ચઢાઈ છે, ને બહુ જ સાધારણ જંગલ છે વળી ચટ્ટીઓના નામઠામનો પત્તો પણ નથી અને અંતરોના ગોટાળા ચાલ્યા જ આવે છે અત્યંત થાકથી ઢગલો થઈ ગયેલા યાત્રીને આ ખોટી માહિતીનો ધક્કો કેવો વસમો થઈ પડતો હશે!

**ચમોલી, તા. ૨૮મી :** લખવાની તૈયારી કરી પણ મીણબત્તી ખલાસ હતી, તે માંડી વાળવું પડ્યું

**પિપ્પલકોટિ, તા. ૨૯મી :** ગઈ કાલે, તા ૨૮ની સવારે અગાઉથી નક્કી કર્યા પ્રમાણે બણિયાકુંડથી અમે પ વાગે ધર્મશાળા છોડી અમારા સ્વામી તો આગલી સાંજે જ તુંગનાથ જવા નીકળી પડ્યા હતા અમને ચમોલીમાં મળવાનું કહીને એ આગળ ઉપડ્યા હતા મુકામથી એક માઈલે ચોપતા ચટ્ટી આવી એ બધી તુંગનાથની ચડાઈ જ છે ચોપતાથી બોઝ સીધો તુંગનાથની પેલી તરફની તળેટીમાં લપાઈને મેરૂની ભીમ ચટ્ટી તરફ રવાના થયો, ને અમે ઉપર ચડ્યા. આ સડક ઉપર ચડવામાં વસમું લાગવાપણું ખાસ નહોતું મા । સાર્થના ગુમડાભર્યા પગ હજુ નહોતા કરતા એ દેખીતું હતું તેથી જે ત્રણ માઈલ માટે સવાથી દોઢ પૂરતો હતો તેમાં બે કલાક થયા ઉપર ચડતાં જેનાં વેદપુરાણમાં પ્રસિદ્ધ નામના ઉચ્ચારણથી પણ માનવી પાવન થાય છે તે પ્રચંડ હિમશિખરોમાંના કેટલાક જોવામાં આવ્યા વાતાવરણ બિલકુલ સ્વચ્છ નહોતું, ધુમ્મસ ગાઢ હતું તોપણ આ સૂર્યના કુમળા કુમળા કિરણોના અડપલાથી શરમાઈને નાખી દીધેલાં જેવાં લાગતાં એ ગિરિરાજોના પવિત્ર ધવલ પડખાં સ્પષ્ટપણે દેખાતાં હતાં તુંગનાથ આ આખી યાત્રાના બધા શિખરોમાં ઊંચામાં ઊંચો, ૧૨,૦૦૦ ફીટને આશરે છે એટલે અન્ય મહાશૃંગોના દર્શન આડે એક કોઈ ટૂક નડે એમ નથી

આવું પ્રચંડ ભવ્ય દૃશ્ય આ યાત્રામાં બીજે ક્યાંય ઉપલબ્ધ નથી. એક જ દૃષ્ટિપાતે કેદારખંડના બધા જ ધામોના દર્શન ! અહો કેવું અદ્‌ભુત !

પરમ તત્ત્વની ઝાંખી અહીં ન થાય તો બીજે ક્યાં થાય ! સ્વરૂપનો કંઈ સાક્ષાત્કાર ગમે તેના માયાન્વિત મૂઢને પણ અહીં થયા વગર કેમ રહે ? ક્ષુદ્ર, ક્ષુલ્લક માયામમતાના વિચારોને અહીં અવકાશ જ કેવી રીતે હોય ? આ અફાટ, નિર્મળ, શુદ્ધ, ભવ્ય મહાદર્શનના સાન્નિધ્યમાં અલ્પતા ઓગળી જાય છે શા માટે વેદપુરાણોએ આ સ્થળોને આત્મચિન્તન અને સાક્ષાત્કારના ધામ માન્યા છે, શા માટે તેને સુર, મુનિ, યક્ષ, કિન્નર, તથા સિદ્ધોનુ નિવાસસ્થાન કહ્યું છે, તેનો કંઈક ખ્યાલ મને આ દર્શને આપ્યો. ઋષિમુનિઓએ વેદવેદાંગ, પુરાણશાસ્ત્ર પ્રરચના તથા આર્ય સંસ્કૃતિના સઘળાં ઉત્તમાંગો સર્જવા આ પ્રદેશ કેમ પસંદ કર્યો, તેની સમજ એના એક જ દર્શને આપી

એક સમયે આ ભૂમિ આર્ય વસતિથી ઊભરાતી હતી વસિષ્ઠ, વિશ્વામિત્ર, ભૃગુ, અંગિરસ, ઉદ્દાલક, વાલ્મીકિ, વ્યાસજી અને બીજા અનેક જ્ઞાની તપસ્વી આર્ષદૃષ્ટા ઋષિઓ અહીંના સમૃદ્ધ નગરો તથા વનઉપવનોમાં સેંકડો, હજારો શિષ્યો તથા ધેનુઓના વૃંદો સહિત ભ્રમણ કરતા હતા

એ ઉચ્ચ, પવિત્ર શુદ્ધ ભૂમિમાં ઉચ્ચ, પવિત્ર, અને શુદ્ધ સંસ્કૃતિ વિકસે, એમાં શું આશ્ચર્ય ? ત્યાં કદી પણ હીનતાને પ્રવેશ જ ક્યાંથી હોય ?

તુંગનાથની પૂર્વ તરફ ખડક આડો નડે છે તેથી, તેમ જ ધુમ્મસને લીધે મેં પૂર્વ તથા અગ્નિ તરફના શૃંગો ન દેખાયા પણ હવા સ્વચ્છ હોય અને જગા ગાઢેનત લીધી હોય તો પૂર્વ તરફ નન્દા દેવીની પડખેર દેતી પ્રચંડતા દેખાય છે. નગી પંચાચૂલી અને દ્રોણાચલના આસ્માનો

ચીંધતાં પ્રસિદ્ધ શિખરો પણ દર્શન આપે છે. અમે ગંગોત્તરીની અર્ધ-પ્રદક્ષિણા કરતા હતા. ઇશાનથી જોતા જઈએ તો કેદારનાથની પાછળનાં ઉત્તુંગ શિખરો પછી ગંગોત્તરીવાળા એટલે કે ગોમુખના પહાડ દેખાય છે. તેમાં ચૌખંબા પહાડ પણ છે. જે મહા ગ્લાસિયરમાંથી ગંગા નીકળે છે, તે ઘણે ઉપરથી આવે છે. તે ચૌખંભ અને જેને પૃથ્વીના મધ્યબિંદુ રૂપ સુમેરુ પર્વતને નામે ઓળખવામાં આવે છે, તે શિખરની પાસેથી હિમખંડનો પ્રચંડ પ્રવાહ સરકતો જાય છે, ને ત્યાંથી તે બે ભાગ પડે છે. એક પૂર્વ તરફ ઊતરે છે, ને તેમાંથી અલકનંદા વહે છે. બીજો ગોમુખ વાટે ભાગીરથી રૂપે ધોધ બનીને પડે છે. સુમેર તો કોઈ ઓળખાવી શક્યું નહિ, તેમ આંખમાં દેખાય તેમ નહોતું. બદરીનાથ પણ એ જ પર્વતમાલાનો ભાગ છે. ને રુદ્રનાથનું શિખર દેખાયું નહિ, તેમ છતાં આ દશ્ય શ્વાસને થંભાવી દે તેવું છે.

મને કવિતા સ્ફુરી :

“ આજે દર્શન દિવ્ય કીધ વિરલાં ઉત્તુંગ તુંગાદ્રિથી,
ફૂંળાં ભર્ગભર્યાંહિરણ્યમય....”

હોતા ? પણ એ તો એમ જ રહેવાનુ વૈવિધ્ય અને વિચિત્રતા, એ તો પ્રકૃતિના, મહામાયાના, વિલાસનુ હાર્દ છે, એના શ્વાસપ્રાણ છે मायाकल्पितदेशकालकल्पनावैचित्र्यचित्रीकृतम्। વૈચિત્ર્યના શમ। સાથે માયાનુ, અને સસ્કૃતિમાત્રનુ શમ। થઈ જાય છે તેથી વિચિત્રતા જ્યા સુધી છે ત્યા સુધી સસાર છે સમતાના મહાર્ણવમા અર્થાત્ મહાનાશમા એનો લોપ થવો, એ જ સ્વરૂપની સિદ્ધિ છે

સ્કન્દપુરાણના ૪૯મા અધ્યાયમા એક શ્લોક છે કે તુ ગનાથનુ શુભ ક્ષેત્ર પાપનો નાશ કરનારુ તથા બધી કામનાઓને પૂર્ણ કરનારુ છે - આ પહાડ ચડને બાનનુ કમડળ ફાટી ગયુ ! !

આ તુ ગનાથની એક બીજી પણ ઓળખ છે, કે જે લગભગ દરેક હિંદુ જાણતો હોય છે રાવણનુ નામ અહીં પડયુ હતુ. શ્રી શકર અને ગૌરી તુ ગનાથ ઉપર બિરાજતા હતા ત્યા રાવણ એ પહાડ પાસે આવ્યો. એને પોતાની વીસ ભુજાના બળનો એવો ગર્વ થયો કે એણે શંકરસહિત આ પર્વતને ઉખેડી નાખવા પ્રયત્ન કર્યો, પહાડ હાલતા પાર્વતીજી ગભરાયા, પરતુ શકર ભગવાને પગના અગૂઠાથી એને જરાક દાબ્યો એ દબાણથી રાવણના હાથ ડુ ગર તળે દબાઈ ગયા, ને રાડો પાડવા લાગ્યો શિવતાડવ રચીને એણે એ સ્તુતિ વડે શિવજીને પ્રસન્ન કર્યા. ત્યારે એનો છૂટકારો થયો એણે રાડો પાડી તે ઉપરથી એનુ નામ રાવણ પડયુ હતુ

મહિમ્નસ્વરૂપ શંકરની તુ ગનાથ ખાધ છે એના દર્શન કરીને સામી તરફનો સા માઈલનો ઢોળાવ હુ બગાસગ અડધા કલાકમા ઊતરી ગયો

આખો તુ ગ પહાડ, તથા તેની પહેલાનો તેમ જ તે પછીનો પ્રદેશ ખાસ તથા ગુનાસના વનથી ખીચોખીચ ભરેલો છે અમે યમુનોત્તરીના પ્રદેશમા હતા તે વખતે એ બન્ને પુરબહારમા ખીલેલા હતા, ને એ ડુ ગગ તથા તેની ખીણો તેના લાલ, ઉદા અને શ્વેત સમૂહોથી ઝળહળી ઊઠયા

હતા. તે પછી વીતેલા દિવસોમાં એની મોસમ ખલાસ થતી ગઈ હતી. એના છેલ્લા ચમકારા બેલકના પહાડમાં દીઠામાં આવ્યા હતા. પણ અહીં પહોંચતા સુધીમાં તમામ શુદ થઈ ગયું છે. જે કરગાતાં થોડાં ફૂલ દીઠાં તેમાં બ્રાંસના ત્રણે રંગ હતા. આ ઝાડની પ્રત્યેક કૂંપળ જીર્ણસુધી છે, ને પાંદડે પાંદડે ટીશીઓ તથા કળીઓ ફૂટેલી છે. થોડા જ દિવસમાં એને ખીજે કાલ આવશે; અને એ જ્યારે ખીલશે, ત્યારે આ ડુંગરા અને ખીણો કેવાં લપકઝપી ઊઠશે! એ વૃક્ષોની કળીએ કળીએ કવિહૃદય નાચશે, થનગની ઊઠશે. એની ડાળીએ ડાળીએ કાવ્યોનાં ઝૂમખાં ઝૂલશે. આખો પ્રદેશ એક મહામનોહર વિરાટ ગીત બની રહેશે.

અને આ પાર વગરના જંગલી ગુલાબનાં વન ખીલશે, ત્યારે?... એની નશીલી સુગંધ લૂંટવા દેવ-દેવાંગનાઓનાં વૃંદો ઊતરી આવે, તો એમાં નવાઈ જેવું શું હોય? એના ધોળા હાસ્યઢગલામાં સમગ્ર જગતનાં દુઃખ અલોપ નહિ થઈ જાય?

ડુંગર ઊનગતે, ખીણોમાં રઇનાં વન દેખાય છે. જાણે પહાડોને કૂંપળો ફૂટી! સુંદર, સુઘડ અને સપ્રમાણ! તુંગનાથની ઊતરાઇને લાગીને જે માઇલો સુધીનો ઢોળાવ આ મનોહર માર્ગ સાથે રમતો રમતો ઢળતો જાય છે, તેમાં રઇનાં વનો પણ આવે છે. એ માર્ગનો કેટલોક ભાગ બહુ શીતળ છાયાવાળો અને સુંદર છે. પંગરાણાની ઊતરાઈવાળા વનમાર્ગની એ યાદ આપે છે.

તુંગનાથની તળેટીમાં ભીમગોડા ચટ્ટી છે, ત્યાંથી એકાદ માઈલ ઉપર પાંગરવાસા છે; તે પછી બ્રાંસનાં વન પુષ્કળ દેખાય છે. ત્યાંથી ચાર માઈલ ચાલતાં મંડળ ચટ્ટી આવે છે. ત્યાંથી ચતુર્થ કેદાર રુદ્રનાથ તરફ માર્ગ જાય છે, રુદ્રનાથ ત્યાંથી ૧૧ માઈલ છે. સડક લહરીઓ લેતી ચાલી જાય છે. એક સ્થળે "માતા અનસૂયા"નું પાટિયું, તે સ્થાનકે જવાના માર્ગ તરફ, અંગુલિનિર્દેશ કરે છે. બધો વખત કોઈ ને કોઈ નદી

પથના નાળા પડખેથી ખીણમાં કલ્લોલ કરતા યાત્રીના ચિત્તગીતોને તાનપુરા જેવી ભૂમિકા આપતા રહે છે

તુંગનાથથી શરૂ થયેલો ઢોળાવ અહીં પૂરો થઈ થોડું સીધાણ મળે છે, તે પછી પોણા પોણા માઈલના ચડઉતરના બે ઢાળ આવે છે આસપાસનું દૃશ્ય ઉત્તરાખંડની યાત્રાનો જે ભાગ અમે પાર કરી ચૂકયા તના જેવું જ છે મોટા ઊંચા પહાડો, સમન સમન ઉપર વનરાજિ, એમના પડખામાં ખેતી તથા ગામડાં, ઇ આવ્યા કરે છે અહીંના બધા પુલ પાના મજબૂત છે ગંગોત્રીનાળા પથના વર્ણનમાં જેને મે 'પુલ'' કહ્યા છે, તમાંના ઘણા ટકા તો માત્ર વહેણો ઉપર આડા નાખેલા ઢગધડા વગરના થડિયા જ હતા ઘણે સ્થળે પથરા ઠેકીને નદીઓ પાર કરવાની દશા હોય છે કાં તો જોખમભરી રીતે ઝૂલતા માચડા જ ડામચનાણે બાંધેલા મળે છે પણ અહીં લગભગ દરેક પુલ હાથીનો ભાર નિરાંતે ઝીલે તેવા લોખંડસિમેન્ટના પાકા છે

આ છેલ્લી ચડઊતર પછી આવે છે ગોપેશ્વર અહીં આવી મહાદેવનું પ્રસિદ્ધ મંદિર છે અમે જ્યાં ચા પીવા બેઠા અને આશ્ચર્યની વાત એ છે કે ત્યાં અમો સ્ટેર્કનની નિનગિરિ આ ઉત્તમ રીતે બનાવેલી મળી! ત્યાં દુકાને વાત થતી સાંભળી કે શંકર મહારાજાનું રાજ્ય અહીં ખતમ થાય છે, ને હવે લાગે છે વિષ્ણુમહારાજની આણ! શંકર ભગવાને કામદેવનું દહન અહીં કર્યું હોવાનું દંતકથા કહે છે

ગોપેશ્વરથી એકસરખું નવ માઈલનું ખુશનુમા ઊતરાણ મંડાય છે સડક નહેરિયાં લેતી આસ્તે આસ્તે ઊતરે છે, ને થોડી વારમાં યાત્રીને અલકનંદાને તટે લઈ જાય છે ત્યાં આવે છે ચમોલીનો પુલ પુલ પાર કર્યા વગર સીધી સડક બદરીનાથ જાય છે, ને પુલ પાર કરી ચમોલી ગામમાં થઈને માર્ગ જાય છે હરદ્વાર તરફ

અલકનંદાને આ મોઢે જે પાષાણની પ્રચંડ, ઊભી દીવાલ ખડી છે,

તે જોનારના ચિત્તમાં ભય ઉપજાવે તેવી બિહામણી છે ચારે તરફ સીધા, ઊંચા ડુંગર ઘુરકિયા કરતા ઊભા છે હવામાન અહીં હવે સાવ શીતળતાવિહોણું થઈ જાય છે અહીં નથી મહાસડકોના નિર્ભર હોવાથી યાત્રીઓની બીકનો પાર નથી હોતો

અમારા સ્વામીજી અહીં જ હતા પુનઃ પાર કરીને, એમની અગમ ચેતીના ફળસ્વરૂપે એક ધરમશાળામાં અમને ઓરડી પ્રાપ્ત થઈ અનન્તદાના કડા પાણીમાં નાહીધોઈ તાજો થઈ, પેટપૂજા કરીને મે સૂવાને નિમિત્તે કપટ વાળી ચમોલીનું બજાર તો તે પહેલાં જોઈ જ લીધું હતું આ અહીં બધું સારી મળી લગભગ બધી જ વસ્તુઓ અહીં પ્રાપ્ય છે, શિલાજિત, સુરમા ઇની જ ખના જૂડા દીવાનપનો અહીં આખે રસ્તે યાત્રીની આંખોને સતાવે છે

મંડલ ચટ્ટીમાં અમે રસોઈ કરી હતી, તા તા ૨૪ એપ્રિલ પછી પહેલી જ વાર બગાટા ઉપરાંત કંઈ શાક મળી શક્યું હતુ—બણચાર નાનકડા તોબકોન અને બે ડાળા લીલી ડુંગળીનાં અને અમો પહેલી ફેળ જોતા મળી હતી ઉખી મહમાં ત્યાર પછીથી બગીચા તો આવ્યા કરે છે, પણ તે યાત્રીને શા કામના?

પ્રાણીઓમાં, લૂખા ડુંગરના પહાણાઓમાં અસંખ્ય કાચડા બધે જ સ્થળે દેખાયા કરે છે મગુ ચટ્ટીથી ઊતરતાં પહેલી જ વાર મળ્યા મોઢાનું લંગૂર વાંદરું દેખ્યું હતું તે પહેલાં એલકના પહાડ ઉપર બે સાપ માગ જોવામાં આવ્યા હતા કેટલાક સુંદર પંખી પણ દીઠા હતા તુંગનાથના ઊતરાણમાં નાનકડા પહાડી સસલા જોયા હતા, તે સિવાય બીજું ખાસ ન જોયું

પણ નાગડા એનો "ક્રો–ક્રો" બધે સભગાન કર્યો છે. યમુનોત્તરીના કાગડાનો એ કર્કશ અવાજ સાબળાને એક ગુજરાતી ભાઈ

ઓની ઊડ્યા હતા કે મારી હાળી ટાઢ પડે છે ટાઢ જાઉઓને આ કાગડાને પણ શરદી લાગી ગઈ કે તે કેવું બોખરું બોલ છે અહીંના કાગડા પણ શરદીવાળા જ છે !

તુંગનાથનું દિવ્યદર્શન છોડીને અમે નીચે ઊતર્યા કે તરત નાના ડુંગરડા અમને ઘેરી વળ્યા હતા ને એ મહારાગો આડે અમણ નાથ દીધા હતા

"તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ !"

એ પ્રચંડ હિમાદ્રિઓ ડુંગરડા ઓથે ઢંકાઈ ગયા હતા ! એ એક આંગળીના ટેરવા આડે આખું વિશ્વ ઢંકાઈ જાય છે અને જે ન દેખવામાં આવે તે છે જ નહિ એવું માનનાર અલ્પમતિ માનવી વનચાન છે સંસારમાં નજીવી મોહમમતાને એ પોતાનું સર્વસ્વ સમજી બેસે છે, ને તેની પાછળ ઊભેલા મહાસત્વોની હસ્તીને એ સ્વીકારી શકતા નથી આપ્તજનોની ચેતવણીઓ તેના ચિત્તમાં વસતી નથી પરંતુ માનવીના માનવા કે ન માનવા ઉપર સનાતન સત્યોના અસ્તિત્વનું થોડું જ અવલંબન છે !

ચમોલીથી કેદાર ૫૪ અને બદરીનારાયણ ૪૭ માઈલ છે

આજે પ્રાતઃકાળે પાંચ વાગે ચોથા ધામને પંથે અમે પળ્યા અલકનંદાના ગંભીર, શાન્ત છતાં વેગીલા વહનને ઉપરવાટ અમારો માર્ગ ચાલ્યો જતો હતો યમુના અને ભાગીરથીના કે મંદાકિનીના પણ કેવા ધાંધળભર્યા તોફાન ને ક્યાં આ અલકનંદાનો સબળ, ગર્જન વગરનો પ્રવાહ !

આ સડક એવી મજાની છે કે અમારે ડગલે ને પગલે ધ્યાન તેના ઉપર ચોંટાડી રાખવું પડતું નથી પણ નિરાંતે નિરાંતે ચોતરફ દૃષ્ટિ ફેરવતા રહી શકીએ છીએ જો કે જ્યાં જ્યાં બની શક્યું ત્યાં

"શોર્ટ કટ" મેં લીધા કર્યા છે, ને તેની રીતે પાછલી યાત્રાના માર્ગોની કઠણાઈની અને તેટલી લાંબીટૂંકી પુનરાવૃત્તિઓ હું કરતો જ રહ્યો છું!

ચમોલી પછી ૧॥ માઈલે મઠ, તે પછી બીજા ૧॥ માઈલે છીનકા, બે માઈલ પછી સિયાસેન, તે પછી એક માઈલે હાટ; અને તે છોડીને બે માઈલ જતાં પીપલકોટિ ચટ્ટી આવી. અહીં મૃગચર્મો, શિલાજિત, કસ્તુરી, ચમરીઓ, જડીબુટ્ટીઓ ઇ.ની મોટી બજાર છે. ધર્મશાળામાં પડાવ નાખી, ખીચડી જમીને, બપોરે ૧ વાગે આ નોંધ લખાઈ રહી છે.• આખે રસ્તે શીતળ વાયરા ફરફર વાય છે. બગીચામાં જાણે ફરવા નીકળ્યા હોઈએ, એવું પ્રયાણ ચાલે છે. ક્યાંક ક્યાંક બેડ–બકરીની નાનકડી પોઠચો માર્ગે મળે છે, પણ એ અગાઉના અનુભવની સરખામણીમાં નોંધને પણ યોગ્ય ન લેખાય તેવી છે.

---

# પ્રકરણ ૧૬

## જય બદરીવિશાલકી !

**પુરી બદરી, તા. ૧-૬-'૪૮ ને વાર મંગળ :** મે મહિનાની એકત્રીસમી તારીખના પ્રાતઃકાળે ૯॥ વાગે, મે ઉત્તરાખંડની યાત્રાના શિરમોર લેખાતા શ્રી બદરીનારાયણના પુણ્ય ધામમાં પ્રવેશ કર્યો. પણ પીપલકોટિથી અહીં સુધીના માર્ગની વાત કરવાની હજી બાકી છે.

ચમોલીથી માંડીને છેક અહીં, બદરીના ધામ સુધી, પહાડોની જે સળંગ પ્રચંડ દીવાલપરંપરા લાગી રહી છે, તેની સાથે સરખાવી શકાય એવું દૃશ્ય બીજે ક્યાંયે મારા જોવામાં આવ્યું નથી, મને યાદ છે કે લગભગ આ જ શબ્દો મે ગંગોત્તરી જતે ગંગનાણી વટાવ્યા પછી આવતા લોહારીનાગવાળા પંથના સંબંધમાં વાપર્યા છે, પણ આ ૪૭ માઈલને એ તેથી પણ વધારે બંધબેસતા આવે છે. જેને ભૂગોળમાં ટુંડ્રા અથવા સ્ટેપ્સનો પ્રદેશ કહે છે તેવો આ છે. ડુંગર ઉપર ડુંગર ખડકાયેલા છે. વનસ્પતિ લગભગ છે જ નહિ. બોડા, ઢોર, જેને એક દૃષ્ટિએ કુકાળિયા, છપ્પનિયા કહી શકાય તેવા એ ડુંગરા છે. પણ બીજી દૃષ્ટિએ એની નરી ભવ્યતાએ મને દિગ્મૂઢ બનાવ્યો છે. નોર્વેની પુરાણકથાઓ, જેને નોર્સ ગાથા કહે છે, તેના વલ્હલ, ઓડિન, થોર અને અન્ય ટાઈટનોના રહેઠાણોના વર્ણનો મને આ ૪૭ માઈલોએ યાદ કરાવ્યાં. ઓડિન અને થોરે જો હિમાલયનો આ પ્રદેશ દીઠો હોત, તો પોતાની રાક્ષસી પ્રવૃત્તિઓ માટે અવશ્ય એમણે તેને પસંદ કર્યો હોત.

ડુંગરામાં કેટલાક તો જરાક ધક્કો લાગતાં ભરભર ભુક્કો થઈ જાય તેવા ધૂળ, કાંકરા, રેતી, પથરા ઇ૦ ના અખંડ ઢગલા માત્ર છે. એને ધસી પડતાં વાર પણ નથી લાગતી, ને કેટલેય સ્થળે એ ધસી પડ્યા પણ છે.

વારંવાર, ગમે ત્યારે, પડખેથી કડડડાટ કરતા પહાણા ગગડતા ગબડતા આવીને બાજુની ખીણમાં તૂટી પડતા દેખાય છે. કેટલાક ડુંગરા સ્લેટ જેવી ફાટી પથ્થરની પતરીઓના અસુદૃઢ ખડકલા છે, અને કેટલાક તો બસોથી ચારસો ફીટ ગીધા સળંગ ઊંચા કાળમીંઢની ભીંતો જેવા પથિકને ડારતા ઊભા છે. ઘણે સ્થળે એ ખડકો સડક ઉપર ઝૂકે છે. વિષ્ણુ ભગવાન ઉપર જેમ શેષની ફણા ઝૂકે છે, તેવી રીતે પથિકને માથે એવા ખડકો ઝઝૂમે છે !

ઝાડપાન મોટે ભાગે લગભગ છે જ નહિ પણ એની કોરી, નગ્ન, આવરણમુક્ત ભવ્યતા શ્રી શંકરાચાર્યના વેદાન્તની નિષ્કલંક ભવ્યતા સાથે સામ્ય દાખવે છે એની સાથે સરખાવી શકાય તેવું આ ચાર ધામની વિસ્મયકારક વૈવિધ્યવાળી યાત્રામાં પણ કશું નથી જેમ ત્રિયુગીથી પ્રકૃતિએ ગીન ટ્રાન્સફર કર્યો તેમ ચમોલીથી એણે નવો જ પડદો ઉતાર્યો છે. સડક પણ ત્યાંથી નાનારૂપ ધારણ કરે છે. ઢીલા ડુંગરાના ધસારાથી ઘણે સ્થળે એનો કચ્ચરઘાણ નીકળી ગયો છે. પણ પ્રશ સાપા ર લગાથી ત્યાં જાહેર બાધકામખાતુ કેડી બનાવી દે છે. આ સડકની સપાટીમાં સમતલના તથા સરખાઈ જળવાઈ નથી પરંતુ જેને જીવનું જોખમ કહેવાય એવું તો ક્યાં યે રહેવા પામેલું મેં દીઠું નહિ.

ચમોલીથી અમે સત્તરમા નીકળ્યા હતા એટલે પ્રાતઃકાળની ખુશનુમા હવામાં બહુ મજા પડી હતી પણ પીપલકોટિથી અમે બપોરે બે વાગે નીકળ્યા, તેથી હેલંગ ઉર્ફે કુમ્હાર ચઢીનો પથ આકરો લાગ્યો, કેમકે ઝાડનો ધાયો ક્યાં ય ન મળે! આ ભાગ માર્ગને અમે જરા કઠણાઈથી કાપ્યો ચારે બાજુ હગના જેના અથવા છરીની ધાર જેવા રુગડા પહાડો ઘુરકિયાં કરતા હતા. એમની ધારો કટાઈ ગયેલી કરવતી જેવી આકાશ આડે સુરેખ અને કોમળતાના નામનિશાન વગરના છાયાચિત્ર જેવી તરી આવતી હતી. અને તડકો કહે કે મારું કામ!

પીપલકોટિમાં અમે રસોઈ કરી લીધી હતી ત્યાંથી ઊપડીને અમે ગરુડગંગા પહોંચી ગયા માઈલોના આંકડાની શિલાઓ ઉપર ફરીથી આંકડા લખવાના હશે તથી તે બધીનું બ્લૅકઆઉટ થઈ ગયું હતું, એટલે માઈલોના હિસાબમાં ખાસ ફેરફાર ન રહ્યું ચક્રધરની પોથીના આંકડા તો બરાબર છે જ નહિ પાછા વળતે ગનરી તો ચટ્ટીઓના નામો તથા અંતરોનો ખ્યાલ વધારે ચોક્કસપણે રાખવો છે પણ ઉપર જતે જાણે દોડની શરત હોય તેવો મામલો થઈ પડ્યો હતો ચાર ધામના વિન્ટ પ્રમાણનો ઠેઠો નજીક દેખાતો હતો લગભગ બધા યાત્રી ગળા સુધી આવી ગયા હતા સંઘોના સભ્યો માંડ પરસ્પર ભીડાશ જાળવી રહ્યા હતા મજલ ઉપર મજલ કાપતા થાકીને બધા લોથ થઈ જતા હતા. તે પછી નોંધ લખવાના હોશ કોને રહે? અને થાક પણ એવો, કે એક કલાક ના પહેલાના અનુભવો પણ ભુલાઈ જાય! ચમોલીથી પુરી અહીંનો પંથ તો પ્રાયઃ સ્વપ્ન જેવો સરી ગયો હતો

પીપલકોટિથી ગરુડગંગા ચારેક માઈલ છે. અહીંનું યે સ્નાનનું અને નર્મદાના કંકરની રીતે ત્યાંની નદીના પથ્થરનું પણ માહાત્મ્ય છે રસ્તાની ચડઊતર બહુ લાગે તેવી નથી માત્ર છાયો ન હોવાથી બપોર આકરી લાગે છે, એટલું જ પણ જો આ પર્વતમાળાઓની ભવ્યતામાં મન પરોવાઈ જાય, તો માર્ગની ખબરે ય ન પડે વારે વારે, જાણે કમાડ ભીડાઈ જતાં હોય તેમ, પહાડો આગળપાછળ ભીડાઈ જતાં હતાં ચારે તરફ પ્રચંડ, નિર્લેપ કરાડો અને તેની વચ્ચે ધારો સિવાય કશું જ દેખાતું નહોતું નીચે ખીણમાં અલકનંદાનો સતત લનકાર ચાલ્યા કરતો હતો શાન્ત વિચારપ્રવાહ માટે અનુકૂળતા બહુ સારી દેખાઈ

ગરુડગંગામાં સુખાકની સગવડ સારી છે ત્યાંથી ટંગની અઢાઈ દોઢેક માઈલ, પછી આવે પાતાળગંગા એ ટંગનીથી બે માઈલની અંદર છે આ સ્થળની છટા વળી ઓર છે છૂટા પહાણા તથા રેતીના ડુંગરા બે ત્રણ ફર્લાંગ સુધી એના તો ભયાનક રીતે ધસી પડ્યા છે, કે

એનો દેખાવ નવો જ અનુભવ કરાવે છે. નીચે, બહુ ઊંડે પાતાળગંગાની ખળખળતી ગર્જના સંભળાઈ જાય છે ધસી ગયેલા પદાર્થને પડખે ઘણું છે એ ડગનાના ઢોળાવ ઉપર બાંધકામ ખાતાએ બહુ મહેનતથી કેડી બનાવી છે એ કામમાં શું મહેનત પડી હશે, તેનો ખ્યાલ તો એ જોનારને જ આવી શકે આ ટુકડો પ્રકૃતિની નવરંગી સુંદરીમાં નાઈ અવર્ણનીય ભાત પાડે છે એને સુંદર તો કેમ કહી શકાય? છતાં એ દૃશ્યમાં એક પ્રકારની મનોહર છટા છે જ એને ભયાનક પણ ન કહી શકાય, તો યે એનું રૂપ બિહામણું છે, એમાં જોખમનું તત્ત્વ ખાસ્સું છે ખચ્ચર, ડાંડી દંડી વગેરે અહીં કામ નથી લાગતાં

પાતાળગંગાનો પથ પાર કર્યાં પછી તરત આવી ગુનાબકોટિની ચઢી એ સામાન્ય ચઢી જણાઈ ત્યાં મુકામ ન કરતાં હું પહોંચ્યો ત્યાંથી બેએક માઈલ દૂર આવેલી હેલંગ ઉર્ફે કુમ્હાર ચટ્ટીએ મારો સાથી અને બીજાઓ એટલા બધા પાછળ રહી ગયા હતા કે એમને આવતાં મારા પછી મેં કલાકથી પણ વધુ સમય વીતી ગયો, એટલે ત્યાંથી આગળ ચાલવાનો પ્રશ્ન ન રહ્યો, ને યાત્રીઓની ચિક્કાર ભીડમાં અમે પણ રાત પૂરતો ઉમેરો ત્યાં જ કર્યો એ મજલ ૧૮–૧૮।। માઈલની થઈ તે પછી લખાય શું?

વિચાર કર્યો હતો કે બીજે દિવસે, તા ૩૦મીએ, સીધા હનુમાન ચટ્ટી પહોંચી જવું ત્યાંથી પુરી પાંચ માઈલ છે, તે તા ૩૧ને પરોઢિયે કાપી નાખીને દર્શન ઉઘડતે મંદિરમાં પહોંચી જવું, પણ બદરીનાથની ઇચ્છા જુદી હતી

સવારે શિરસ્તા પ્રમાણે (તા ૩૦મીએ) અમે નીકળ્યા મારા સાથીની ઇચ્છાને માન આપતો, આ આખો યે પથ હું લગભગ એકલો જ ચાલ્યો છું. તે પ્રમાણે કુમ્હાર ચટ્ટી છોડીને મેં પગને લંબાવ્યા માગથી આગળ નીકળેલા અમારા સ્વામી થોડે અંતરે ભેગા થઈ ગયા એ વખતે એમનો મિજાજ શરીફ હતો! ગપ્પાં મારતા, નિન્દાસ્તુતિઓ

તથા અધ્યાત્મચર્ચા પણ કરતા ફરતા અમે ચાલ્યા હેન ગથી પચમ કેદાર કલ્પેશ્વર જવાય છે માર્ગ ફક્ત ૫ કે ૬ માઈલનો જ છે, પણ અમારે પચકેદાર નહોતા કરવા તેથી, એને છોડીને અમે આગે બઢ્યા

આ કલ્પેશ્વરની દતકથા એવી છે કે એક દિવસ દુર્વાસા ઋષિ ઇદ્રની સભામા હાજરી આપવા ઉતાવળા ઉતાવળા જતા હતા. જતે જતે માર્ગમા એક અપ્સરા એમને મળી અપ્સરાએ મુનિ મહારાજને પ્રણામ કરીને ફૂલની માળા એમને અર્પણ કરી દુર્વાસા ત્યાથી આગળ ચાલ્યા, ને ઇદ્રની સભામા પહોચી ગયા ત્યા જઇને એમણે પોતાને મળેલી ફૂલમાળા આદરપૂર્વક ઇદ્રને આપી પણ ઇદ્રને ગર્વ થયો એણે માળાનો સત્કાર ન કરતા એને અભિમાનથી પોતાના હાથી ઐરાવતના ગડસ્થ ઉપર ચડાવી દીધી તે નીચે પડી જતા હાથીએ તેના ઉપર પગ મૂક્યો દુર્વાસા મુનિથી આ અનાદર કેમ સહન થાય? ક્રોધ માટે એ જાણીતા છે એમણે તરત એને શાપ આપીને એની બધી સમૃદ્ધિનો નાશ કર્યો ઇદ્રે એમને બહુ બહુ મનાવ્યા ત્યારે છેવટે મુનિજીએ એને સલાહ આપી કે વિષ્ણુ તથા મહાદેવને પ્રસન્ન કરીશ, તો જ તારુ દળદર ફીટશે. તેથી ઇદ્રે એ પ્રમાણે વિષ્ણુ તથા મહાદેવને ત્યા પ્રસન્ન કર્યા હતા એ ઘટનાનુ સ્થાન તે આ કલ્પેશ્વર

થોડાક ફર્લાન્ગ આગળ ચાલ્યા પછી ખનેરી ચઢી આવી, પણ તીરની જેમ અમે તેમાથી પાર નીકળી ગયા તેના થોડાક પહેલાથી ડાબે હાથે, નીચેની ખૂબ જ ઊડી અને સારી વસતિ તથા ખેતીવાળી ખીણમા, વૃદ્ધ બદરીના સ્થાને જવાનો, ઉપમાર્ગ ઊતરે છે જેમ "બુઢા કેદાર" છે, તેવુ આ વૃદ્ધ બદરી છે એ બહુ પ્રાચીન સ્થળ હોવાનુ ત્યા મનાય છે, પણ બહુ થોડા યાત્રી ત્યા જાય છે તે પછી ઝડકુલા તથા સિંહધાર તથા ગમવાગની મોટી ચઢી આવી સિંહધારથી જમણે હાથે એક કેડી ડુગર ઉપર ચડે છે તે યાત્રીને ગુરુઓના ગુરુ એવા આદ્ય શ્રી શકરાચાર્યે સ્થાપેલા જ્યોતિર્મઠે લઈ જાય છે

અહો ! કેવો એ સ્થાનના દર્શનનો લાભ છે ! બૌદ્ધ ધર્મની નાસ્તિકતાના મજબૂત પાશમાંથી સનાતન ધર્મને ભગવાન શંકરે જે અથાગ બુદ્ધિ, કાર્યશક્તિ, વ્યવસ્થાદક્ષતા અને અતકર્ય પરિશ્રમ વડે ઉદ્ધાર્યો હતો તેની કેડ ઝાંખી આ ચાર ધામ અને એકદર ઉત્તરાખંડ આપે છે તેમના અવતરણ પહેલા ક્યા હતા બદરી કેદાર કે બીજા ધામોના દેવસ્થાનો ? એ મહા ઉદાર આચાર્યે પોતાની પ્રત્યેક પીઠ "વૈષ્ણવ" ધામમાં જ સ્થાપી છે ! એણે સનાતન ધર્મની વિવિધ શાખાઓનો જે ઉદાત્ત ભાવથી સમન્વય કર્યો છે, તેની કદર કરવાની શક્તિ પણ પ્રાકૃત માનવીમાં ક્યાંથી હોય ?

આવા પંચમહાભૂતોની પ્રચંડ લીલાના સ્થાનમાં, દુર્ગમ પહાડોમાં, જૂની વાયુઓના માર્ગમાં, જળના યથેચ્છ ક્રીડાસ્થાનમાં આર્ય સંસ્કૃતિના ઉદ્‌ભવ સ્થાનમાં, ઋષિમુનિ દ્રષ્ટા-કવિઓની તપોભૂમિમાં ભગવાન શંકરે એવા ડુંગરની ટૂક ઉપર તપ આદર્યું અને પ્રસ્થાનત્રયીનું સર્જન કર્યું, કે જ્યાંથી ચોતરફ અનંત પર્વતમાળાઓ અને નરી ભવ્યતાની જ ભવ્યતા આંખને તથા અન્તરને સભર ભરી દે છે

જે ગુફામાં પ્રસ્થાનત્રયી લખાઈ હતી તે એક ભાઈએ બતાવી. શિવમંદિર બતાવ્યું તપની ઇચ્છાવાળા કોઈ પણ સાધુની ઇચ્છા હોય તો તેને રહેવા માટેની ગુફા અમે દીઠી અને મઠમાં ગાદીના દર્શન કર્યાં શંકરાચાર્ય શ્રી બ્રહ્માનંદજી તે સમયે 'પૂજ્ય'માં હતા, તેથી અમે માત્ર ગાદીના દર્શનથી સંતોષ માન્યો, કેમ કે મૂળ વસ્તુ એ જ છે મઠની મરામત તે સમયે થઈ રહી હતી જીર્ણોદ્ધાર માટે વર્તમાન આચાર્યજી બહુ પરિશ્રમ કરી રહેલા જણાય છે

મારે મન જ્યોતિષ્માની યાત્રા એટલે યાત્રાઓની યાત્રા, આ એક જ સ્થળના દર્શનથી મારું મન જાગી ગયું મને લાગ્યું કે જાણે પ્રાપ્તવ્ય બધું મને પ્રાપ્ત થઈ ગયું

વિચારના ગંભીર વાતાવરણમાં હું નીચે ઊતર્યો, ને પાછો આગળ પંથે પળ્યો. શિવમંદિર જે પ્રચંડ વૃક્ષની છાયામાં છે, તે વડ મને યાદ આવ્યો. એનું થડ એવું જાડું છે કે છ માણસની બાથમાં પણ એ ન આવે. શ્રી શંકર ભગવાનની તપશ્ચર્યા એણે નહિ દીઠી હોય એમ કેમ કહેવાય?

ગુરુઓના એ મહાગુરુ, કલિયુગના એક જ ગુરુ શ્રી શંકરાચાર્યે પૂર્વમાં ગોવર્ધનમઠ સ્થાપ્યો, તે જગન્નાથપુરીમાં, પશ્ચિમે શારદામઠ સ્થાપ્યો, તે દ્વારકાધીશના મંદિરમાં; દક્ષિણમાં શૃંગેરીમઠની સ્થાપના કરી, ને ઉત્તરમાં બદરીનારાયણમાં એમણે સ્થાપ્યો આ જ્યોતિષ્મઠ.

આ સ્થળેથી પુરાણપ્રસિદ્ધ ગંધમાદન પર્વત શરૂ થાય છે. ગંધમાદન, તે જ બદરીનારાયણવાળો પર્વત છે. જ્યોતિષ્મઠની ટેકરીની ઊંચાઈ પાંચેક હજાર ફીટ છે. તિબેટને માર્ગે થઈને કૈલાસ જવાનો જે નીતિઘાટ છે તે તરફ, તથા નીતિપહાડ તરફ જવાની સડક અહીંથી શરૂ થાય છે. બદરીનારાયણના મુખ્ય પૂજારી શ્રી રાવળજી બદરીનારાયણને શિયાળાના છ મહિના અહીં રાખીને પૂજે છે. પહેલાં એ પાંડુકેશ્વર રહેતા હતા, પરંતુ હવે અહીં રહે છે.

રામબાગમાં જે મંદિરો છે તેમાં નૃસિંહ, વાસુદેવ, દુર્ગા ઇ.ના મુખ્ય છે. તેની પૂજા પણ કોચીનના રહીશ નાંબુદ્રી બ્રાહ્મણ જ કરે છે.

સિંહધારા, રામબાગ અને જોશીમઠ ચઢીઓ લગભગ એક જ છે એમ કહીએ તો ચાલે. હેલંગ પછી ૧।। માઈલે પૈની ચઢી, તે પછી વૃદ્ધબદરીની પગદંડી, પૈની પછી ત્રણ જ ફર્લોન્ગે ખનોટી; ને સાત ફર્લોન્ગે ઝડકોલા; ત્યાંથી રસ્તો થોડો ચડે છે; ઝડકોલા પછી સવા બે માઈલે સિંહધાર આવે છે ત્યાં પહાડ ધસી પડવાથી ઉપમાર્ગે થઈને અમારે જવું પડ્યું હતું; સિંહધારથી બે ફર્લોન્ગે રામબાગ, જ્યાંથી

જવરનો માર્ગ સારી રીતે અને તગત થઈ ગરેના છે સોગમા માર્ઇની ખાનીથી ૧૩ માર્ઇની ખાભી સુધીમા મ્થજે સ્થળે એ ક્રમ નિના અગે દીઠો આટના મેગ પ્રમાણુમા ગ ગોતરી યમુનોત્તરીના પથમા પહાડો ધસતા હોય તો ? એ દી સુધરે નહિ, ને યાના ચાન દી ગકે નહિ ! ડુગરા જાણે નાગ વાર પરસ્પર લડી પડતા હોય અને એક બીજાના માથા ફોડતા હોય, એવા દેખાવો આ ચમોની મરી પથમા વાન નાગ નજરે પડ્યા કરે છે

બનૈડા પછી બરાગર સવાત્રણ માઈલ ધાટ ચઢી આવી તાપ ઘણો લાગ્યો અહીં સુધીનો માર્ગ લગભગ ઝાડપાન વગરનો જ હોવાય વળી આમાશ તા સુધી ૨૨૨૭ (ડુ, ને સૂર્ય ખુશમિજાજમા હતો !

**પીપલકોટિ, તા. ૩જી જૂન** (અહો ! ૯૭ ઉપર જવાના પથની નોધના ઠેકાણા નથી ત્યા પાઠો ઊતરીને અહીં સુધી આવી પણ પડોચ્યો છુ ! હવે પાછુ ધાટ ચઢીથી યાત્રાનુ અનુસધાન માડીએ )

ધાટ ચઢીમા અમે જરા વિસામો અને નાસ્તો, બને લીધા ત્યા અમદાવાદનાની મડળીનો ડેરો પણ હતો મે સાભળ્યુ કે ડૉ રસિ નાને ત્રણ દિવસના ઉપવાસ આદર્યા છે, ને તે છતા રાજના વીમેક માઈલ એ ચાલ છે મે બીજા પડાવ સુધી એમની સાથે ચાલવાનો નિર્ણય ર્યો અમારા સ્વામી તો તરત ખભે ઝોળો ચડાવી આગળ ઉપડી ગયા

ધાટથી લગભગ ચાર વાગે અમે આગળ ચાલ્યા અમારો વિચાર હતો બની શકે તો હનુમાન ચટ્ટી પડોચી જવાનો પણ અમે ઊપડ્યા ને તરત વાદળ મહારાજની ચઢાઈ આવી પહોચી નાના નાના રા પડવા માડ્યા અમારે એક પહાણાની ઓથે ભરાઈ જવુ પડ્યુ થોડી વારે વરસાદ બધ થયો એટલે પાછા અમે માર્ગ પડ્યા, પણ વૃષ્ટિ ચાલુ રહે તેના સ્પષ્ટ ચિહ્નો હતા, એટલે બહુ આગળ જવાનો પ્રશ્ન જ નહોતો

રહેને. જેમ તેમ કરીને ઘાટથી ૧૭ માઈલે આવેલી પાંડુકેશ્વર ચટ્ટીએ અમે છેક ૮ વાગે પહોંચ્યા. ત્યાં સ્વામી સામા આવ્યા!

પાંડુકેશ્વર પહોંચવા પહેલાં વળી એક કીકડીક ચડાઈ આવે છે. એ એક વાર ચડી ચૂક્યા પછી વળી પાછા એકમાઈલ ઊતરી આવીને માત્ર શોખની ખાતર તેને પાછી ચડવી, એ અમારા સ્વામી સિવાય બીજા કોઈનું કામ ન હોય!

પણ એ વિચિત્રતાનું કારણ હતું. મારો સાથી અને જિતસિંગ હજી સુધી આવ્યા નહોતા. અમે જ્યોતિષમઠ આગળ એક, વિષ્ણુપ્રયાગમાં દોઢ અને ઘાટ ચટ્ટીમાં એક, એમ સાડાત્રણ કલાક સુધી એમની રાહ જોઈ હતી, પણ એમનો પત્તો નહોતો. પાંડુકેશ્વર અમે અંધારું થતાં પહોંચ્યા. ભાગે મુકામ માટે એ સ્થળનું નામ આપ્યું હતું, તેથી હું ત્યાં સુધી પહોંચી ગયો હતો.

રાત અંધારિયાંની હતી. માર્ગ ચડાણનો, ખરબચડો, પડખે ઊંડી ખીણોવાળો, ને ખાસ કરીને રાત્રે બિહામણો હતો. અમને એ ભાઈઓની ઘણી ચિન્તા થઈ. સ્વામી એ ચિન્તાના માર્યા પાછા વળ્યા હતા. સડકની પડખે એક ઓટલા ઉપર અમે એમની રાહ જોતા બેઠા. ધર્મશાળામાં સ્વામીએ ઓરડી મેળવી રાખી હતી, એટલું વળી ઠીક હતું.

એ ભાઈઓ ઘાટ ચટ્ટીમાં રોકાઈ જશે ?...કે પછી અંધારામાં આગળ ચાલવાની હામ બીડશે ?...સહીસલામત પહોંચી જાય તો જાણે ગંગા નાહ્યા...ચિંતાને લીધે અમે મૂગા મૂગા બેઠા હતા. ત્યાં સ્વામીએ અચાનક બૂમ પાડી: There they are! Bravo! Magnificent achievement...

ખરેખર, એ બંને જણ ૯॥ વાગે ઘોર અંધારામાં પણ આવી પહોંચ્યા હતા! અમે છુટકારાનો દમ ખેંચ્યો, તે તે પછી નિરાતે ખેંચાઈ તેટલી ઊંઘ ખેંચી.

પાંડુકેશ્વર પણ પુરાણની નજરે રસપ્રદ સ્થળ છે કથાભાગ પ્રમાણે, પાંડુરાજાએ એક વાર હરિણ-હરિણીના યુગલ ઉપર બાણ તાકીને હરણનો શિકાર કર્યો હતો હરણે મરતા મરતા એને શાપ આપ્યો કે જેમ મારી સ્ત્રી સાથે વિહાર કરતા તમે મને માર્યો છે, તેમ તું તારી સ્ત્રી સાથે પણ સગ કરીશ તો તારું મરણ થશે આ શાપ માથે ચડીને પાંડુએ તપશ્ચર્યા આ સ્થળે કરી હતી વળી પાંચ પાંડવોનો ઉદ્ભવ પણ આ સ્થળે જ થયો હતો એ સ્થળની નજીકમા એક પર્વત શતશૃંગને નામે ઓળખાય છે. પાંડવોએ અંતમા પોતે કરેલી હત્યાના નિવારણ અર્થે હિમાલયમા જે પ્રવાસ કર્યો હતો તે દરમ્યાન તે આ સ્થળે પણ રોકાયા હતા

અહીં જે મૂર્તિ પૂજાય છે તે ધ્યાનસ્થ છે, અને તેને ધ્યાનબદ્રી કહે છે ખરુ જોતા વિષ્ણુની બેઠેલી મૂર્તિ હોઈ શકે જ નહિ એવું ધારવામા આવે છે કે જેમ બદરીપુરીમા તેમ અહીં પણ મૂળ મદિર બૌદ્ધનુ હતુ, અને તેમા બુદ્ધની પ્રતિમા હતી, પરંતુ પછીથી હિન્દુધર્મનો પુનરુદ્ધાર થતા, શ્રી શંકરાચાર્યને કડક પ્રતાપે આ મૂર્તિનુ વિષ્ણુમા પરિવર્તન થઈ ગયુ એને યોગધ્યાની પણ કહે છે કદાચ એ જૈન પ્રતિમા પણ હોય

બદરીપુરીમા અમારે સવારે વહેલા પહોચી જવુ હતું તેથી તા ૩૧ ને પરોઢિયે પો ફાટતા પહેલા, અમે પાંડુકેશ્વરને રામરામ કર્યા, પણ ચા પીવાનો લોભ થવાથી વળી એનાં ન્હાન ત્યા જ વેડફી નાખ્યા'

તા ૨૯મીએ અમે કુમ્હાર ચટ્ટી સુધી માત્ર ૨૧। માઈલ કર્યા હતા' તા ૩૦મીએ ત્યાથી પાંડુકેશ્વરના ૪॥ માઈલ ચાલ્યા હતા હવે બાકી હતા ૧૧ માઈલ શિરસ્તા પ્રમાણે હુ આગળ ચાલી નીકળ્યો

લગભગ છ વાગે હુ નીકળ્યો આકાશ ઘેરાયેલુ હતુ છેલ્ના પદર માઈલથી અલકનદાએ રૂપ પલટ્યુ હતુ હવે એ યમુના અને ભાગીરથીની યાદ આપે એવી રીતે ઘૂઘવતી હતી એ પણ અમારી સાથે સાથે પહાડ ચડતી હતી આ છેલ્ના ૧૧ માઈલની ચઢાઈ ખાસ્સી સતાપપ્રદ છે' ઠંડી જોરમા પડતી હતી

આ ૧૧ માઈલનું તે સવારનું દૃશ્ય કદી પણ નહિ ભુલાય પહાડો-ના બના તરડાયેના હતા. આકાશ ધૂસરનું હતું. બને તરફના નહિ, ચારે તરફના નિરાળા ડુંગરાની ધારો બરફવાળી હતી વાદળાં તેના ઉપર ફાવે તેમ બહુરૂપીવેડા કરતા હતા નરી ભવ્યતાનો ત્યાં પાર નહોતો

મક્કમતાથી પગલાં ભરતો ભરતો હું હનુમાન ચટ્ટી પહોંચ્યો ત્યાં સુધીમાં થોડી થોડી લીલોતરી જોવામાં આવી લાગી, એક વાર નદી સુધી નીચે ઊતરીને પાછું ચડવાનું આવે છે, તે ભાગમાં વનસ્પતિ જરા વધારે હતી પણ જેને વન કહેવાય તેવી નહિ દેવદાર શરમાતા શરમાતા ક્યાંક ક્યાંક દેખાતા હતા પણ ગુનામ ખીલ્યો હતો રહી રહીને એની ખુશબોની ઝપટ આવતી, ને મગજને મસ્ત કરી જતી હતી

પાંડુકેશ્વર પછી ૧૫ માઈલે વિનાયક ચટ્ટી છે તે પછી એકાદ માઈલે લામગગાડ આવે છે તેની પાસે ધમેના પહાડે વળી માર્ગ ઉપર જબરદસ્તી ગુજારેલી હોવાની નિશાનીઓ દેખવામાં આવી. લામગગાડ-થી ૩।। માઈલે હનુમાન ચટ્ટી છે

આ હનુમાન ચટ્ટીના સ્થાનકને આગે પણ સ્થાનક છે ભીમસેન સ્વર્ગનો રસ્તો શોધતો હતો તે સમયે અનિષ્ટથી તેનું રક્ષણ કરવા માટે વાયુપુત્ર હનુમાનજી દુર્બલ વાનરનું રૂપ ધરીને એના માર્ગમાં આડા સૂતા. ભીમે એમને બાજુ ઉપર ખસી જવા કહ્યું, પણ એ ઘરડા વાનરે કહ્યું કે મારાથી ખસાતું નથી, કેમ કે હું અતિ વૃદ્ધ છું, તેથી તું જ મને ઉપાડીને ખસેડ ભીમે ગર્વમાં એનું પૂંછડું પકડ્યું, પણ તે યે એનાથી ખસેડી શકાયું નહિ, ત્યાં આખા વાનરને ઉપાડવાની વાત જ ક્યાં રહી?

ભીમ મૂંઝાયો એને આમાં કૈં ભેદ લાગ્યો છેવટે હાથ જોડીને એણે એ બુઢિયાને વિનતિ કરી કે આપ આ ઘટનાનો ભેદ સમજાવો, ત્યારે હનુમાનજીએ પોતાનો પરિચય આપ્યો, ને સાથે સાથે એને ચેતવણી આપી કે આ માર્ગમાં જોખમ છે, માટે ત્યાં જઈશ નહિ.

જેમણે "પાંચાલીપ્રસન્નાખ્યાન" વાંચ્યું હશે તેમને ભીમના આ પરાક્રમનો રૂપાન્તરે પણ પરિચય હશે. પાંચાલીને ગજી ફના સહસ્રદલ કમલ લાવવા ભીમ આ રસ્તે આવ્યો હતો, ને હનુમાનજીએ એને આ રીતે રોક્યો હતો. ત્યાંથી આગળ કુબેર ભંડારીનો આવાસ હતો, અને ત્યાંના તડાગમાં એ સહસ્રદલ કમલો ઊગેલાં હતાં.

આ માર્ગમાં એટલે પુરી બદરીની નજીક હનુમાન ચટ્ટીથી થોડે દૂર કુબેરનું સ્થાનક પણ બતાવવામાં આવે છે, અને આ પર્વતમાં વાચાને લાચાર બનાવી મૂકે એવાં સુંદર કમલવનોથી ઊભરાતાં સરોવરો આજે પણ વિદ્યમાન છે. એટલે આ કથાભાગ આ પ્રદેશના ઉપલક્ષમાં હોય, તો એ બંધબેસતું થઈ પડે.

ભીમ વાયુદેવનો પુત્ર હતો, અને હનુમાન પણ એના જ પુત્ર હતા. એ બેનો અહીં પરિચય થયો, અને તે કારણથી આ જગાનું નામ હનુમતાશ્રમ પડ્યું.

હું અહીં આવ્યો, ને નિરાંતે કુબેરના સ્થાન તરફ ચાલ્યો, પણ મને રોકવા કોઈ ઘરડો કે જુવાન વાનર ન આવ્યો, તેમ વાનરનો અનેક પેઢીનો વંશજ કોઈ માનવી પણ ન આવ્યો! પણ મારે સ્વર્ગની શોધ કે કોઈ પાંચાલી માટે કમળની શોધ નહોતી કરવાની!

હનુમાન ચટ્ટી સુધી પહોંચી શકીએ તેના પહેલાના અડધા માઈલે પણ, પડતા પહાડે રસ્તાની ખરાબી કરેલી હતી. આ છેલ્લા વીસ માઈલમાં તો સ્થળે સ્થળે આ ક્રમ બન્યો હતો.

પહાડો વધારે ને વધારે ગંભીર થયા. પાંડુકેશ્વર છોડીને ચાલતાં એક વળાંકે સામી દૃષ્ટિ કરતાં હું કૈં એક વાર સ્તબ્ધ બનીને ઊભો જ રહી ગયો હતો. અલકનંદાની ખીણની બે તરફના પર્વતોની હારોને છેડે, વચ્ચોવચ્ચ, કુંભાકારનો ઝળહળતો શ્વેત ડુંગર મેં દીઠો! જાણે ધરિત્રીનું અવર્ણનીય સુંદર સ્તન!......અહો! માયા, મહામાયા, શું

તારી વીના છે! ઝળહળતો એ સમપ્રમાણ ધવલગિરિ જોતા આંખો ધરાય તેમ નહોતુ. વળી કોઈ વળાંકમાં એ અદૃશ્ય થઈ જતો ને વળી કોઈ નાક આંખ સામે ઝળહળ આવતો હતો. ધીમે ધીમે એના બીજા પડખા દેખાયા, ને એની ધારની આકૃતિઓ બદલાઈ.

થોડી વારમાં ચારે તરફ બરફવાળા પહાડો આવી ઊભા અને નીચે? અલકનંદાએ બરફનો ગોઝાડ ઓઢી લીધો હતો! અત્યાર સુધીના કોઈ ધામમાં આટલા નિકટ ને આગના બધો બરફ જોવામાં નહોતો આવ્યો, ને આટલા બધા બરફમાં અમારે ચાલવું પણ નહોતુ પડયું. અત્યાર સુધીના કોઈ પણ ધામના પંથને અંતે આવેલુ ભવ્ય દર્શન દીઠામાં આવ્યું નહોતુ. સાચે જ, બદરીપુરી સર્વ ધામોમાં શ્રેષ્ઠ છે. અત્યંત ટાઢી, વાદળની ઘટા, બરફની વિપુલતા — અને તેના દૂર દૂરના ધવલ શૃંગો ઉપર ઝળહળતો સૂર્યનો પ્રકાશ!

ટાઢીમાં ઠૂંઠવાતો, આ દિવ્યદર્શન ઉપરથી આંખો ક્ષણભર પણ ખમેડતા ડરવાનો. સભાગીને બના લગભગ ડગના બગતો પ છેના નગઅર્ધા પાચ માઈલ ચડી ગયો. પુરીથી એક માઈલ દૂરથી મંદિર દેખાય છે. તે સ્થળ દેવદેખણી કહે છે. મે ત્યાથી બદરીનાં દેરાં દેખ્યા.

આ પંથનો છેલ્લો અડધો માઈલ તો ખુદ પુરીની અંદર જ છે, કેમ કે પંથની ગણતરી મંદિરથી મડાય છે. વાટમાં નીચે ઊતરતી આવેના હતા, તેની ઝીણી ઝરમરમાં થઈને પુલ પાર કરીને પુરીમાં પ્રવેશ્યો તે વખતે સાડા ચાર હતા.

ચાર ધામની યાત્રાની પૂર્ણાહુતિ! અને કેવી અવિસ્મરણીય એ પૂર્ણાહુતિ હતી!

મે નગરમાં પ્રવેશતા જ હિમરેડાએ કરેલી પાયમાલીનું દૃશ્ય દીઠું. એ આપત્તિ ઘણ પતનને આટલો બધો સમય વીતી ગયેલો હોવા છતાં હજી ખડેર થઈ ગયેલા મકાનો ઉપરથી બરફને ખોદી મહાકાનું નામ ચાલુ

હતુ. લગભગ ૨૫૦ ગજ જેટલા ગીચ બજારવિસ્તાર ઉપર એ રેડો ધસી આવ્યો હતો એની ઝપટમા જે આવ્યુ, તેનો કચ્ચરઘાણ નીકળી ગયો હતો એમા પડાઓના મનનો પણ હતા, ડઝનગધ દુનનો પણ હતી, ને ખાધાખોનાકાના ગોદામો પણ હતા. અમારા ગોરનુ પણ એક મોટુ મકાન તેમા હોમાઈ ગયુ હતુ, પણ એ મકાનો યાત્રીઓએ જ બધાવી આપના હોય છે તેની મરામત પણ યાત્રીઓ જ વહેલામોડા કરી આપશે

પરતુ આ વટનાને લીધે પુરીમા આ સાન રહે ણુની તગી અને વસ્તુઓની મોઘવારી ભજનન પ્રમાણમા વધી ગઈ છે

પ્ર સીધો કાલી કમલીવાળાની ધર્મશાળામા ગયો ત્યાના વ્યવસ્થાપક સ્વામી સર્વાનન્દજીએ સસ્થા ા એક મકાનમા ઓરડી ન્હાડી આપી, ને ત્રણ ધાબળા પણ આપ્યા એટલે આ મુખ્ય અને મહાન પ્રશ્નનો ઉકેલ આવી ગયો

પુરી નદગી એટલે એક નાની, સાકડી બજાર, બધુ જ એ બજારમા છે અને ખાનાપીનાની દુનાો તેમા મુખ્ય ભાગ રોકે છે અહીંના પડા મોટા અને મોભાદાર છે એમનામા લેનનાપણુ ઓછુ છે અમારા પડા છે પડા કૃપાશકર ગગાધર કોટિયાન. એ અગ્રેજી ભણેલા, સુસસ્કારી અને સાહિત્યપ્રિય છે, યુવાન છે એમના પિતા "૭ ભાઇ" કહેવાતા હતા કેમ કે એ ૭ ભાઈ હતા તેથી તેમનુ નામ જ ૭ ભાઈ પડી ગયુ છે એ કુટુબમા ચક્રધર શાસ્ત્રી જેવા વિખ્યાત પડિતો છે એમનુ ઘર પૂછ્નો એમની પાસે પહોચી ગયો, ને એમનો સત્સગ પ્રાપ્ત કર્યો

---

## પ્રકરણ ૧૭

## બદરીમાહાત્મ્ય—અને રામ રામ !

કર્ણપ્રયાગ, તા. ૪–૬–'૪૮ ને વાર શુક્ર—અહો! સમય અને સડક કેટલી ઝડપથી વહી જાય છે! હજી મેં અમારા બદરીપુરીના ગોરનો પરિચય આપ્યો, ન આપ્યો, અને એ લખ્યાની શાહી સુકાઈ ન સુકાઈ ત્યાં તો મારે છેક કર્ણપ્રયાગ! બદરીથી ચમોલી ૪૮ માઈલ, ને ત્યાંથી નંદપ્રયાગ ૯, ને ત્યાંથી કર્ણપ્રયાગ ૧૨ માઈલ! હજી મને બદરીની નોંધ કરવાની ફુરસદ મળી નથી, ત્યાં તો લગભગ સિત્તેર માઈલ મારી અને બદરી વચ્ચે આડા આવી પડયા!

આગળ વાત કરતાં પહેલાં હું જરા બદરીનારાયણના માહાત્મ્યનું ટાંચણ કરી લઉં.

નંદપ્રયાગથી માંડીને સરસ્વતીગંગા સુધીના પ્રદેશને બદરીકાશ્રમ કહે છે. સરસ્વતીગંગા પુરી બદરીથી આગળ લગભગ ૧।। માઈલે માણાગાંવ પાસે અલકનંદાને મળે છે. આ તીર્થનું વર્ણન કરતાં શિવજીએ પાર્વતીને કહ્યું છે :

> बहूनि सन्ति तीर्थानि दिवि भूमौ रसासु च ।
> बदरीसदृशं तीर्थं न भूतं न भविष्यति ॥

વળી :

> धन्याः कलियुगे घोरे ये नराः बदरीं गताः ।
> यत्र ब्रह्मादयो देवा हरिभक्तिरताः प्रिये ॥ १३ ॥
> निवसन्ति स्थले रम्ये नानातीर्थविराजिते ।
> धन्यः स एव लोकेषु यो गच्छेद्बदरीं नरः ॥ १४ ॥

(સ્કંદપુરાણ, અ. ૫૭)

આગળ જતા શિવજી પાસે પુરાણકાર કહેવડાવે છે કે બદરી આશ્રમ આ મડળમા જે વસે છે તે બધા અતિ સુદર એવા વિષ્ણુના વર્ણના થાય છે

હશે, બદ્રીનાથ જોવા છે ત્યાના રહીશો તો ઘણા જોયા જો વિષ્ણુનો વર્ણ એટલે શ્યામ રગ કહેવાની શિવજીની મનનમ હોય તો જુદી વાત છે, કેમ કે શ્યામળા ચહેરા આ માણસો ત્યા ઘણા યે વસે છે પરંતુ જો તેજસ્વી રૂપ કે એવુ બીજુ કોઈ લક્ષણ તેમા માનવાનુ હોય તો એવુ ન્યુ એ ક્ષેત્રના રહીશોમા મારા જોવામા બ, ન આવ્યુ અથવા એમ માનવાનુ પણ હોય કે યે જે જોયુ તે જ વિષ્ણુરૂપ અને વરવણું સમ ત્યાનુ છે એમ હોય તો મારે એની પ્રતીતિ બ, હજી નથી!

પરંતુ કદાચિત્ મારામા દિવ્ય દૃષ્ટિની ખામી હશે, એ વસ્તુ મારે માટે અતિ સૂક્ષ્મ હશે!

આ બદરી ક્ષેત્ર ચાર પ્રકારનુ વિખ્યાત છે સ્થૂલ, સૂક્ષ્મ, અતિ સૂક્ષ્મ અને શુદ્ધ એ ચાર, અનુક્રમે સારૂપ્ય સામીપ્ય, સાલોક્ય અને સાયુજ્ય મુક્તિ આપે છે નદપ્રયાગથી ગરુડગગા સુધીનુ ક્ષેત્ર સ્થૂલ, ગરુડગગામાથી વિષ્ણુપ્રયાગ સુધી સૂક્ષ્મ, વિષ્ણુપ્રયાગથી કુબેર શિલા સુધી અતિ સૂક્ષ્મ, અને કુબેરશિલાથી સરસ્વતીગગા સુધી શુદ્ધ બદરીક્ષેત્ર છે

આ ક્ષેત્રમા અનેક શિલાઓ અને તીર્થો છે તીર્થોમા મુખ્ય પાચ છે એમા સર્વથી પ્રથમ તપ્તકુડ અથવા વહ્નિતીર્થ મોક્ષ આપનારુ છે બીજા ચાર ઋષિગગા, કર્મધારા, પ્રહ્લાદધારા અને નારદકુડ છે એ ઉપરાંત સૂર્યકુડ, વારાહતીર્થ ઇ છે તે સિવાય, ગધમાદન, બદરીક્ષેત્ર, નરનારાયણ આશ્રમ, કુબેરશિલા, વારાહશિલા, ગરુડશિલા, નારદશિલા, નારસિંહશિલા, માર્કણ્ડેયશિલા વગેરે છે

સ્કન્દપુરાણના ૫૮મા અધ્યાયમાં શિવજી પાર્વતીને તપ્તકુંડના સંબંધમાં કહે છે

> वह्नितीर्थं यत्र देवी वह्निनाराधितो हरिः ।
> तस्मै स सर्वमेध्यत्व विश्वात्मा विश्वभावन ॥
> अतः परतरं नास्ति तीर्थं त्रैलोक्यदुर्लभम् ।
> अस्मिन्क्षेत्रे तु बहुशस्तीर्थानि प्रवराणि च ॥

એ પુરાણમાં આ ક્ષેત્રની મહત્તાના બયાનમાં ત્યાં બ્રાહ્મણોને દાનદક્ષિણા આપવાના તથા ત્યાં તર્પણ, શ્રાદ્ધ આદિ કરવાના ગાડાં ભરીભરીને મળતા ફળનાં રસરસતાં વર્ણન હોય, એ સમજી શકાય તેવું છે, કેમ કે એ આખા ય પુરાણનો મુખ્ય ઉદ્દેશ જ બ્રાહ્મણદાનના માહાત્મ્યનો હોય એવું જણાય છે. પિંડદાનનું ખાસ મહત્ત્વ બ્રહ્મકપાલી ક્ષેત્રનું છે. તેને માટે કહ્યું છે કે અહીં જે કોઈ તર્પણ કરે છે તેના પિતરો ગમે તેવા પાપી તથા દુર્ગતિને પામેલા હોય તોપણ તરી જાય છે. વળી ગયા જવાથી કે બીજાં તીરથ કરવાથી કશું વિશેષ ફળ, જેણે બ્રહ્મકપાલમાં તર્પણ કર્યું હોય તેને માટે, છે જ નહિ. કેમ કે ત્યાં જે કર્યું હોય તેનું કરોડગણું ફળ પ્રાપ્ત થાય છે, માટે સર્વ પ્રયત્ને કરીને ત્યાં તર્પણ કરવું.

આ બધું ઉપર કહ્યું તે, અમારા વિદ્વાન સાથી ગંગાધર કોટિયાલ "વિદ્યાર્થી"એ અમને સમજાવેલું દાનદક્ષિણા માહાત્મ્ય છે. એમનું કહેવું એવું છે કે "આ ક્ષેત્રમાં આવીને દરેક પ્રાણીએ તપ્તકુંડમાં સ્નાન આદિ તથા સુવર્ણ ચાંદીનાં દાન કરીને, પાંચે તીર્થોમાં સ્નાનમાર્જન કરીને, ભગવાન બદરીવિશાલના દર્શન કરીને ભગવાનનો મહાપ્રસાદ આરોગીને યથાશક્તિ ભગવાનની પ્રદક્ષિણા કરી, ભગવાન બદરી–વિશાલ પ્રભુ દેવતાઓની પૂજા કરી, એણે બ્રહ્મકપાલીમાં પોતાના પિતરોને પિંડતર્પણ ઇ. આપીને ભિન્ન ભિન્ન સ્થાનોએ દાનદક્ષિણા

આપીને બ્રાહ્મણોને સંતુષ્ટ કરીને, અનાથો તથા સાધુઓને યથાશક્તિ ભોજન આપીને પોતાના જીવનને સફળ બનાવવું

સ્કંદપુરાણના ૮૨મા અધ્યાયમાં ૪૫ થી ૫૦ સુધીના શ્લોકોમાં આ ક્ષેત્રમાં યાત્રાના વિધિનું પણ વર્ણન કરેલું છે. પુરાણમાંથી શ્લોકો ટાંકવાની લાલચ છે, અહીં સુધી મેં રોકી છે. પણ આ તીર્થની મહત્તા જોતાં તથા ભાવિક વાચકોની શ્રદ્ધાનો વિચાર કરીને થોડા અપવાદ રૂપે ... ની ચૂકરો. પરંતુ આ યાત્રાક્રમના શ્લોકો ટાંકવાને બદલે તેનો સાર માત્ર જ આપીશ. એનો એવું કહેવાનો આશય છે કે આ સ્થળે જે દીપદાન કરે તેને ઉત્તમ નેત્ર, સુવર્ણદાન કરનારાં ઉત્તમ દેહ, અન્નદાન કરનારા તૃપ્તિ અને ધાતુના દાતાને ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય છે. અહીં જે કૈં કૃત્ય કરવામાં આવે તે એ કરોડગણું બની જાય છે. તેથી અહીં કશું પણ દુષ્ટ કૃત્ય કરવાનો નિષેધ છે.

દુષ્કૃત્ય કરવાનો ખાસ કરીને નિષેધ કરવાની બ્રાહ્મણોને જરૂર પડી જણાય છે. તેના પ્રખ્યાત શ્લોક અહીં યાદ આવે છે કે અન્ય ક્ષેત્રમાં કરેલાં પાપ તીર્થક્ષેત્રમાં નાશ પામે છે. પણ તીર્થક્ષેત્રે કરેલું પાપ વજ્રલેપ બને છે.

આ કથનમાં એક મહત્ત્વનો મુદ્દો સમાયેલો છે. એ મુદ્દો પુરાણકારે આ ચેતવણી આપી ત્યારે તેના લક્ષમાં હશે કે નહિ તે કોણ જાણે. પરંતુ આ યાત્રામાં ફરતાં ઘણી વ્યક્તિઓમાં તથા ઘણા જાણકારો મુખે મેં સાંભળ્યું છે કે માત્ર વરસ બે વરસ પહેલાં જ આ મહાયાત્રામાં લગભગ દરેક મુકામે વિશ્રાંતિસ્થાને દારૂની ભઠ્ઠીઓ, તથા દારૂ અંગે જે અન્ય દુરાચારો લાગેલા રહે છે તે માટેની વ્યવસ્થા હતી. સાંભળ્યા પ્રમાણે એવી વૃત્તિના યાત્રીઓની સંખ્યા મોટી હતી અને ઘણુંખરું એ વસ્તુઓના સહવાસમાં જ યાત્રા થતી હતી. પરંતુ કૉંગ્રેસ સરકારે સત્તામાં આવીને તરત પ્રત્યેક ચટ્ટી આગળની ભઠ્ઠી સળગાવી નાખી

છે, અને ત્યારથી આ યાત્રામાંથી એ અદૃશ્ય છે આ સમુચ્ચિયનિ પ્રાગ મૌ કહેવામાં આવી તેટલી બધી બાબાત ન પણ હોય, પરંતુ એ સાન પ્રમાણમાં પ્રવર્તતી હતી, એ નિર્વિવાદ છે અને તે પણ યુગાનુમાં આપેલી આ ચેતવણી હતા।

ઉપર કહ્યા તે ઉપરાંત બીજાં તીર્થો પણ આ ક્ષેત્રમાં છે. બદરિકાશ્રમની પશ્ચિમ તરફ દોઢેક ગાઉએ ઉર્વશીકુંડ છે. આ કુંડની પાસે પ્રથમ પુરુરવાએ પાંચ વર્ષ સુધી ઉર્વશી સાથે રમણ કર્યું હતું

અહીંથી બે ગાઉ દૂર મણિભદ્ર નામનું તીર્થ છે, જે કુબેર ભગવાનની સિદ્ધિ માટે વિખ્યાત છે બદરીવિશાલના મંદિરની ડાબી તરફ લગભગ ૧ માઈલ ઇન્દ્રધારા ને ૪ા માઈલે વસુધારા તીર્થ છે. ત્યાં આઠ વસુઓએ ગિરિશાર તપ કર્યું હતું. ત્યાંથી થોડે દૂર ચક્રતીર્થ છે, જ્યાં અર્જુને અસ્ત્રવિદ્યામાં નિપુણ થઈને પછીથી દુર્યોધન આદિ શત્રુઓનો નાશ કર્યો કહેવાય છે.

ત્યાંથી આગળ મુચુકુન્દગુફા છે, જ્યાં વ્યાસ ભગવાને ચાર વેદોને જાણીને પ્રતિહાસ, પુરાણ તથા વેદાન્તસૂત્રો રચ્યા હતા તે પછી કેશવપ્રયાગ છે જ્યાં મણિભદ્ર તથા વિષ્ણુ આશ્રમ છે. ભીમસેને શત્રુઓને પકડીને ત્યાં દાટ્યા હતા તેનાથી આગળ ત્રણેક માઈલ દૂર સત્યપથ છે, જ્યાં સ્વર્ગારોહણ નામનું પ્રખ્યાત સ્થળ છે, જ્યાં પાંડવોએ દેહત્યાગ કર્યો હતો.

ઈ. સ ૧૯૪૭ માં સ્વીસ પહાડી મંડળીએ આ "મનોપથ" એટલે સત્યપથ પર્વતના દુર્ગમ શિખરને જીત્યું. પરંતુ પાંડવો આજના આપણા બદરીનારાયણના યાત્રાપથે ચાલ્યા હતા અને પછી આ બરફના બીજાં પર્વતોમાં ગીગ્માં પડ્યા હતા, તે વૈજ્ઞાનિક સાધનો લઈને નહિ, પરંતુ ખાલી હાથે. અને ત્યાં એમણે હાડ ગાળ્યા હતા. હિમાળો ગાળવાનો શિરસ્તો એક સમયે પ્રચલિત હશે માનવી સંસારના કલેશથી

કંટાળીને ત્યાં જતો રહે અને મૂર્છા આવી જાય ત્યાં સુધી આગળ ચાલ ચાલ કરે. અગ્નની ઠંડીની અસર અફીણ જેવી હોય છે. અમુક હદ આવે એટલે દર્દ જણાતું નથી; પ્રથમ આગળાં ઠરી જઈને ખરી પડે છે; પછી મૂર્છા આવી જાય છે. એ મૂર્છામાથી જાગ્યા વગર જ દેહનું પતન થઈ જાય છે.

એ હિમાળો ગાળવાનું સ્થાન, તે આ સતોપથ.

ભાગવતમાં બદરીતીર્થનો ઉલ્લેખ છે; શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહ્યું છે કે गच्छोद्धव मयादिष्टो बदर्याख्यं ममाश्रमम्। અર્જુન અને કૃષ્ણ નર-નારાયણના અવતાર હતા, તેથી શ્રીકૃષ્ણે એને પોતાનો આશ્રમ કહેલો છે એ યથાર્થ છે. એ જ ન્યાયે (પણ અલબત્ત ઘણી ઓછી યથાર્થતા સાથે) યમુનોત્તરીમાં મેં ગૌતમ મુનિના આશ્રમને મારો આશ્રમ કહીને ગૌરને મૂંઝવ્યો હતો ને!

આ ગન્ધમાદન પર્વત ઉપર ગૌતમબુદ્ધ આવ્યા હતા એમ કહેવાય છે. બુદ્ધનું ગોત્ર પણ ગૌતમ હતું. સિસ્ટર નિવેદિતા કહે છે કે આ તીર્થોમાં બૌદ્ધમતનું પ્રાબલ્ય બહુ હતું. બદરીનારાયણની મૂર્તિ બૌદ્ધોએ અલકનંદામાં નાખી દીધી હતી, પરંતુ શ્રી શંકરાચાર્ય પછી રામાનુજાચાર્યે અહીં આવીને તેનો પુનરુદ્ધાર કરીને ગરુડકોટિ ગુફાની સ્થાપના કરી હતી. બદરીની મૂર્તિ પણ ધ્યાનાવસ્થિત છે. વિષ્ણુમૂર્તિ એ આસનમાં હોતી નથી. વિષ્ણુનું આ રૂપ સ્વીકારાવું અને તે મૂર્તિની આટલી બધી મહત્તા વધવી, એ શ્રી શંકરાચાર્યનાં અગણિત અને અગમ્ય પરાક્રમોમાંનું એક છે. પહેલાં આ સ્થળે બૌદ્ધ મઠ હતો, પરંતુ એની હસ્તીની સાબિતી પણ હવે દુર્લભ છે.

મૂર્તિ ઘણા સમય સુધી ગરુડ ગુફામાં પુજાતી હતી. ઘણા સમય પછી એક રામાનુજી સાધુએ આવીને ગઢવાલના રાજાને સમજાવીને તેની પાસે હાલનું મંદિર સ્થાપ્યું, ત્યારથી એની ત્યાં સ્થાપના થઈ છે. એ મૂર્તિને જમણે હાથે કુબેર અને ડાબે હાથે નરનારાયણ ઋષિઓ છે.

અહીં આવનારા યાત્રીઓમા કુબેર અત્યત લોકપ્રિય છે એ યાત્રીઓમા મોટે ભાગે મારવાડીઓ તથા પ જાબી હોય છે અને તે પણ વેપારી વર્ગ હોય જે કુબેરની મહત્તા એમને ગળે ગરમ શીરા જેવી સહેલે ઊતરી જાય, એમા નવાઈ પામવા જેવુ શુ છ ? મે જોયુ કે કુબેરની આરાધના યાત્રીઓમા ઘણી પ્રચલિત છે.

આવી બદરીવિશાલવાળા અનુપમ તીર્થક્ષેત્રની મહત્તા છે પુરાણ કહે છે તે બધુ બરાબર હશે, પરતુ આ સ્થળ એના પોતાના અવર્ણનીય ગુણોને લીધે પણ મને તો એવુ ગમી ગયુ, કે પાડવોએ જે છેલ્લુ વિશ્રામસ્થાન ત્યા શોધ્યુ, તેમા મને ઘણુ તથ્ય લાગે છે.

બદરીનારાયણમા હુ બે રાત રહ્યો ઠડી ત્યા બહુ જ આકરી હતી. બરફની આ સાનતી અતિશયતાને લીધે તેમા એક પ્રકારનો ભેજ હતો, અને હાડકાને પણ જાણે ઠારી દેશે એવી શરીરમા ઊતરી જતી હતી

દર્શન વગેરે યથેચ્છ કર્યા, તે નોધવાની શી પણ જરૂર હોય ખરી ? મ દિરના શ્રીમાન રાવળજી શ્રીકૃષ્ણન્ નાબુદ્રી ઘણા જ સારા ભક્તજન છે એમના ચહેરા ઉપર જે તૃપ્તિ અને શાન્તિ છે તે તત્ત્વજ્ઞાની અથવા ભક્તને જ સુલભ હોઈ શકે એમનુ હૃદય ભક્તિથી ભર્યું પુર્યું છ. ઘણા સજ્જન અને માયાળુ છે એ કહેવાની પણ ભાગ્યે જ જરૂર હોય.

ત્યાના તપ્તકુડના ગરમાગરમ પાણીમા સ્નાન કરવાથી થાકે શરીરમાથી સત્વર વિદાય લીધી હતી. આ કુડ રોજ સાફ થાય છે, ખાલી કરાય છે, ને નવેસરથી ભરાય છે એટલે એમા નાહવામા બહુ સકોચ રાખવાની જરૂર નથી

અહીં દુમાલાદાર પત્રકાર-મથવાર શ્રી નૌટિયાલનો પરિચય થયો. મદિર સ્વચ્છ અને સુદર છે. ત્યા જે સ્તોત્રો બ બોલાય છે તેની ઉચ્ચારશુદ્ધિથી મને ઘણો આનદ થયો વ્યવસ્થા સર્વ પ્રકારે મને ઉત્તમ જણાઈ મદિરની વ્યવસ્થા સમિતિ તરફથી જે મત્રી મહાશય

ત્યાં વહીવટી કારભાર કરે છે તે કાર્યદક્ષ, મનોબળવાળા અને સારી વ્યવસ્થાશક્તિવાળા છે એવી મારા ઉપર તો છાપ પડી છે

પહેલી રાતના સૂઈ રહ્યો તે નિરાંતની નિદ્રા આવી. મારા ખંડની બારી પશ્ચિમ તરફની હતી. સવારમાં પાંચ વાગે એકાએક એ બારીમાંથી ખંડમાં સૂર્યનો સુવર્ણ પ્રકાશ આવ્યો. આ વિચિત્રતા દેખીને કોને આશ્ચર્ય ન થાય? પશ્ચિમ તરફની બારી, તેમાંથી પરોઢિયે સૂર્યનો પ્રકાશ આવે, એ બીનાને વિસ્મયકારક નહિ તો બીજું શું કહી શકાય? શું સૂર્ય પાંચ વાગે, અને તે પણ પશ્ચિમમાં ઊગ્યો હશે? મેં બારીમાંથી નજર કરી, ને ભેદ ખૂલી ગયો. સૂર્ય પૂર્વમાં જ ઊગ્યો હતો. હજી એ ક્ષિતિજ ઉપર નહોતો આવ્યો. પણ મારી બારી સામે ઉત્તુંગ ધવલગિરિનું ત્રિકોણાકાર શિખર ઊભું હતું; તેની ટોચ ઉપર બાળસૂર્યનાં પહેલાં કિરણો દોડી પહોંચ્યાં હતાં. એમણે એ ટૂકને ભગવા રંગે રંગી દીધી હતી, અને તેનું પ્રતિબિંબ મારી બારીમાં થઈને મારા ખંડમાં ડોકિયાં કરતું હતું! એ પર્વત, તે નીલકંઠ શિખર, ઊંચાઈ ૨૧,૦૦૦ ફીટ. પ્રકૃતિની લીલાનો કૈં પાર છે! હનુમાન ચટ્ટી છોડ્યા પછી જે ધરિત્રીના ધવલ પયોધરના દર્શન થયા હતાં, તે આ જ શિખર હતું.

બે દિવસ ને બે રાત તો ક્યાં ગયાં તેનો પત્તો યે ન લાગ્યો. ત્રીજી સવારે એટલે કે તા. ૨૭ જૂનના પ્રાતઃકાળે મેં આ ધામરાજને રામરામ કર્યાં. મારા બન્ને સાથીઓ ત્યાં જ રહેવા-જમવાની વ્યવસ્થા કરીને રોકાઈ ગયા હતા. એટલે જિતસિંગ અને હું ત્યાંથી ઉપડી ગયા. રાવળજીની આજ્ઞા પ્રમાણે, વિદાય થતા પહેલાં દર્શન કરી લીધાં. ભીડમાં અંદર જતે દ્વારનો એક ખીલો વાંસામાં ઠીક ઠીક દુઃખદાયક રીતે મને ભોંકાયો! મારાથી કાયા, વાચા અથવા મનથી પણ બદરીનારાયણ ભગવાન પરત્વે કૈં અનુચિતતા થઈ ગઈ હશે કે કોણ જાણે કેમ, પણ બે દિવસ કળ રહે તેવી સજા એણે મને કરી! એણે જ ને, બીજું કોણ કરે!

આકાશ સ્વચ્છ હતુ મારા આગમન સમયના પોતાના બરખિલાફ મિજાજને યાદ કરીને હવે એ જાણે હસતુ હતુ તડકો સીધો પડતો હતો સવારે ૮ વાગે અમે પ્રયાણ માડયુ આગમન સમયે જે પહાડો બરફના પીંછા માથામા ખોસીને મિજાજ કરતા હતા તેમણે સૂર્યના તાપથી અ ળાઈ ને જાણે શિરાભૂષણ ઉતારી મૂક્યા હતા માર્ગના બીજા પહાડો જેવો તેમણે પણ તે પ્રભાતે સાદો વેશ ધારણ કરી લીધો હતો મારા આગમનની પ્રભાતે તુષારવર્ષા થઈ હશે, તેને લીધે એટલી બધી બરફની વિપુલતા તે સમયે દેખાઈ હશે પણ મારા નિર્ગમનને દિવસે તે સમયની બધી ચમત્કારિતા જાણે ઊડી ગઈ હતી એવા છે મહામાયાના અગમ્ય અનત ખેલ ! એના ર ગને ચડતા વાર નથી લાગતી ને ઊતરતા પણ નથી લાગતી

હવે પાછા વળવાનો પ્રશ્ન હતો ! ઉપર જતે જેમ જેમ ત્રીસ માઈલની હળવી–આકરી પણ ચઢાઈ હતી તે હવે ઉતરાઈ બની ગઈ હતી ક્રમે ક્રમે, ટૂ કામા પ થ આ પ્રમાણે મે કાપ્યો

સવારે ૮ વાગે પ્રયાણ એક માઈલ સુધી થોડો ચડતો પ થ ત્યા જેને દેવદેખણી કહે છે તે સ્થળ છે ત્યાથી રસ્તો ઊતર્યો, ને પગ ઝટપટ ઊપડ્યા રાા માઈલે ધસતા પહાડથી રસ્તાને થયેલુ પણ ઇજનેરી ખાતાએ તરત સુધારેલુ નુકસાન જોવામા આવ્યુ ત્રીજા માઈલની ખાભી આગળ એક દશબાર વર્ષની બાળાને ખિલખિલાટ હસતી સાભળીને તરત કોઈ ટહુકયુ "કેમ અની, બહુ અઢલુ આવે છે !" ગુજરાતી ! , બરફ ઉપર પગ લપસવાથી એ છોડીનુ હસવુ માતુ નહોતુ.

અડધો માઈલ આગળ ચાલ્યો ત્યા ડાબે હાથે દન લાગેલો દીઠો આ કોરા પહાડોમા ખાસ નવાનવિ જેવુ નહોતુ, એટલે ઝાખરા જ બળતા હતા ચપોચપ માઈલોને પાછળ મૂકતો હુ પાચ માઈલે હનુમાન ચટ્ટી પહોચ્યો

પણ પગ તાજા તમતમતા હતા. સડસડાટ એ ગામમાંથી હું પસાર થઈ ગયો. અલકનંદાએ એ પાંચ માઈલ દરમ્યાન હાંફનાં ખરફનાં આવરણ આ બે દિવસમાં પણ થોડાં ઓછાં થયેલાં લાગતાં હતાં. બરફના રેડા પણ થોડા ઓસર્યા હતા.

છઠ્ઠા માઈલની ખાંભીથી થોડી થોડી લીલોતરી દેખાઈ, તે દસેક માઈલ સુધી ચાલી. પણ છાંયો આપે તેવો ભાગ ક્વચિત્ જ આવતો હતો. ઉપર જતે ટહાડમાં હું ઠૂંઠવાઈ ગયો હતો, પણ ઊતરતે શરીર ગરમ ગરમ બની ગયું હતું. એક જ સ્થળના, એક જ સમયના, છતાં બન્ને સાવ જુદા પ્રકાર બન્યા હતા. એ કુદરતની અકળ કળાનું એક વિશેષ દર્શન જ હતું.

ગુલાબ ખીલ્યો હતો. વારંવાર તેની સુવાસની લહેરી મગજને મસ્ત કરતી હતી. રસ્તો ઝડપથી સરતો હતો. બરાબર ૮ા માઈલે લામબગાડ ચઢી આવી. મા. ૯ ફ. ૫ ઉપરની વિનાયક ચઢી પણ અમે વગર રોકાયે પાર કરી ગયા, તે સીધા પહોંચ્યા મા. ૧૧ ફ. ૨ ઉપર પાંડુકેશ્વર. અહીં સુધી સતત ઢોળાવ ઊતરવાનો હતો. સવારનો સમય હતો એટલે તડકો બહુ વસમો નહોતો લાગતો, ને ઠંડક ઠીક ઠીક હતી. તેરમા માઈલ ઉપર એક ફર્લાંગે ઘાટ ચઢી આવી. તેરમા અને સોળમા માઈલો વચ્ચે પહાડો સાથેની રસ્તાની લડાઈનાં ચિહ્નો વારંવાર દેખાયાં. મા. ૧૬ ફ. ૩ ઉપર બલદૌડાની નાની ચઢી આવે છે, પણ તેની સાથે અમને કશી નિસ્બત નહોતી. ૧૭મે માઈલે આવ્યું વિષ્ણુપ્રયાગ. અહીં ચા પીવાની ઇચ્છા થઈ; પણ ઇચ્છા પ્રકટવી એક વસ્તુ છે, ને તેનું પૂર્ણ થવું એ બીજી વસ્તુ છે! આ મહત્ત્વના તીર્થમાં ચઢી જરા યે સારી કે સવડવાળી નથી, તેથી પુરે જવાના ઉતરાણને ઝડપથી ઊતરીને અમે માડ્યું સામેનું ખરેખરું નોંધપાત્ર ચડાણ. ત્રણ માઈલ સુધીનો આ ઢોળાવ ઊતરતે આકરો લાગ્યો હતો, તો ચડતે કેવો લાગ્યો હશે!

માઈલ ૧૯ ફર્લાંગ ૫ ઉપર રામબાગ ચટ્ટીએ અમે પહોંચ્યા, ને ત્યાં જ બિસ્તરે છોડ્યો. એ પ્રમાણે, નાસ્તો કરવા માટે ૧૨ થી રાા સુધી પાંડુકેશ્વર રોકાઈને અમે તે દિવસે ૧૯ાા માઈલ કાપ્યા હતા.

ગાનના રોટી પકાવી, ખાઈને તા. ૩જીની પ્રભાતે ૪ાા વાગે રામબાગથી અમે પગપ્રવાહને વહાવ્યો. બે ફર્લાંગ પછી સિંહધારા ચટ્ટી આવી; અહીં રસ્તાને થયેલા નુકસાનને કારણે આડમાર્ગ ઉપર થઈને અમારે જવું પડ્યું. બદરી જતે પણ એ જ પ્રમાણે કરવું પડ્યું હતું. ૨૧ અને ૨૨મી માઈલની ખાંભીઓ વચ્ચે પાછી થોડી ચડાઈ આવી, પણ અમે તાજા હતા, અને રસ્તો સાફ હતો એટલે ખાસ વસમું લાગ્યું નહિ. બાવીસમી ખાંભી પછી તરત ઝડકોલા આવ્યું; એક માઈલ પછી ખનોટી, ને ત્યાંથી જરા આગળ વૃદ્ધ બદરી જવાનો માર્ગ; ૨૩-૭ ઉપર પૈની ચટ્ટી; ને ૨૫-૩ ઉપર પાછી કુમ્હાર ચટ્ટી; એમ પંથ પળતો હતો. પાછી ૨૭ માઈલે જરાક ચડાઈ આવી, પણ ૨૮મો માઈલ છોડ્યો ત્યાં ગુલાબકોટિની ચટ્ટી આવી લાગી; ત્યાંથી પાતાળગંગાના પુલને મળનારી ઉતરાઈ શરૂ થઈ. ૩૧મે માઈલે પાતાળગંગાના સડક બંગાણુની પહેલાંના પુલ ઉપરથી પસાર થતાં કાને પડ્યું : "એ ઉપર જ ચાલો, ઉપર પાણી હશે !"......ગુજરાતના નરનારીઓનો સંઘ સામો આવતો હતો! એ શુભ શુકન પાર કર્યાં ત્યાં વળી સાંભળ્યું, "ચાર પાનાં પડશે; બીજું શું?" ઊંચે જોયું તો કદાવર બાંધાની, અંગસૌષ્ઠવની મૂર્તિ સમી ગુજરાતી યુવતી દીઠી. તેની સાથે ક્ષુદ્ર કાયાવાળો એક પુરુષ પણ હતો. અને બીજાં પણ સ્ત્રીપુરુષો હતાં.

માઈલ ૩૨-૬ ઉપર અગાશ ચટ્ટી પસાર કરીને આગળ ચાલતાં ૩૩ અને ૩૪ માઈલની વચ્ચે પુષ્કળ ઉતરાઈ મળી. આ ચડાણ-ઉતરાણની કહાણી ઉપર જતે નોંધેલાં વીગતોથી બરાબર બેવડી સમજી લેવાની છે. ૩૭મે માઈલે ગરુડગંગાના સુંદર સ્થળે અમે ચા લીધી. બરાબર ૧૧ાા વાગે ૩૮મે માઈલે અમે પાછા પીપલકોટિમાં પહોંચી ગયા, ને ત્યાં વિસામો લીધો.

સાડાત્રણ નાક પછી ૩ વાગે પાછી ઝોળી મે ખભે ચડાવી લીધી, ને પગ ઘસવા માંડ્યા ગાંધીજીની ભરમ નર્દને નીઝેવી મંડળી ના ૧૪મીએ પીપનકોટિમા પહોંચવાની હોવાના સમાચાર એક પાટિયા ઉપર લખેલા મે વાંચ્યા હતા

બે માઈલ પછી ૪૦મી ખાખીગે ઘોળીનાટ આવ્યો ત્યાંથી વધુ માઈલે સિયામેન ચટ્ટી લાગી અહીં વરસાદ ઘેરાયો પવન તો ક્યારનો ફૂંકાતો હતો, ને ધૂળના ગોટા ઉરાડતો હતો આ આખો માર્ગ સંપૂર્ણપણે આશ્રયહીન છે મેઘરાજાએ અમને રોગ માર્ગ ઉપર દેખીને જ દયા કરી હોય એમ લાગતુ હતુ!

અહીં છતસિંગે પગદંડી પકડી અમે બહુ જ જોખમી કેડીના પથરા કૂદતા અને દોડતા પડ્યા કેમ નહિ, એ સમસ્યા હજી સુધી મારે માટે અણઉકેલી જ રહી ગઈ છે! ચાલવાની ઉત્તેજના પણ નશા જેવી થઈ પડે છે એ મગજ ઉપર ચડી જાય છે એ પંથ કાપવાના, વરસાદથી બચીને જલદી વિશ્રાંતિને સ્થાને પહોંચવાના, ઉશ્કેરાટના આવેશમા કહાડેલી એ ઘેનઝા યાદ કરીને હજી પણ મને હસવુ આવે છે

---

## પ્રકરણ ૧૮

## अच्युतं केशवम्।

એવી રીતે આધુંપાછું જોયા વગર અમે લાંબે પગલે આ વાટે જે હંકાર્યે રાખ્યું, તે પોણાપાંચ વાગતાં ૪૫ માઇલના આંક આગળની મઃ ચટ્ટીએ છીતસિંહ અને હું જઈ પહોંચ્યા. અમારે તો સીધું ચમોલી પહોંચીને ત્યાં પડાવ કરવો હતો. પણ મઠ ચટ્ટીએ અમે આવ્યા ત્યાં વરસાદે જોર પકડયું, એટલે ચમોલી જવું માંડી વાળ્યું, અને એ સ્થળ આડે બે માઈલ રાખીને અમે રાતવાસો મઠમાં કર્યો. તે દિવસે અમે છવ્વીસ માઈલને અમારા પગ નીચે સરકાવી નાખ્યા હતા! આખી યાત્રામાં આ "રેકર્ડ" હતો. એ મુસાફરી પછીથી થાક લાગ્યો હતો, એમ કહેવું વધારે પડતું ગણાય ખરું?...

આટલી મજલ પછી રોટી કરવાના હોશ કોને હોય? તો યે ખીચડી બનાવી ખરી, ને પાપી પેટનું ભાડું ચૂકવ્યું.

તે પછી આવી આજની, તા. ૪ની સવાર. ચમોલી બરાબર ૪૭ માઈલ ઉપર બે ફર્લોન્ગ છે. અમે ત્યાંથી પાંચ વાગે મજલ શરૂ કરી; ચમોલીમાંથી પસાર થઈને નંદપ્રયાગનો માર્ગ અમે પકડયો. બારચૌદ ફીટની આ પહોળી મોટરસડક આ સાથે સૂની છે. પેટ્રોલની તાણને લીધે ત્યાં સુધી બસ નથી આવતી. પરંતુ નંદપ્રયાગથી બસ મળવાનો ઝાંખો ઝાંખો પણ સંભવ હતો, તેથી અમે ત્યાં પહોંચવા ધાર્યું હતું.

અહીં ડુંગરા પહેલાં કરતાં વધારે છૂટાછવાયા છે. એમને માથે ચીડનાં ઝાડ આકાશ આડે એનો ભાસ કરાવે છે કે જાણે ડુંગરાને દાઢી વધી છે! અલકનંદા અમારી સાથે સાથે જ આવતી હતી. આકાશ

ઘેરાયેલ હતુ બસ મળવાની ઉમેદમા અમે દમભર પગ ઉપાડ્યા હતા આઠ વાગે ૧૧ માઈલ પૂરા કરીને અમે નદપ્રયાગ આ ા ત્યા એક બસ ઊભી હતી પણ ત્યા સાટે બીજા યે પાર નહોતા ! ત્યા કશી શીઘ્ર વળવાની આશા અમને ન દેખાઈ

હવે બીજો કોઈ ઇલાજ નહોતો કર્ણપ્રયાગ ચાલતા જવુ, ને ત્યા નસીબ અજમાવવુ એ એક જ માર્ગ મારી સમક્ષ હતા એટને વધારે સમય ન બગાડતા સડકને મેં ખૂદવા માડી

આગની મજલનો થાક આજે વરતાતો હતો પગમા સ્ફૂર્તિ નહોતી, એટલે કે રોજ કરતા કૈક ઓછી હતી પણ દૃઢ મન રાખીને મે પથ કાપ્યા પીં કર્ણપ્રયાગ નદપ્રયાગથી બાર માઈલ દૂર છે. વચમા માઈલના પથ્થરે ઉત્તરાર્ગે નીચે ઊતરતી એક કેડી પકડી, ને અમે અનકનદાને નદિ ઊતર્યા પથરા પથરાયા કે તા અમે એક માઈલ ચાલ્યા ને પાછા સડક ઉપર આવ્યા ત્યારે ત્યા માત્ર પા માઈલ બાકી રહેતા દીઠા ! અમને આ કેડીએ રા માઈલ બચાવ્યા હતા ! આ સાહસથી બીજો લાભ એ થયો કે ચાલવાના ક્રમમા ફેર પડ્યો તેથી અને પગના ચલનમા વૈવિધ્ય આવવાથી થાક પણ જરા હળવો થયો ! આ પગદડી ઉપર મે પહેલી વાર જૂના અને જાણીતા મોરડીના ઝાડા દીઠા બદરી ક્ષેત્રમા છે અહીં જ બદરીના દર્શન થયા !

બે ત્રણ ચઢીઓ અમે પસાર કરી, પણ એમા મને રસ નહોતો ૧૨ા વાગે કર્ણપ્રયાગ પહોચતા ઉપરાઉપરી ચાર બસો રવાના થતી અમે દૂરથી દીઠી ! થયુ ! અમારી મજલ ા ખરેખરા બાર વાગી ગયા !

તા ૨ની સવારે અત્યત શીતમાથી માત્ર બાર કલાકમા અમે તાપ અને ઉકળાટની હવામા ઊતરી આ ા હતા અહીં તાપ ખૂબ છે કપડા સહેવાતા નથી યાત્રીઓની ભીડનો પાર નથી બસ માટે નામ નોંધાવ્યા

પછી ચાર-પાંચ દિવસે વારો આવે, તો યાત્રીએ 'પોતાનું' મહાભાગ્ય સમજવું એવી અહીં સ્થિતિ છે.

આ આખી યે વિકટ યાત્રામાં નડેલો લાગ્યો તેવો ત્રાસ મને અહીં બસ મેળવવાનાં ફાંફાંમાં જણાયો છે. આ સ્થળે ભીડ એવી ભયંકર છે કે ટૂંટિયું વાળીને બેસવાની જગા પણ મળી શકે તેમ નથી. બસની રાહ જોતાં યાત્રીઓ ૭-૭ દિવસથી અહીં ભરાયેલા રહે છે, ને નવા આવતા જ જાય છે. અહીંથી અડધા માઈલ ઉપર ગામના બજારમાં ધર્મશાળામાં એક બંગાળી યાત્રીની ખુશામદ કરીને તેની બાજુમાં બિસ્તર નાખવાની જગા મેળવીને; દદડતે પરસેવે આ નોંધ હું લખું છું. એક પાવ પૂરી ખાઈને બેઠો છું. રસોઈ કોઈ કરે એમ લાગતું નથી. અને નહિ તો યે, અહીં યાત્રીઓએ એવી ત્રાસદાયક ગંદકી કરી છે કે અહીંના નળનું પાણી લેવું પણ આપઘાત જેવું થઈ પડે છે. અત્યારે ૪ાાં થયા છે, ને હું વિરામ કરું છું.

**શ્રીનગર, તા. ૫ :** પાછલા બે-ચાર દિવસો એવા તો ઝડપથી વીત્યા છે કે અત્યારે તેનો વિચાર કરતાં એ સમય સ્વપ્ન જેવો લાગે છે...બદરીનારાયણના મંદિરમાં મેં જે આવેશ ભરેલાં દશ્યો દીઠાં, તે વૈષ્ણવી ભક્તિમાં જ વિશેષપણે જોવામાં આવે છે. કૃષ્ણકીર્તન કરતાં કરતાં નાચવા માંડેલી વૃદ્ધ કહેવાય તેવી પ્રૌઢ વયની મારવાડી બાઈઓ, તેને ફરતું લાળાઓ લેતું તેના ગંધનું ટોળું, યાત્રીઓની પાર વગરની ભીડ, એમની આંખમાં ઉભરાતા આનંદના ઓધ, એમના હૈયામાં લહેરાતી ભક્તિભાવનાનું નાનાવિધ વાણીપ્રકારમાં થતું પ્રાકટ્ય, એ બધું દૃષ્ટિ સન્મુખ વારંવાર સાક્ષાત્ થાય છે.

ગંગોત્તરી તથા યમુનોત્તરીની યાત્રા કરનારાં વિરલ નરનારી હોય છે. બીજાં બે તીર્થોના ત્યાં દસ ટકા પણ માંડ જતા હશે એટલે એ પંથમાં ડોસાંડગરાં તથા અપંગ યાત્રીઓ ક્વચિત જ જોવામાં આવે

છે પરંતુ આ બદરીકેદારની સિયાળાની—હુનપ્રદેશના શિયાળાની—રાત જેવી લાંબી સડક ઉપર યાત્રીઓના જે પ્રકાર દષ્ટિએ પડે છે, તે ખરેખર વિસ્મયકારક છે. વૃદ્ધતાથી બેવડા વળી ગયેલા ડોસા, લૂલા, લંગડા, આંધળા, અને અનેક રીતે અપંગ બનેલા આબાલવૃદ્ધ માનવીઓ "જય બદરી વિશાલ લાલકી"નું ગ્રહણ કરતા સેંકડોની સંખ્યામાં આ પંથને ભરેલો રાખે છે દમ કહાડી નાખે એવી આકરી ચઢાઈ ઉતરાઈઓ, રસ્તાના પહાણા, પથરા છ વિકટતાઓ, દીર્ઘ અંતરો, ખાનાપીનાની કઠણાઈ, કાળજાને તોડી નાખે તેના થાક, સ્વભાવ સમી બની ગયેલી રહેણીકરણીની ટેવો માટે સગવડોનો સંપૂર્ણ અભાવ, ટહાડ, તડકો, વરસાદ, બરફ, કરા, ધૂળ, ઠોકરો, ભીડ .આ મહાયાત્રાના કષ્ટો વેઠવાની શક્તિ આ તન, મન અને ધનમાં અપૂર્ણ દેખાતા માનવીઓને એક જ તત્ત્વ આપે છે—શ્રદ્ધા ! દેવ બડા કે યકિન ? યકિન વગર દેવ જ કયાં છે ? યકિન જ દેવ છે ભરતખંડના તેત્રીસ કોટિ( કરોડ ) માનવીઓને એ પુનઃ તેત્રીસ કોટિના( પ્રકારના ) દેવો બનાવી દે, તો એમાં નવાઈ પામવા જેવું કશું નથી

કુદરતના બેન મેં મન ભરીને દીઠા સૌંદર્યને મેં પચાવ્યું, ભવ્યતાનો ભેદ કંઈક હું પામ્યો માયાની, પ્રકૃતિની મનોહર ચંચળતાની મોહનીને મેં બરાબર દેખી કાવ્યનું હાર્દ મને જરાક પણ સમજાયું. અને સૌન્દર્ય શા માટે સુંદર છે, ભવ્યતાનું રહસ્ય શું છે, પ્રગલ્ભતા શા કારણથી પ્રગલ્ભ છે, કાવ્યમાં કાવ્યતત્ત્વ શું છે, ભયંકરતાનો ખરો ભેદ કયાં છે, એ પ્રશ્નોના ઉત્તરની જરા શી પણ ઝાંખી આ યાત્રાએ મને કરાવી છે, એવો મારા મનમાં આભાસ થયો છે

બદરીનારાયણ સમક્ષ હાથ જોડીને ઊભો રહીને મેં આખી યાત્રાના રહસ્યનું મનન કર્યું, તે પછી પ્રાર્થનાસ્તોત્રનું સ્મરણ કર્યું પણ મને તો એક જ સ્તોત્ર યાદ આવ્યું

अखण्डे सच्चिदानंदे निर्विकल्पकरूपिणे ।
स्थितेऽद्वितीयभावेऽस्मिन् कथं पूजा विधीयते ॥ ४.

અને એ સ્તોત્ર મેં ખૂબ જ ભાવથી, ભાવના ઉદ્રેકથી રટયું. ને મને સંતોષ થયો. બદરીનારાયણ મારું કહેવું બરાબર સમજી ગયા હતા. અને એમની એમાં સંપૂર્ણ સંમતિ હતી. એ સ્તોત્ર કરતાં વધારે મોટી સ્તુતિ કોઈ પણ દેવની હોઈ શકે નહિ, તે બદરીનારાયણ સારી રીતે જાણે છે.

આ યાત્રાના પગપ્રવાસવાળા ભાગના છેલ્લા દિવસે મેં સવારના પાંચથી બપોરના ૧૨।। સુધીમાં એક સાથે સળંગ ૨૩ માઈલ કર્યાં હતા. કર્ણપ્રયાગ પહોંચતાં સુધીમાં છત્તસિંગનું તો અંગેઅંગ દુઃખતું હતું. એના પગ ગુમડાં જેવા થઈ ગયા હતા. એની સાથળોમાં સોજા આવ્યા હતા. એનાથી ડગલું પણ ભરાતું નહોતું, ને એના હોશકોશ ઊડી ગયા હતા! બાવીસ વરસનો એ પહાડી જુવાન, એને ખભે હવે બોજો પણ જૂજ હતો તો યે, તદ્દન જર્જરિત બની ગયો હતો. પરંતુ ગુરુકૃપાથી મને ખાસ તકલીફ થઈ નહોતી. થાક લાગ્યો હતો જરૂર; પણ શરીર ઢગલો થઈ જાય એવો નહિ જ. આ છેલ્લા બે દિવસ રાંધેલી રસોઈ ખાધી જ નહોતી, પણ ખાસ વાંધા જેવું નહોતું લાગતું...

હું એક વાર કહી ગયો છું તેમ, આખી યાત્રામાં નહોતું લાગ્યું તેવું કષ્ટ મોટરબસની શોધમાં અને લાગ્યું છે. નંદપ્રયાગમાં ગાડી મળવાની આશા હોય જ નહિ અને કર્ણપ્રયાગમાં યાત્રીઓની જે દુર્દશા મેં દીઠી, તે જોયા વગર માન્યામાં ન આવે એવી હતી. સેંકડો યાત્રીઓ ત્યાં ઉજાગરા કરતા એ સ્થળે નથી ચટ્ટી કે નથી વિસામો લેવા માટે છાપરી. ધર્મશાળા બે ફર્લાંગ દૂર ગામમાં છે. ને તે અસહ્ય રીતે ગિચ્ચાર ભરેલી હતી. યાત્રીઓ ગમે ત્યાં, વૃક્ષો નીચે, રસ્તામાં અને જ્યાં પગ વાળીને બેસાય ત્યાં પડ્યાં હતા. છ છ દિવસ એવી બેહાલ

સ્થિતિમાં એમાંના ઘણાએ વિતાવ્યા હતા. એમાં ઘરડા, અપંગ, માંદાં, થાક્યાં પાક્યાં, ગરીબ, ચીથરેહાલ સ્ત્રી, પુરુષો અને બાળકો હતાં. પણ બસની સંખ્યા બહુ જ ઓછી પડતી હતી. ત્યા વળી રાતના વરસાદ પડ્યો. એ સંજોગોમાં એ યાત્રીઓના વીતકનું વર્ણન કેવી રીતે થઈ શકે?

નામ નોંધાવ્યા પછી પાંચ છ દિવસે યાત્રીનો નંબર લાગતો હતો. બસયુનિયનનો જે પ્રતિનિધિ બૂકિંગ કરતો હતો તે ખરેખર ઘણો જ ભલો, માયાળુ, ને કરગરતાં જીવ ખાતા યાત્રીઓના ત્રાસનો પાર ન હોવા છતાં વિસ્મયકારક ધૈર્યવાળો મને જણાયો. પણ એ ય શું કરે?

મક્કાની હજ માટે દર વર્ષે સરકાર પોતાની ગમે તેવી અડચણો છતાં છ છ મહિના પહેલેથી ઉત્તમ પ્રકારની સોઈ કરી આપે છે. તો પછી હિંદુમાત્રને મન જે યાત્રારાજ છે, તેને માટે થોડા પેટ્રોલની સગવડ કરવામાં એને શું વાંધો આવતો હશે, એ મને સમજાયું નહિ. ગઢવાલ જિલ્લો પેટ્રોલના વર્ગીકરણમાં "સી" વર્ગમાં છે, એ હકીકત સખેદ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. કદાચ ગાંધીજીની ભસ્મની યાત્રાને પરિણામે આ સ્થિતિ તરફ અધિકારીઓનું લક્ષ દોરાશે. જો એમ થશે, તે આ શ્રદ્ધાભર્યાં, અત્યંત સહનશીલ યાત્રીઓની કરુણાઈઓ એ નિમિત્તે થોડી પણ હળવી થશે, તો ગાંધીજીના આત્માને સાચો સંતોષ થશે એ નિર્વિવાદ છે.

મને સદ્ભાગ્યે આજે ૧૨॥ વાગે ડાકગાડીમાં સ્થાન મળી ગયું, પણ માર્ગની પસંદગીની બાબતમાં હું નિઃસહાય હતો. મારે દેવપ્રયાગ કરતા આવવું હતું. જ્યાં અલકનંદા અને ભાગીરથી ભેગી થઈને ગંગા બને છે. તે જ ખરું ગંગાપ્રભાવસ્થાન કહેવાય. એ તીર્થ કરવાનું મારે નસીબે આ પ્રવાસમાં નહિ હોય. તેથી મારે શ્રીનગર–કોટદ્વારની ટિકિટ લેવી પડે છે. બસ સાંજે પાંચ વાગે શ્રીનગરમાં ધામો નાખે છે, એટલે મારે ત્યાં રાત ગાળવાની છે.

સિમલા, મસુરી ઇ. સ્થળોએ ખૂબ ટહાડ વેઠ્યા પછી ત્યાંથી ઊતરતે થોડા જ કલાકમાં કળકળતો તાપ સહેવાના અગાઉ થયેલા જેવા અનુભવો આ યાત્રામાં વારંવાર થયા છે. પણ બદરીનારાયણથી આજની બસયાત્રાનો વિરોધ એ બધાને ટક્કર મારે તેવો છે. આ તડકાની ઝાળ, ઉકળાટ અને ગરમી સહેવા માટે સવિશેષ મનોબળની મને જરૂર પડે છે.

જિતસિંહને કર્ણપ્રયાગથી ગમરામ કરી લીધા. યાત્રાના મારા સાથીઓનો એ છેલ્લો અંકોડો હતો. એને રાજી કરીને રવાના કર્યો. એને અમે સમાન દરજ્જાના સાથીભાઈ જેવો જ સર્વ પ્રકારે રાખ્યો હતો; ને એ રહ્યો હતો પણ એવી જ નિષ્ઠાથી.

અમે આ પ્રવાસનો પ્રારંભ હૃષીકેશથી મસુરી સુધીના કષ્ટમય બસપ્રવાસથી કર્યો હતો. અને એની પૂર્ણાહુતિ પણ કર્ણપ્રયાગથી તેનાથી યે વધારે કષ્ટદાયક બસપ્રવાસથી હું કરી રહેલો છું. પરંતુ તેમાં વિશેષતા એ થશે, કે છેવટના ભાગમાં કોટદ્વારથી હરદ્વારનો ટુકડો મારે આગગાડીમાં કરવાનો રહેશે, ને ત્યાંથી પાછી બસ લેવાની રહેશે. લોક હરદ્વારથી યાત્રાનાં મંડાણ કરીને હૃષીકેશ જાય છે, ત્યારે હું યાત્રાનો અંત હરદ્વારથી હૃષીકેશની સફર વડે કરીશ!

બસમાં મને બારી પાસે જગા ન મળી, એટલે એ માર્ગનો રેખાંત બહુ વિગતે જોવામાં આવ્યો નહિ; પણ એ જ છૂટા પથરાણા અને માટીના ઢગલા જેવા ડુંગરો. સાથેની ઇજનેરી ખાતાની અવિરત સાહ્યમારી મેં સ્થળે સ્થળે દીઠી છે. અલકનંદા અહીં સુધી સાથે જ રહી છે. બસની દોડાદોડને લીધે પગપ્રવાસી યાત્રીઓને થતી હેરાનગતિનો થોડો ખ્યાલ મને આવ્યો છે. આ યંત્રવાહને યાત્રાના હાર્દને કેટલી હાનિ કરી છે, તે જોઈને મનમાં ગને ખેદ થયો છે; પણ જમાનો પોતાનું કામ કરે છે. કાળની ગતિને આડે હાથ કોઈ ન દે. અને એક વસ્તુ નિર્વિવાદ છે, કે જે થાય છે તે સારા માટે જ થાય છે.

કાલીકમલીની ધર્મશાળામાં બેઠો બેઠો આ ટાંચણ હું સાંજના ૬॥ વાગે કરી રહેલો છું. જેમની ખુશામદ કરીને કર્ણપ્રયાગની ધર્મશાળામાં રાતે મેં બિસ્તર નાખવાની જગા મેળવી હતી, તે બંગાળી ભાઈઓ બસમાં અને અત્યારના રાતવાસામાં મારા સાથી થયા છે. મને તેઓ આજે પ્રેમથી રાંધીને જમાડવાના છે. કોણ કહે છે કે ઈશ્વિર દયાળુ નથી ?

નંદપ્રયાગમાં ભાવનગરનો એક સંઘ મને મળ્યો. એમાં ભાઈ ગૌરીશંકર નામે વૃદ્ધ ગૃહસ્થ મોટા હતા, ભાવનગરની વડી ન્યાયાધીશીમાં એ કારકુન હતા, ને હવે નિવૃત્ત છે. એવી સામાન્ય સ્થિતિમાં પણ આ યાત્રાના કષ્ટ તથા ખર્ચનો ભાર એમણે ઉપાડ્યો છે. આ પંથમાં વધારેમાં વધારે સંખ્યા બંગાળીઓ અને મારવાડીઓની છે. પંજાબના વિચિત્ર સંજોગોને લીધે એ તરફના યાત્રીઓ ઓછા છે. મરાઠી લોકની સંખ્યા બહુ મોટી છે. મદ્રાસી પણ ઘણા છે. માત્ર ગુજરાતી બહુ થોડા હોય છે. તન અને મનને કષ્ટ પડે, એ ગુજરાતીને નથી પોસાતું! પણ એ યોગ્ય નથી. તન અને મનની કસરત ખાતર પણ ગુજરાતીઓએ નિદાન બદરી-કેદાર કરવાં જોઈએ. સશક્ત પુરુષોએ ગંગોત્તરી-યમુનોત્તરીની મઝા લૂંટવી જ જોઈએ. એનાથી વેગળા રહીને ગુજરાતીઓ કેટલું બધું ગુમાવી રહેલા છે, તેનો એમને ખ્યાલ નથી. શારીરિક તેમજ આધ્યાત્મિક તાલીમ માટે આ યાત્રા જેવી ઉત્તમ યાત્રા બીજી એક પણ નથી. તિતિક્ષામાં ગુજરાત બંગાળ-મદ્રાસ કરતાં પણ બહુ પછાત છે; કરુણાઈ અને મજબૂતીમાં હજી યે ગુજરાત પાછળનું પાછળ રહ્યા કરે છે. ગુજરાત ભવિષ્યમાં આ યાત્રાપંથમાં વધારે ને વધારે વિપુલ પ્રમાણમાં દેખાતો રહેશે, એવી આશા મર્દાનગીના આ નવયુગમાં વધારે પડતી તો ન જ કહેવાય.

ચાલો ત્યારે, હજી મંડેલવાને વાર છે. હજી ઓછામાં ઓછા ચોવીસ

સ્નાક પછી અચ્યુત કેશવ જોનવાનો પ્રસગ આવવાનો સભર દેખાય છે ત્યા સુધી, શિવરાત્રી!

× × ×

ઉત્તરાખડની યાત્રાનો આરભ બધા જ રિષિકેશ અને દેવપ્રયાગને માર્ગે કરે છે, એવુ ખાસ નથી મારી જેમ મસુરીથી પણ ઘણા યમુનોત્તરી તરફ ઉપડી જાય છે છેક ઈ સ ૧૯૨૮ની સાલે ભાઈ ડુગરશી સપટ પણ એ જ માર્ગે નીકળ્યા હતા આ પુસ્તમા છપાયેલુ છે તેથી તેનો દાખલો આપેલો બાકી દર સાલ સેંકડો યાત્રીઓ એ રાહ લે છે પરતુ જે ત્યાથી જાય છે, તે આવે છે દેવપ્રયાગને રસ્તે, અને તે રીતે પણ એ સ્થળને યાત્રામા જોડી લે છે પરતુ ઘણી ઇચ્છા છતા સજોગોએ ગગાનું ખરુ મૂળ જોવાની તક માગ હાથમા લગભગ આવી હતી ત્યાથી છીનવી લીધી હતી *

તો યે સ્થળનુ માહાત્મ્ય તો નોધવુ જ જોઈએ

શ્રી ગગાધર કોટિયાને મારી વિનતિને માન આપીને દેવપ્રયાગ વિષે પુરાણગત માહિતી મને લખી મોકલી છે એ ભાઈ દેવપ્રયાગમા જ રહે છે, અને પડાગીરીનો ધધો કરે છે એટલે આ હકીકત આપવા એ બધી રીતે યોગ્ય છે એમણે જે માહિતી મને આપી છે તેનો સારભાગ જ અહીં નોધીને સતોષ માનીશ કેમ કે દાનપુણ્ય ઇની મદત્તા દરેક યાત્રીને તેના ગોર દરેક સ્થળે વધારે પડતી વિગત અને ઉત્સાહથી સમજાવતા હોય જ છે

ગોચર માર્ગે દેવપ્રયાગ હરદ્વારથી ૫૮ અને હૃષીકેશથી ૪૩ માઈલ દૂર છે આ માર્ગે પાચ પ્રયાગોનુ જુથ છે દેવપ્રયાગ રુદ્રપ્રયાગ, કર્ણપ્રયાગ નદપ્રયાગ અને વિષ્ણુપ્રયાગ એ સર્વમા દેવપ્રયાગનુ

---

* આ ખોટ પુરવણીમા પુરાએલી દેખાશે આ પૌરાણિક ભાગના સદ્ભાગ્યમા એ યાત્રાવાપુનનો ભાગ બધ બેસશે

વિશેષ મહત્ત્વ છે કેમ કે એ ભાગીરથી અને અલકનંદાની વચમાં આવેલુ છે. આ સ્થળે દેવશર્મા નામના તપસ્વી બ્રાહ્મણે તપ કર્યું હતુ, તેથી તેનું નામ દેવપ્રયાગ પડ્યું છે. સ્કંદપુરાણમાં કેદારખંડના ૧૬૨મા અધ્યાય માં ભાગીરથીના સંબંધમા સુંદર વર્ણન છે. તેનો સાર એવો છે કે ઇક્ષ્વાકુ વંશના રાજા ભગીરથે તપ વડે દેવને રાજી કરીને પોતાના પિતરોની મુક્તિ માટે ગંગાની યાચના કરી; ગંગા ઉપરથી પડી, તે હિમાલયના શિખર ઉપર આવી. ત્યાં એ બે વહેણમા વહેંચાઈ ગઈ. એક ધારા ભાગીરથી થઈ, ને બીજી અલકનંદા; એ બેનો પુનઃ યોગ આ સ્થળે થાય છે, અને એ સંગમ વડે ગંગા નદી બને છે.

દેવપ્રયાગ ગૃધ્રાચલ પર્વત ઉપર વસેલું છે. એ ગૃધ્ર તે રામાયણ-વાળો જટાયુ. એણે અહીં તપ કરેલું હોવાથી આ પહાડનું નામ ગૃધ્રાચલ પડ્યું છે.

આ તીરથમાં ભાગીરથી–અલકનંદાના સંગમ ઉપરાંત ત્યાં બ્રહ્મકુંડ, વસિષ્ઠકુંડ, વૈતાલકુંડ, વારાહકુંડ, શિવકુંડ ઇ. પણ છે. એ સર્વનું પદ્મપુરાણાન્તર્ગત કેદારખંડમાં ઘણું મહત્ત્વ દર્શાવેલું છે. દેવપ્રયાગમાં ખાસ શ્રાદ્ધ ઇ.નું મહત્ત્વ છે. અહીંથી પણ ગંગોત્તરી તથા યમુનોત્તરી જવાય છે. રામચંદ્રજીનું પ્રાચીન મંદિર અહીં મહત્ત્વનું મનાય છે.

આ સ્થળે બદરીનારાયણના પંડાઓ વસેલા છે. આ પંડાઓ અસલ દક્ષિણ ભારતીય તેલંગ બ્રાહ્મણો છે. એ શંકરાચાર્યની સાથેના શિષ્યગણના વંશજો છે, કે પછી એમણે વસાવેલા બ્રાહ્મણોમાંથી ઊતરી આવેલા છે, તેનો કોઈ ઐતિહાસિક પુરાવો નથી, પરંતુ અહીં સેંકડો વરસોથી વસીને ત્યાંના વતની થઈ ગયેલા છતા અસલ એ તેલંગ પ્રદેશના વતની છે. ચારે ધામના પંડાઓનું એ જ પ્રમાણે છે. એ ધામોની પંડાગીરી સ્થાનિક બ્રાહ્મણો પણ કરી શકતા નથી. એ ધામોનું ગોરપદુ કરવાનો હક માત્ર ઠરી ચૂકેલા તેલંગી બ્રાહ્મણોનો જ છે. એ શિરસ્તો પેઢી દર પેઢી બરાબર જળવાઈ રહેલો છે.

દેવપ્રયાગમાં વિશ્વનાથજીનું મંદિર તથા ગરુડ, બજરંગ, ઇ.નાં મંદિરો છે, સંસ્કૃત પાઠશાળા છે, ને અહીં સંસ્કૃત તથા જ્યોતિષના અભ્યાસનો પ્રચાર વિશેષ છે. વસતિના લગભગ ૮૦ ટકા શાસ્ત્રીઓ-જ છે.

નંદપ્રયાગ પાસે કણ્વ મુનિનું તપસ્થાન હોવાનું કહેવાય છે. શકુંતલાના એ પાલકપિતાના નામથી કયો શિક્ષિત ગુજરાતી અપરિચિત હશે?

રુદ્રપ્રયાગમાં અલકનંદા અને મંદાકિની નદીઓનો સંગમ થાય છે. કર્ણપ્રયાગમાં અલકનંદા અને પિંડાર નદીઓ મળે છે.

**હૃષીકેશ, તા. ૭મી :** છેવટે! એ જ દેવકીબાઈની ધર્મશાળા, ને એ જ શ્રી. વલ્લભદાસ તથા તેમનાં પત્નીનાં સ્નેહાળ સ્વાગત, ને એ જ સ્વામી શ્રી. આત્માનંદજીનો પ્રેમભર્યો આત્મભાવ! ધરતી છેડો ઘરનો નેડો!

તા. ૬ની સવારે પાા વાગે હું શ્રીનગરમાં પાછો બસારૂઢ થયો હતો. છ વાગે બસ ઊપડી, ને પૌડી ગઈ. આ સ્થળ ઊંચાણમાં છે; ત્યાંથી છેલ્લી વાર ઉત્તરમાં હિમશિખરોની શ્રેણીનાં દર્શન મને થયાં. બાયરનના "ચાઇલ્ડ હેરોલ્ડ"ના શબ્દોમાં કહીએ તો "નિસર્ગનાં મહાલયો"ની એ ઊંચી અાભઅટારીઓ આંખ ભરીને મેં છેલ્લી વાર જોઈ લીધી. એ હતા એ જ બદરી, કેદાર અને ગંગોત્તરીના ગિરિરાજો કે જેની તળેટીઓમાં પગ ધરવા માટે માનવીઓ આટઆટલાં કષ્ટ આપમેળે તથા હર્ષથી વેઠે છે. ને એને અંતે પોતાને કૃતકૃત્ય માને છે. પૌડી ૬૦૦૦ ફીટ તો હશે જ. ત્યાંથી અધ્વાની, દારીખાલ, ડાંડામંડી અને દુગડ્ડા થઈને બસગાડી સાંજે બરાબર ૪ાા વાગે કોટદ્વારા સ્ટેશને પહોંચી. આ પહાડોનો માર્ગ માત્ર એકતરફી વાહનવહેવાર માટે જ પૂરતો હોઈને મોટરોને ઊપડવા માટે "ગેટ" ખોલવાના સમયો નક્કી

હોય છે, કેમ કે જો માર્ગમા સામી મોટર મળે, તો ખરેખરી વિકટ સમસ્યા એ પહાડોમા ઊભી થાય છે અમારી ડાક ગાડીને જગ મોડું થતા દ્વારીખાનમા તેને માટે ગેટ બધ થઈ ગયો હતો ને ઠેક ૩।। વાગે માર્ગ ઊઘડ્યો હતો પરતુ તે પછી હાંકેડુએ જે તીવ્ર વેગે ગાડીને ઉપાડી તે, લગભગ અશક્ય કહેવાય તેવા સમયમા આગગાડી સ્ટેશન મા આવી ને તરત, બસોને ત્યા પહોચાડી દીધી હતી દુગડ્ડાથી કોટદ્વારના ૧૦ માઈલની સડક તો એસ્ફાલ્ટની, ને ઘણા ચોખ્ખી જેવી સરસ હતી બસની આખી મુસાફરી ઘણી આનદથી વીતી હતી

પછી ત્યાથી ગયો નજીબાબાદ નજીબાબા મા રાત સ્ટેશન ઉપર વિતાવવી પડી સવારે ૨ ૫૫ કલાકે આવવી જોઈતી દિલ્હી–દેહરાદૂન એક્સપ્રેસ છેક ૪।। વાગે આવી આજે સયોગવશાત્ સોમવતી અમાવાસ્યા છે, એટલે હરદ્વારમા ગગાસ્નાન માટે આ જિલ્લાનુ લોક કીડિયારુ ઊભરાય તેમ ઊભરાયુ હતુ ! એ પણ જોગાનુજોગ જ થયો ને ! ડબામા ઘૂસવા માટે કરવી પડેલી આવી બધી આફતો મે આખા જીવનમા કદી માટે કોઈની આગળ કરી નથી ! યાત્રાનો જે કેટલો બોધપાઠ, અઘરુ નિરસન, તેનો સ્વાદ બાકી હશે તેણે જ આ ગાડીમા સ્થાન મેળવવા માટે લઈ લીધો ! અતિ દુઃખદ રીતે દબાઈ ચપાઈને એ અવર્ણનીય ભીડમા હુ હરદ્વાર પહોચ્યો હવે ડાના લગભગ સાડા નવ ની રહેતી હરદ્વારથી હૃષીકેશની ગાડી છેક બાર વાગે મળે એમ હતુ તેથી પાછો આગળ બસનો જ આશ્રય મારે લેવો પડ્યો બજારમા અડ્ડા ઉપરથી એક ઠાહિયુ મે પકડ્યુ એમા ચાળીસેક માનવીઓને દાબીને એનો માલિક અમને હૃષીકેશ પહોચાડી શક્યો, એને માટે અમારે પ્રભુનો પાડ માનવો રહે છે, કેમ કે ૧૪ માઈલની ડામરની સડક ઉપર એ કહેવાતુ યત્રવાહન માત્ર બે વાર જ ખોટકાયુ હતુ

ખરુ જોતા, શાસ્ત્રવિહિત યાત્રામાર્ગની દૃષ્ટિએ આ ઉપમાર્ગ રહે કરેલી યાત્રાની સમાપ્તિ અયોગ્ય છે પરતુ પેટ્રોલના સજોગો, વાહનોની



હરદ્વારનો વિશાળ ગંગાઘાટ—
જ્યાં પર્વોના ગંગાસ્નાન માટે લોક કીડીઆરૂં ઉભરાય તેમ ઉભરાય છે

અપ્રાપ્યતા અને અન્ય પરિસ્થિતિ આ સ્થાને એવી વિચિત્ર થઈ પડી છે કે અનેક યાત્રીઓને અત્યંત કચવાટ મને પણ આ માર્ગનો આશ્રય લેવો પડ્યો છે. પરંતુ ખરા ભાન તથા રહસ્યને સમજીને જેણે યાત્રા કરી છે તેને આ વિગતથી કશો ખેદ થવાપણું રહેતું નથી આ પ્રવાસના ગહનગંભીર ભેદનું જેને જરા સરખું પણ દર્શન થયું હશે, તેને એ ગૌણ મુદ્દામાંથી પણ આ ભેદને અનુરૂપ જ તારવણી મળ્યા વગર નહિ રહી હોય.

હૃષીકેશ આવીને તરત શ્રી. વલ્લભદાસને ઘેર ગયો ત્યાં મારા આવવા સંબંધી કોઈને કશી ખબર નહોતી, એટલે આવા અચાનક આગમનથી સૌને આશ્ચર્ય થયું એ આશ્ચર્ય સાથે જે આનંદ દેખાયો, તે હાર્દિક અને સહજ હતો, એ હું જાણું છું પછી તરત ગંગાસ્નાન માટે હું માયાકુંડ ગયો

ગંગા ભલે ગમે ત્યાં અને ગમે તેવી હોય, પણ મારે મન માગી હૃષીકેશની ગંગા તે જ ખરી ગંગામાઈ છે. ત્યાં એના જળમાં મને ઘર જેવું લાગ્યું. ખૂબ પ્રેમથી એમાં વારંવાર ડૂબકીઓ મારીને માતાને હું પૂર્ણ પ્રેમથી ભેટ્યો મારો બધો થાક, મનની બધી વિટંબણા એ ગંગાએ ધોઈ નાખ્યાં યાત્રાની જે કૈં અપૂર્ણતાઓ હશે, તે સર્વ હૃષીકેશની ગંગાએ વાત્સલ્યથી પરિપૂર્ણ કરી દીધી, ને મનના બધા સંદેહ ટાળી દીધા

સ્વામીજીને મારે નહાઈને પ્રણામ કરવા હતા પણ હું નહાતો હતો ત્યાં જ એ આવી પહોંચ્યા મને અચાનક એ જ ગંગામાં પૂર્વવત્ સ્નાન કરતો દેખીને એ હર્ષ અને વિસ્મયતાથી અવાક્ બની ગયા, ને સ્નેહથી મને ભેટ્યા ॐ મારી યાત્રા આજે પૂર્ણ થઈ અને તે પણ પૂર્ણપણે પૂર્ણ થઈ ॐ पूर्णमद पूर्णमिद पूर्णात्पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते । ॐ शान्ति शान्ति शान्ति ॥

---

## પ્રકરણ ૧૯

# યાત્રાનું સંક્ષેપન

ચારે ધામના પ્રવાસનો ટૂંકો સાર અહીં આપ્યો છે. તે અમુક અંશે માર્ગદર્શક થઈ પડશે

દરેક સ્થળનું તેના આગલા સ્થળથી જેટલું અંતર છે તે માઈલોનો આંકડો તેની સામે આપેલો છે. દા. ત., મસુરીથી સુવાખોલી ૬ માઈલ છે, સુવાખોલીથી ઝાલકી ૧ માઈલ, ત્યાંથી તુરતુરાગામ ૬ માઈલ છે.

કઈ તારીખે અમે કયાં સ્થળોએ ગયા તે બતાવવા માટે તારીખો પણ આપી છે. આરંભ મસુરીથી થાય છે.

### મસુરીથી યમુનોત્તરી

(તા. ૨૫–૪–'૪૮)

| સ્થળ | માઈલ | હકીકત |
|---|---|---|
| સુવાખોલી | ૬ | અહીંથી ધરાસુ જવાનો સીધો રસ્તો છે, જે અમે ચૂકી ગયા હતા. |
| ઝાલકી | ૧ | રાતવાસો કર્યો. ધર્મશાળા છે. પાણીની તંગી. |
| | | (તા. ૨૬–૪–'૪૮) |
| તુરતુરા | ૬ | ગામ પણ નથી, ને ચટ્ટી પણ નથી. માત્ર નામ જ છે. અહીંથી આગળના માર્ગની માહિતી અમને મળી. |

| | | |
|---|---|---|
| ધનોલ્ટી | ૯ | ગતવાસો. ધર્મશાળા છે સીધુ સામાન મળે છે અહીંથી મજૂર મળ્યો. |

(તા ૨૭-૪-'૪૮)

| | | |
|---|---|---|
| કાણુાતાન | ૮ | ગતવાસો અહીંથી એક માઈલ ઉપર ડામે હાથે સડક ઊતરે છે, ત્યાથી ચગ થઈને ધરાસુ જવા અમે નીકળ્યા ભાગીરથી અહીં અમને મળી |
| ચગ | ૨ | આ ગામ માર્ગમા આવે છે |
| ચાઉલ્ડર | ૨ | આ મળી |
| ભાંડીથાણુા | ૭ | રાતવાસો ધર્મશાળા સીધુ સામાન ઇ મળે છે ભાગીરથી અહીં બહુ સુદર છે નહાવા-ધોવાની મઝા છે |

(તા ૨૮-૪-'૪૮)

| | | |
|---|---|---|
| નગુણ | ૧૨ | આ ચટ્ટીમા ખીચડી પકાવી ખાધી ચા, દૂધ કે ન મળ્યુ માર્ગમા ભૂલા પડવાથી રા માઈલ વધારે ચાલવુ પડયુ |
| ધરાસુ | ૫ | ગગોત્તરી તથા યમુનોત્તરીની સડકો અહીંથી જુદી જુદી જાય છે ગતવાસો નવી ધર્મશાળા છે બહુ સુદર સ્થળ છે |

(તા ૨૯-૪-'૪૮)

| | | |
|---|---|---|
| કલ્યાણી | ૪ | ખીચડી અને ગીરો જમ્યા ખાડ ને દૂધ ન મળ્યા, તેથી ગોળ અને ઘી નાખીને ચા પીધી. |
| ભગ્મખાના | ૫ | ગતવાસો ધર્મશાળા છે |

(તા. ૩૦-૪-’૪૮)

| | | |
|---|---|---|
| ખુરમુલા | ૭॥ | માત્ર દુકાન છે. ગંધાતી ચા મળી. |
| ગીવકપાણી | ૨॥ | રાતવાસો. ધર્મશાળા સારી છે. |

(તા. ૧-૫-’૪૮)

| | | |
|---|---|---|
| ડંડાલગાન | ૭ | ચા, દૂધ ને શીરાનો જોગ થયો અહીંથી ૦॥ માઈલ દૂર જતા બરફના પહાડ દેખાયા. ભાગીરથી ધરાસુથી છોડી હતી. અહીંથી યમુનાનો સંગાથ શરૂ થયો. ખોવાઈ ગયેલા મજૂરને શોધવામાં અહીં આવતાં માર્ગમાં ત્રણ ચાર માઈલ રખડવું પડયું હતું. |
| ગંગનાણી | ૫ | આ ચટ્ટીનું સ્થાન સુંદર છે. સીમલી ચટ્ટી હવે બંધ છે તેથી તેને પડખે છોડીને સીધા અહીં અવાય છે. વધારાનો સામાન અહીં રખાય છે. રાતવાસો કર્યો. |

(તા. ૨-૫-’૪૮)

| | | |
|---|---|---|
| જમુના ચટ્ટી | ૭ | ગંગનાણીથી સવારે પાંચ વાગે નીકળેલા અહીં ૯ વાગે પહોચ્યા. ધર્મશાળા છે, દુકાન બહુ સારી છે. પાછા ૧॥ વાગે નીકળ્યા. |
| હનુમાન ચટ્ટી | ૯ | ૨॥ વાગે અહીં પહોચ્યા. રાતવાસો કર્યો. ધર્મશાળા, દુકાનો ઇ. છે. અમને દૂધ, ચા, કંઈ ન મળ્યું. સ્થળ અત્યંત સુંદર. બરફના પહાડોનાં દશ્યો વિસ્તરે છે. આ ચટ્ટી પહેલાં રાણાગાંવ નામે ગામ આવે છે. ત્યાં પણ ઘણા સંઘો રાતનો મુકામ કરે છે. |

(તા. ૩–૫–'૪૮)

| | | |
|---|---|---|
| ખરસાલી | ૪ | આ ચટ્ટીને જાનકીબાઈની ધર્મશાળા કહે છે. માર્કણ્ડેય ઋષિનું સ્થાન કહેવાય છે. ઊના ગંધકિયા પાણીનો ઝરો છે. અહીં અમદાવાદનો સંઘ મળ્યો. ખીચડી બાફીને જમી લીધું, ને આગળ ચાલ્યા. |
| યમુનોત્તરી | ૪ | ગંગનાણી પછીથી માર્ગ અતિ કઠણ છે. તેમાં છેલ્લા ૮ માઈલ પગકાષ્ટા છે. ૧૨ વાગે ખરાસલીથી નીકળેલા ૪ા વાગે અહીં પહોંચ્યા. |

યમુનોત્તરી સુધીના કુલ માઈલ ચાલ્યા ૧૦૬.

## યમુનોત્તરીથી ગંગોત્તરી

(તા. ૪–૫–'૪૮)

| | | |
|---|---|---|
| હનુમાન ચટ્ટી | ૮ | તા. ૩ની રાત યમુનોત્તરીમાં રહ્યા. તા. ૪ બપોરે બે વાગે ત્યાંથી ઊતરી ગયા. તા. ૯મીએ સૂર્યગ્રહણ છે તે ઉત્તર કાશીમાં કરવું છે, તેથી વચમાં રોકાયા વગર સીધા અહીં આવ્યા. રસ્તામાં તૂટી ગયેલા પુલને લીધે ત્રાસ પડ્યો. સાંજે ૭ વાગે અહીં પહોંચ્યા. ઉપર જતે ૮ કલાક થયા હતા, ને ઊતરતે થયા ૪. રાતવાસો કર્યો. |

(તા. ૫–૫–'૪૮)

| | | |
|---|---|---|
| જમુના ચટ્ટી | ૯ | હનુમાન ચટ્ટીથી સવારે ૪ા વાગે નીકળેલા અહીં ૮ાા વાગે પહોંચ્યા. જમ્યા. બાર વાગે પાછા ઊપડ્યા. |

ગંગનાણી ૭ ત્રણ વાગે આવ્યા માર્ગમાં આવતે આજે બે વાગે ભૂકંપ થયો ને વરસાદ ખૂબ પડ્યો હતો ગતનાસો

(તા ૬-૫-'૪૮)

શીંગોટ ૯ ગંગનાણીથી અહીં સુધી બહુ આકરી ચડઊતર કરી ઘણો ખરાબ માર્ગ હતો ત્યાંથી સવારે પાંચે નીકળેલા ૧૦॥ વાગે ૪ માઈલ ચડાઈ ને ૫ માઈલ ત્રાસદાયક ઊતરાઈ કરીને અહીં આવ્યા રાતવાસો ધર્મશાળા ૪ છે.

(તા ૭ થી તા. ૧૦-૫-'૪૮)

ઉત્તરકાશી ૧૧ અહીં સુધીનો અતિ સુંદર રસ્તો શીંગોટથી સવારે પાં વાગે નીકળેલા અહીં ૯॥ વાગે પહોંચ્યા અહીંથી ડોડીતાલ જવાય છે જે ૧૩,૦૦૦ ફીટ ઊંચે છે ઉત્તમ દૃશ્યોની આ સ્થળ ખાણ છે. બીડલાની ધર્મશાળામાં ત્રણ રાત રહ્યા આ ક્ષેત્રનું મહત્ત્વ મોટું મનાય છે.

(તા ૧૦-૫-'૪૮)

મનેરી ૧૦ ઉત્તરકાશીથી પરોઢે પાંચે નીકળી નવે અહીં આવ્યા દિવસ ને રાત અહીં જ રહ્યા

(તા ૧૧-૫-'૪૮)

ભટવાડી ૮ અહીં આવતા વચમાં કુંવારી અને મલાચટ્ટી આવે છે. મલનામાં ધર્મશાળા છે ત્યાંથી કેદારનો પંથ પડે છે કેદાર જતે મલના અથવા ભટવાડીમાં વધારાનો સામાન મૂકી શકાય છે અમે ભટવાડીમાં મૂક્યો રાતવાસો કર્યો.

(તા. ૧૨–૫–'૪૮)

સુકણી ચટ્ટી ૨૦ સવારે ૪।। વાગે ભટવાડીથી નીકળ્યા. ગંગનાણી (બીજી)નો પૂલ તૂટેલો હોવાથી ત્રણ માઈલની ભયંકર પગદંડીની વાટ લેવી પડી. વચમાં ભુક્કીમાં ન રોકાયા, ને ગંગનાણીના તપ્ત કુંડોમાં સ્નાન કરીને ચાલ્યા; ત્યાંથી ચાર માઈલ લોહારીનાગના વિસામામાં પણ ન રોકાયા. કુલ ૧૮ માઈલ થાય, પણ અમારે પેલી વધારાની કેડીની ચડાઈ કરવી પડી તેથી ૨૦ ઉપર થયા. સતત ૧૦ કલાક ચાલ્યા.

(તા. ૧૩–૫–'૪૮)

ધરાલી ૮ સુકણીથી જમીને સવારે ૯ વાગે ઊપડ્યા હતા. ત્યાંથી ૩ માઈલે ઝાલા ચટ્ટી છે. જે સ્થળે બે વહેળા ભેગા થાય છે તેને પ્રયાગ કહે છે. આ આઠ માઈલમાં કેટલી ય નાની મોટી નદીઓ એક બીજાને તથા ભાગીરથીને મળે છે. ત્યાં બધે "પ્રયાગ" કહેવાય છે. હરસિલ, ગુપ્તપ્રયાગ ઇ. નામો મોટાં છે, પણ ત્યાં કોઈ રોકાતું નથી. અમે પણ અહીં સુધી સીધા ચાલી નીકળ્યા હતા. ધર્મશાળા ઇ. સવડો પૂરતી છે.

(તા. ૧૪–૫–'૪૮)

ગંગોત્તરી ૧૩ ધરાલીથી પરોઢિયે ૪।। વાગે ચાલ્યા હતા. વચમાં જાંગલાનો વિસામો અને ભૈરવ ચટ્ટી આવે છે. ત્યાં રોકાયા નહિ. શું અદ્ભુત પ્રવાસમાર્ગ છે! અહીં તા. ૧૪ અને ૧૫ રોકાયા. સોળમીની સવારે પાછા વળ્યા.

કુલ ચાલ્યા માઈલ ૧૦૩.

## ગંગોત્તરીથી કેદારનાથ

(તા. ૧૬-૫-'૪૮)

ઝાલા ૧૩ ગંગોત્તરીથી આજે સવારે નીકળ્યા. તે વચમાંની ચટ્ટીઓ તથા પ્રયાગોને છોડીને સીધા અહીં આવ્યા, ને રાત રહ્યા.

(તા. ૧૭-૫-'૪૮)

સુક્ખી ચટ્ટી ૮ અહીં જમ્યા.

લોહારીનાગ ૪ રાત રહ્યા.

(તા. ૧૮-૫-'૪૮)

ભટવાડી ૧૩ લોહારીનાગથી સવારે ૫॥ વાગે નીકળ્યા. ગંગનાણીની પેલી ભયંકર ડુંગરકેડી પાછા ચડી ઊતર્યા, પણ તપ્તકુંડ નહિ રોકાતાં સીધા ભુકણી ગયા. ત્યાં ખીચડી ખાઈને ભટવાડી પહોંચ્યા. આમ તો દસ માઈલ છે, પણ ત્રણ માઈલ પેલી ગંગનાણીવાળી કેડીના વધ્યા.

(તા. ૧૯-૫-'૪૮)

ક્યાલુ ૮ ભટવાડીથી સવારે રવાના થયા; બે માઈલે મલ્લા ચટ્ટીથી કેદારનો માર્ગ ફંટાય છે, ત્યાં ગંગાપાર કરીને ક્યાલુ પહોંચ્યા. રસ્તો બહુ ખરાબ ને જોખમી. ચડઊતર ઘણી, પણ દશ્યો સારાં. ક્યાલુમાં રાંધી ખાધું, અહીં માવો મળ્યો. ચટ્ટી સારી છે. ત્યાંની નદી પણ બહુ સરસ છે. બપોરે તેને સામે કાંઠે આવેલા પહાડની ચડાઈ શરૂ કરી.

| | | |
|---|---|---|
| હુણા | ૩ | અહીં આવતા ચડાઈ ખરી, પણ વનાવલિ ગાઢ અને રસ્તો સારો. ધર્મશાળા છે. દયાલુથી મોંઘા પણ જોઈએ તેટલા પેંડા મળ્યા કરે છે. |
| | | (તા. ૨૦–૫–'૪૮) |
| એલક | ૪ | હુણાથી મંડાતી અહીં સુધીની આ ચડાઈની ભયંકરતાની વાતો બહુ વાંચી તથા સાંભળી છે; પણ મને આ પહાડનો પ્રવાસ બહુ ગમ્યો. અતિ ગીચ વન છે. પહાડ એવા છે કે જરાક અવાજ પણ તરત ઘોર મારે છે. એલકમાં રહેવા જેવું નથી. ઠંડી છે, ને ચટ્ટીની છાપરી નકામી છે. વરસાદ પડે તો રક્ષણ કશું નથી, ને અહીં કરા વરસાદનું બહુ જોર છે. |
| પંગરાણા | ૫ | એલકથી પાંચ માઈલની ઊતરાઈ પછી અહીં આવ્યા. અહીં પણ રહેવા જેવું નથી, પણ ચા, દૂધ અને સીધાની વ્યવસ્થા છે, આગળ ચાલ્યા. |
| ઝાલા | ૪ | ચડઊતરની ધુમ પછી ફૂલના વિશાળ બગીચા જેવું મેદાન આવે છે. ધર્મગંગા નામે નાનકડી નદીને કાંઠે અતીવ સુંદર એવું આ સ્થળ છે. છાપરીઓ અને દુકાનો છે. અમને રોકાવા જેવું ન લાગ્યું. |
| બુઢાકેદાર | ૫ | અહીં આવતે ખેતી જ ખેતી ચોતરફ છે. ધર્મગંગાના કાંઠાની સુંદરતા તથા ખેતીભર્યાં ડુંગરો નીહાળતા અહીં પહોંચી ગયા. ૧૮ માઈલ આજે ચાલ્યા. રાતવાસો કર્યો. |

(તા ૨૧-૫-'૪૮)

| | | |
|---|---|---|
| નદા ચટ્ટી | ૪ | સવારે ૮।। વાગે બુઢાકેદારથી આગળ ચાલ્યા |
| ટોના ,, | ૧।। | જૂની સડકે ભૈરવી ચટ્ટી ૬ માઈલ બતાવી છે, |
| કાનડી ,, | ૦।। | પણ નવે રસ્તે હવે ૯ માઈલ થાય છે વચમાની |
| ભૈરવ , | ૩ | નદા, ટોના, તથા કાનડીમાં દૂધ, પેડા, છે |
| સીમના (કુન્ડ) ચટ્ટી | ૫ | મળતા, પણ મુકામ કરવા જેવુ ત્યા નથી ત્રણ |

માઈલની આકરી ચડાઈ પછી ડુંગરની ટોચે ભૈરવ ચટ્ટી આવી આ સાવ આ સાર નકામી જગા છે ડાંસનુ બહુ જોર છે ત્યા ન રોકાતા સીધા પાચ માઈલ દૂર સીમની અગર કુન્ડ ચટ્ટી ગયા કોઈ પણ જૂની ભોમિયા ચોપડી-મા આ નામ નથી આપેલુ. નવી ચટ્ટી હોવી જોઈએ તેના પહેલા મોટ ચટ્ટી આવે છે તેનું નામ જૂનુ છે, પણ ત્યા અમે દુકાન પણ ન દીઠી આ સીમના ચટ્ટી ભિખારચોટ છે. દૂધ, ઘી, ચા અને ચણા પણ નથી મળતા ' મરચુ કે મીઠુ યે ત્યા ન મળ્યુ, તો યે રાત ત્યા કહાડવી પડી

(તા ૨૨-૫-'૪૮)

ઘુત્તુ ચટ્ટી ૬ પાછો મુકામેથી સવારે પાચ વાગે નીકળેના, તે અહીં ૭।। વાગે આવ્યા ચાર માઈલથી ભૃગુગગા સાથે થઈ છે અહીં માખીનો ત્રાસ અવર્ણનીય છે નદીની મઝા છે બપોરે જમીને સાંજે નીકળ્યા

રાયપુર ચટ્ટી ૨॥ આ ચટ્ટીનું નામ પણ જૂની ચોપડીમાં નથી. હવે જે પંવાલીના પહાડની નામચીન ચડાઈ લેવાની છે, તેમાંથી જેટલા આજે ઓછા થયા તેટલા સારા. તેથી ઘુત્તુથી ૨॥ માઈલ ચડીને અહીં જ રાત રોકાયા. સવારે ૫॥ વાગે પાછા ઊપડયા.

(તા. ૨૩-૫-'૪૮)

કુરન્ડા ચટ્ટી ૪ રાયપુરથી સવારે વહેલા ઊઠીને પંવાલીનો પહાડ ચડયા, ને કુરન્ડા પહોંચ્યા. પરંતુ અહીં પણ રહેવાય એવું છે જ નહિ. તેથી આગળ ચાલવું પડયું.

પંવાલી ૩ છેક ૧૦॥ વાગે અહીં પહોંચી શકયા. માર્ગમાં ત્રણ સ્થળે ભેંસોના તબેલા હતા. ત્યાં દૂધ પીધું. રાત પંવાલીમાં ગાળી. અહીં ડુંગર ફૂલથી છવાયેલા છે. ઠંડી ખૂબ છે. કરા વરસાદનો કશો ભરોસો નહિ. આ પહાડની ભયંકરતા નામચીન છે. પણ મને તો આ અતિ કઠણ ચડાઈ એક રીતે ગમી ગઈ. કેમ કે વન બહુ સારું લાગ્યું. રાત રહ્યા.

(તા. ૨૪-૫-'૪૮)

ત્રિજુગી નારાયણ ૧૪ અહીં પહોંચતા ૦॥ માઈલ ચડયા. તે પછી બહુ જ ખરાબ ઊતરાણ કર્યું; પાછી ચડાઈ; પછી ૪ માઈલની પથરાળ ને ત્રાસદાયક ઊતરાઈ. અહીં કોઈ ન પડયું હોય એવું ભાગ્યે જ બને છે. બપોરે ૧૨ વાગે ત્રિજુગી

પહોંચ્યા. આ પથે બાજુના કેડા ત્રણ ચાર ઓળંગવા પડ્યા. પહેલા ૮ માઈલમાં એક પણ ઝાડ નથી, તેમ વિસામો નથી. પાણીનું ટીપું યે નથી. ત્રિયુગીથી બદરીકેદારની સડક જોડાય છે. અહીં ૧ વાગે ધોધમાર વરસાદ પડ્યો.

(તા. ૨૫-૫-'૪૮)

સોનપ્રયાગ ૩॥ ત્રિયુગીથી સવારે ૩ વાગે નીકળ્યા હતા. સુંદર સડક. આંખ મીંચીને ચાલી શકાય એવી; પણ માર્ગની ઊતરાઈની ખબરે ય ન પડી. અહીં પુલ છે. આ સડકે હવેથી માઈલ અને ફર્લાંગના પથ્થર છે, ત્યાં ત્યાં સૂચના આપનાર પાટિયા છે, નળ છે, ઉપરાઉપરી ચટ્ટીઓ છે, બારબડે ખાવાપીવાનું મળે છે.

મુંડકટે ગણેશ ૧ સોનપ્રયાગથી થોડું ચઢ્યા પછી આ સ્થળ આવે છે. ત્યાં રોકાવાની જરૂર નથી.

ગૌરીકુંડ. ૧ ૫॥ વાગે, બાળભાખરું હતું તેટલામાં અમે અહીં પહોંચી ગયા. વહિકુંડ ઉપર ૪૮ ધર્મશાળા છે. ગરમ કુંડમાં નાહ્યા, થાક ઉતાર્યો, ધર્મશાળામાં સામાન રાખ્યો, ને ૭॥ વાગે કેદારનાથ જવા નીકળી પડ્યા.

રામવાડા ૪ ગૌરીકુંડથી ૭ માઈલની સખત ચઢાઈ ગણાય છે. પણ નાહી કરીને તાજા થઈ આવેલા અમને એનો શો હિસાબ? વચમાં રામવાડામાં ચા નાસ્તો કરીને લાંબે પગલે ચાલ્યા આગળ.

| | | |
|---|---|---|
| પુરી કેદાર | ૩ | ૧૦॥ વાગે તો અમે શ્રીકેદારનાથજીને મંદિર પહોચી ગયા. |

**ગંગોત્તરીથી કેદારનાથ પગે કુલ કર્યાં માઇલ ૧૨૪.**

## કેદારનાથથી પુરી બદ્રી

| | | |
|---|---|---|
| રામવાડા | ૩ | કેદારમા દર્શન, અભિષેક ઇ. કરીને તરત |
| ગૌરીકુંડ | ૪ | ૧૨ વાગે પાછા વળ્યા આ સાત માઇલ મેં સનામે કનાકમા કરી નાખ્યા. આજે સામટા ૨૦ માઇલ ચાલ્યા બદ્રીકેદારની આખી યાત્રામા આ રસમામા વસમી ચડઊતરના ગણાય છે. ત્રિજુગીથી કેદાર સુધીનો માર્ગ અતીવ મનોહર છે. કેદારના દૃશ્યનુ વર્ણન જ કેમ થાય? ગૌરીકુંડમા રાત કહાડી |

(તા. ૨૬–૫–'૪૮)

| | | |
|---|---|---|
| મુડકટા ગણેશ | ૧ | અહીં મંદાકિની, સોમ અને વાસુકીનો સંગમ |
| સોમદ્વારા | ૩ | છે ચા, દૂધ, પુરી, મીઠાઇ, ગરમાગરમ જલેબી ઇ.ની ધૂમ મચી છે. અહીં ત્રિજુગીથી માર્ગ આવે છે. |
| રામપુર ચટ્ટી | ૨॥ | કેદાર જતે જેને જોઇએ તેને અહીંથી કામળા મળે છે. પાછા વળતે એ પરત કરવાના હોય છે. ત્રિજુગી જવાનો માર્ગ ફંટાય છે. એ માર્ગ સુંદર, અખરોટથી ભરેલો છે |
| ફાટા | ૩ | અહીં સારી મોટી બજાર, ને સાધનસંપન્ન દવાખાનુ છે. |

| | | |
|---|---|---|
| મૈખડા | ૨ | આ માર્ગે ખાવાપીવાની વસ્તુઓની દુકાનો એટલી બધી છે, કે અમે વેકેના ત્રાસ પછી આ બધુ અરેબિયન નાઇટ્સ જેવુ લાગે છે |
| જૂના ઊર્ફે દુર્ગાચટ્ટી | ૩ | મહિષમર્દિનીનું મંદિર |
| નારાયણ ચટ્ટી | ૨ાા | કેટલાક જૂના મંદિરો છે. |
| બ્યૂંગ | — | લાકડાના વાસણોનુ જલપ્રપાતથી ચાલતા સંઘાડાનુ સ્થાન |
| નાના ચટ્ટી | ૨ | અહીંથી એક માર્ગ ગુપ્તકાશી (૧ાા) જાય છે, ને બીજો ઉખીમઠ (૨ાા). અહીંથી બદરીપુરી (૭૮) માઈલ છે. એક માઈલના આકરા ઉતાર પછી પૂલ છે, ને પછી બે માઈલની કઠણ ચડાઈ છે. ત્યા ઉખીમઠ છે. |
| ઉખીમઠ | ૨ાા | પુરી કેદાર ૬ મહિના બધ હોય છે ત્યારે આમોથી કાગણુ ભગવાનની પધરામણી અહીં રહે છે એ માઈલની કમરતોડ ચડાઈ પછી ઉખી આવે છે મોટુ દવાખાનું છે ખાસ્સી મોટી બજાર છે ધર્મશાળાઓ ઘણી છે છતા ભીડનો પાર નથી આ પથની યાત્રા શરૂઆતમા નરમ હતી, પણ પાછળથી અસામાન્ય જોર પકડ્યુ છે. નાગરવા સામે કાંઠે ગુપ્તકાશી દેખાય છે. |
| | | (તા ૨૭ ૫-'૪૮) |
| પોથીવાસા | ૮ | વૃક્ષહીન ડુગરા, ચડાઈ સતત અને સખત દુર્ગા, ગોપાલ, ગણેશ, ગોકુલ ઇ. ચટ્ટીઓ પડતી મૂકી અહીં રોમ્યા તે પછી જરા જંગલ ઝાડી જેવુ આવે છે પણ ચડાણ આકરુ અને સતત ચાલુ છે |

| | | |
|---|---|---|
| ખણિયાકુંડ | ૯ | પોથીવાસામાં માંડ ચા મળી હતી. ત્યાંથી પાછા ચઢ્યા, ને અહીં મુકામ કર્યો. આ ૧૧માંથી ૯ માઈલની ચડાઈ કેદારની ચડાઈ કરતાં યે અમને વધારે આકરી લાગી. |

(તા. ૨૮-૫-'૪૮)

| | | |
|---|---|---|
| ચોપતા | ૧ | ખણિયાકુંડથી આજે સવારે પંથે પડ્યા. બસ ચડાઈની જ વાત છે. ચોપતાને તુંગનાથની તળેટી કહી શકાય. ત્યાં ચા પીને તુંગનાથને હાથમાં એટલે કે પગમાં લીધો. |
| તુંગનાથ | ૨ | ચોપતાથી ત્રણું માઈલની આ ચડાઈ યાત્રીમાત્રને ડરાવે છે. તેની આગળ રાા માઈલ ઊતરવાનું છે. એ ઉતરાણ તુંગનાથની તળેટીથી અટકતું નથી પણ કાળજાને તોડી નાખે એવી સતત રીતે એ બસ ચાલ્યા જ કરે છે. |
| ભીમ ચટ્ટી | રાા | તુંગની તળેટીમાં ભીમ ચટ્ટી છે. ચોપતાથી સીધા જતાં પણ એ એટલી જ દૂર છે. |
| પાંગરવાસા | ૧ | ભીમથી અહીં સુધી ઉતાર જ ઉતાર ઉલટે માર્ગે, કેવી ભયાનક ચડાઈ બની જાય! સુંદર વનશ્રી. રઈ અને બ્રાંસનાં વન. |
| મંડલ ચટ્ટી | ૪ | પાંગરવાસા પછીથી રઈ અને બ્રાંસનાં જંગલો છે. પણ ઉતરાણ ગયા અંકથી ચાલુ જ છે! મંડલ ચટ્ટી આગળથી એક પંથ ચતુર્થ કેદાર રુદ્રનાથ તરફ (૧૧ માઈલ) જાય છે. વળી અત્રિના આશ્રમ તરીકે બતાવાતું અનસૂયામાતાનું સ્થાન પણ નજીકમાં છે. અહીં પેલો ઢોળાવ પૂરો થઈ જાય છે. |

| | | |
|---|---|---|
| ગોપેશ્વર | ૪॥ | મંડલ પછીથી સામાન્ય ચડઊતર કરતાં આ તીરથ આવે છે. અહીં "શંકરપંથ" પૂરો થઈ ને "વિષ્ણુપંથ" શરૂ થાય છે એમ એક દુકાનદારને મોંએ સાંભળ્યું. |
| ચમોલી | ૩ | ગોપેશ્વરથી એક સરખું પ્રુસ્તુમા ઊતરાણ ચાલ્યા કરે છે. અલકનંદાને કાંઠે ચમોલી છે. અહીંથી કેદાર ૫૪ અને બદરી ૪૭॥ માઈલ છે. કેદારથી (તુંગનાથ મળીને) ૫૭ માઈલ અમે તા. ૨૬થી ૨૮ સુધીમાં ચાલ્યા. ચમોલીમાં રાત ગાળી. આનું સ્થાનિક નામ લાલસાંગા છે. |

(તા. ૨૯–૫–'૪૮)

| | | |
|---|---|---|
| મઠચટ્ટી | ૨ | સુંદર છાયાદાર માર્ગ. બગીચા. ઉતારાની ખૂબ છૂટ છે. |
| છિનકા | ૧ | દૂધ, ચા છ. સગવડ. |
| સિયાસૈણ | ૧ | ——— |
| ઘાટ | ૩ | આનું આખું નામ ધોબીઘાટ છે. |
| પીપલકોટિ | ૨ | ચમોલીથી સવારે ઊપડીને વચમાં માત્ર કોઈ સ્થળે ચા પીવા પૂરતા રોકાઈને પીપલકોટિમાં રોટી જમ્યા. આ સડકે અમને તો પંથ જણાતો યે નથી. પીપલકોટિ ચટ્ટીથી પાછા બે વાગે નીકળ્યા. તડકો જરા લાગ્યો ખરો. રસ્તો છાંયડો બિલકુલ નથી. ચડઊતર સામાન્ય છે * |

* ઈ. સ. ૧૯૫૩મા બસ અહીં સુધી આવતી ને અહીંથી ચમોલી થઈને દેવપ્રયાગ તરફ પાછી ફરતી હતી.

| | | |
|---|---|---|
| ગરુડગંગા | ૪ | આ પાના પૂરતા રોકાયા અહીં સુધી ચાર્યો નથી. રોકાયા નહિ |
| ટગની | ૧ | રોકાયા જ નહિ અહીંથી ચડાઈ શરૂ |
| પાતાળગંગા | ૧॥ | ટગની પછી મોટો પહાડ ધસી પડેલો છે, ને પાતાળગંગા સુધીનો માર્ગ સંભાળીને ચાલવો પડ્યો. |
| ગુનાસકોટિ | ૩ | અહીં પણ ચા માટે રોકાયા, ને પછી તરત આગળ ચાલ્યો ચડાઈ શરૂ થઈ. |
| હેનગ ઉર્ફે કુમ્હાર ચટ્ટી | ૨॥ | રાતે મુકામ થયો આજે કુલ ૨૧॥ માઈલની મજલ કાપી છે એ પણ આકરી છે, પરંતુ ગંગા-જમુનાના ખાઈબદેનાને નવા યાત્રીને લાગે તેટલુ મુશ્કેલ ન જ જણાય। |

(તા ૩૦-૫ '૪૮)

| | | |
|---|---|---|
| પૈની | ૧ | અહીંથી કલ્પેશ્વર એટલે પાંચમા કેદાર જવાની સડક છે |
| ખનૈટી | ૧ | આની જગા પડેના વૃદ્ધ-બદરી જવાનો રસ્તો ડાબે હાથે ફંટાય છે |
| ઝડ઼ના | ૧ | આ ચટ્ટીઓ એટલી બધી પાસે પાસે છે કે અમારા જેવા ઝડપી ચાલનારાઓને તેમાં ચા ની લાલચ સિવાય બીજુ રોકાવાનુ ભાગ્યે કારણ જણાતુ નથી |
| સિંહધાર ઉ ૧૮ | ૨૧ | અહીંથી જ્યોતિર્મઠના ભણુમાગ શરૂ થાય છે |

| | | |
|---|---|---|
| રામબાગ } જોશીમઠ } | ०। | સિંહધાર અને રામબાગ લગભગ એક જ છે અહીં બજાર છે, ધર્મશાળા છે, દવાખાનુ છે અહીંથી ઉપર જ્યોતિર્મઠ જવાની કેડી છે આને જ જોશીમઠ કહે છે અહીં મદિરો પુષ્કળ છે છ મહિના બદરીનારાયણની પૂજા અહીં રહે છે, ને ત્યાના રાવળ પણ અહીં રહે છે |
| વિષ્ણુપ્રયાગ | ૨।। | જોશીમઠથી ત્રણ માઈલના કપરા ઉતાર પછી અહી આવ્યો પુલ પાર કર્યા પછી આકરુ ચડવાનુ છે. |
| બનદીડા | ०।। | આ ચટ્ટીમા રોકાવાની જરૂર ન પડી આટલી બધી નજીકની ચટ્ટી શા કામની? |
| ઘાટ | ૩।। | ઉતારા માટે જગા છે |
| પાડુકેશ્વર | ૧।।। | અહીં રાતવાસો કર્યો આજની મજલ ૧૪।। માઈલની થઈ આ તીર્થ મહત્ત્વનુ મનાય છે. ધર્મશાળાઓ. ઘણા મદિરો ઘણુ ગદુ. |

(૩૧–૫–’૪૮)

| | | |
|---|---|---|
| વિનાયક ચટ્ટી | ૧।।। | ભવ્ય દર્શનોથી ભરેલા અહી સુધીનો પથ સવારનો સમય એટલે ચા લીધી |
| લામબગાડ | ૧ | રોકાયા નહિ |
| હનુમાન ચટ્ટી | ૩।। | પુરીબદરીનું આગણુ. મહત્ત્વનો પડાવ બરફનો પ્રભાવ દેખાયો. રેડા વારવાર અને વિશાળ આવ્યા. નદી પણ અહીથી ઘણીખરી બરફ નીચે ઢકાયેલી હતી |

| | | |
|---|---|---|
| પુરી બદરી | ૫ | વરસાદ ઝરમર પડતો હતો આકાશ ઘનઘોર હતુ ચોતરફ બરફછાયા પહાડો હતા વાદળના ગોટેગોટા શિખરો સાથે ખેલતા હતા, ને ા વાગે પુરી બદરી પહોચ્યો |

**કેદારથી બદરી સુધી માઈલ ૧૧૩**

**પુરી બદરીથી કર્ણપ્રયાગ**

| | | |
|---|---|---|
| રામબાગ | ૨૦ | બદરીથી તા ૨ની સવારે નીકળીને વચમા ક્યાયે ન રોકાતા સીધા અહી આવીને મુકામ કર્યો |
| મઠ ચટ્ટી | ૨૭॥ | તા ૩જીએ, બદરીથી નીકળીને માત્ર પીપળકોટિમા થોડો સામાન લેવા તથા ખીચડી ખાવા રોકાઈને જે ચાલ્યા, તે સીધા મઠ આવ્યા ત્યા વરસાદ સખત ન પડ્યો હોત તો ચમોલી ચાલ્યા જાત પણ રાત રોકાવુ પડ્યુ |
| નદપ્રયાગ | ૧૦॥ | ચમોલીમા રોકાવાનુ કારણ નહોતુ નદપ્રયાગથી બસ મળવાની થોડી ઉમેદ હતી, તેથી સીધા ચાલ્યા પણ ત્યા બસ હોવા છતા જગા ન મળી તેથી તરત આગળ વહેતુ મૂક્યુ |
| કર્ણપ્રયાગ | ૧૨ | અહીં ૧૨॥ વાગે પહોચ્યા ને પહોચવા પહેલા દૂરથી પાચ બસો ઊપડી જતી દેખી ! અહીં મહા ખટપટ પછી તા ૫મીએ બપોરે બસમા જગા મળી તે પણ કોટદ્વારાની બસમા શ્રીનગર પહોચ્યા ત્યા રાત રહેવુ પડ્યુ તા ૬ની સવારે આગળ ચાલ્યા દેવપ્રયાગ જવાનુ ન બન્યુ આખો દિવસ મુસાફરી કરીને સાજે પાચ વાગે કોટદ્વાર સ્ટેશને પહોચ્યો ત્યાથી રેલવે પકડી |

મેં મજૂરને કર્ણપ્રયાગથી છૂટો કરી દીધો હતો. મારા સાથીઓ તો બદરીનાગયણુ જ રોકાઈ ગયા હતા. ત્યાંથી હું એકલો પાછો વળ્યો હતો. પુરી બદરીથી ૭૦ માઈલ ચાલ્યો. કોટદ્વારથી નજીબાબાદ જઈ, સ્ટેશને રાત પડી રહી, તા. ૭મી સવારે દિલ્લી–દેહરાદૂન એક્સપ્રેસમાં હરદ્વાર ગયો. ત્યાંથી બસ લઈ હૃષીકેશ ૯॥ વાગે! **પુરી બદરીથી કર્ણપ્રયાગ માઇલ ૭૭. પગે કરેલી કુલ મુસાફરી માઇલ ૫૨૬.**

---

## પુરવણી

### (ઈ. સ. ૧૯૫૨ની નિત્યનોંધમાંથી)

ઈ. સ. ૧૯૪૮માં બદરીનાથ ઉપર મહાભયંકર હિમસ્ખલન થયું હતું; મેં અડધી બદરીપુરીને બરફહગ નીચે દબાએલી દીઠી હતી, અને ત્યારે પણ મને વિચાર આવતો હતો, કે જો આ રેઢા પેધા પડયા, તો બદરીની યાત્રાનું શું થશે? આ પરિસ્થિતિએ આ ધામના વ્યવસ્થાપકો-ને મૂંઝવણમાં મૂકી દીધા હતા. આ બન્ને "નાથ" ધામોની વ્યવસ્થા "શ્રીબદરીનાથ-કેદારનાથ મંદિર કમિટી" નામની સંસ્થા કરે છે, અને તેનો વહીવટ "શ્રીબદરીનાથ–કેદારનાથ મંદિર કાનૂન" નામના ખાસ ધારા અનુસાર ચાલે છે.. સમિતિમાં બાર સભ્યો છે, અને તેમાં ઉત્તર પ્રદેશની ધારાસભાના સભ્યો બિરાજે. આ સમિતિના ઈ. સ. ૧૯૫૨ના નિવેદનમાં બદરીનાથની ભયગ્રસ્ત સ્થિતિનો ઉલ્લેખ છે. "ઉત્તરાપથ"માં આ હિમસ્ખલનની નોંધ છે, તેના અનુસંધાનમાં આ ઉલ્લેખ મને રસપ્રદ થઈ પડ્યો. નિવેદન કહે છે :—

"આ સાલે સન ૧૯૪૮ની માફક હિમસ્ખલનથી પુરીને ઘણું જ નુકસાન થયું, પણ મંદિરને કશી હાનિ પહોંચી નથી, એ સૌભાગ્યની વાત છે. પણ મંદિરનાં મકાનોને લગભગ ત્રીસ હજારની હાનિ થઈ છે. આંધ્ર ધર્મશાળાનું ભોજનગૃહ તૂટી ગયું, અને પોસ્ટ ઑફિસવાળા મકાનને ઘણું નુકસાન થયું. આ દૈવી આફત વખતે ..થયેલા નુકસાનનું પૂરું નિરીક્ષણ કર્યા પછી મંત્રીએ એ બાબતમાં લાંબો રિપોર્ટ દાખલ કર્યો હતો, અને તેના પ્રસંગથી બચવા માટે સરકાર સમક્ષ યોજના રજૂ કરી હતી, એમાંના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે, જેના તરફ જનતા તેમ જ સરકારનું ધ્યાન ખેંચવામાં આવે છે :

૧. આવી રીતે બરફના ઢગના ધસવાથી શ્રીબદ્રીનાથજીના મંદિરને પણ હાનિ પહોંચવાનો સંભવ છે.

૨ મંદિરની ચારે તરફ ઊંચા મકાનો ઊભા થયા છે, અને બરફ ધસવાથી એ તૂટી જવા, તથા તેને લીધે મંદિરને પણ ક્ષતિ પહોંચવા સંભવ છે, કેમ કે હવે બદરીનાથ પુરીમાં મકાનોને વિશેષ નુકસાન આવી રીતે બરફના ધસારાથી થવા લાગ્યું છે તેથી મંદિરને ફરતા મકાનો એકઠાંયર કરીને મંદિરની સુરક્ષાનો પ્રબંધ કરવો જોઈએ

૩. પુરીની ઉપર **નારાયણ** પર્વતમાં ઘાસ, ઝાડી તથા કાંટાળાં ઝાંખરાનો લોકો તરફથી નાશ થઈ ગયો હોવાથી જમા થતો બરફ હવે વગર રોકટોકે નીચે ધસી આવે છે તેથી નારાયણ પર્વત ઉપર વન ઉપજાવવું કે જેથી તે બરફના ધસારાને રોકે.

૪. પુરીને માથે આ જોખમ હોવાથી સામે કાંઠે નવું નગર રચવું.

૫ તે માટે સરકાર અલકનંદા ઉપર નવો પૂલ બાંધે—વગેરે.

ટૂંકામાં પુરી નદરી 'નર' પર્વતની તળેટીમાં અલકનંદાને ડાબે કાંઠે નવેસરથી વસે, એ રીતનું આંદોલન શરૂ થયું છે. ન્દાચ થોડા વરસોમાં નગર ઊપડીને સામે કાંઠે પહોંચી પણ જાય આ કંઈ જેવો તેવો ફેરફાર!

પુરીમાં વિજળી આવી છે, એ મારે માટે નવી વસ્તુ છે આ વિજળી—પુરવઠા માટે મહાકાય યંત્રો આ પહાડમાં કેવી રીતે ચઢયા હશે! નિવેદન કહે છે

प्लान्टको चमोलीसे बदरीनाथ लानेमें काफी कठिनाइका सामना करना पडा जिसके एक एक हिस्से १० १५ मन तक के थे। और फिर मार्ग कैसा! किन्तु मनुष्यने प्रकृति पर विजय पायी और भगवान बदरीशकी कृपासे प्लान्ट सुरक्षित रूपसे पुरीमें पहूंच गया.. संसारसे इतनी उंचाइ पर शायद हि कहीं इस प्रकारका प्लान्ट लगाया गया हो।

એવું આ વિજળીનું પણ મહાભારત ત્યાં ખેલાયું છે. પરિવર્તન ચાલે છે જ. સતોપંથ તથા લોકપાલ જવાના રસ્તા સુધારવાના છે. લોકપાલમાં આવેલા લક્ષ્મણજીના મંદિરનો જીર્ણોદ્ધાર થવાનો છે. આ મંદિરનો ઉલ્લેખ આ ગ્રન્થમાં શીખોએ નવા ઊભા કરેલા તીર્થ હેમકુંડ પરત્વે થયેલો જોવામાં આવશે. એ મૂળ સનાતની તીર્થ છે; અને તેની નજીક આવેલા પુષ્પસ્વર્ગે તો પશ્ચિમનાં અનેક નિસર્ગપ્રિય વિજ્ઞાનલક્ષી નરનારીઓને આકર્ષિત કર્યાં છે. હિમાલયનું એ અદ્ભુત ઉદ્યાન પણ આ રીતે ખૂલી જશે. બદરીકેદારનાં બધાં જ તીર્થ સ્થાનોનો વહીવટ આ કમિટીને હસ્તક હોઈ પહેલાંનું અંધેર દૂર થઈને બધે ઓછીવત્તી સુવ્યવસ્થા થવાનો સંભવ અમને જણાય છે, જેનો પરિચય શ્રીકેદારનાથના મંદિરમાં અમને થયો......

ઉપર્યુક્ત નિવેદન કહે છે કે ૧૯૫૨માં યાત્રાની મોસમના પ્રારંભમાં યાત્રીઓની સંખ્યા ઠીક હતી, પણ પછીથી બહુ ઓછી થઈ ગઈ. મોટરમાર્ગ ચમોલી સુધી, અને હવે તો છેક પીપલકોટિ સુધી થઈ જવાથી ઘણા યાત્રી સીધા બદરીનાથ ચાલ્યા જાય છે. '૫૨માં માત્ર ૩૨,૦૦૦ જ યાત્રી કેદારનાથ ગયા હતા, જ્યારે કુલ યાત્રી ૪૫,૦૦૦ હતા.

હવે રુદ્રપ્રયાગથી છેક ગુપ્તકાશી સુધી પણ મોટરસડક થઈ જવાનું સાંભળ્યું છે. જો એ બની જાય તો યાત્રીઓ રુદ્રપ્રયાગથી સીધા ગુપ્તકાશી જાય, અને પછી માત્ર પચીસ જ માઈલ ચાલવાના રહે, અને ત્યાંથી પછી બદરી જાય, તો ઘણી સગડ થઈ પડે, અને કેદારની યાત્રા આ સાલ પણ વધે. અમદાવાદ આવ્યા પછી સાંભળ્યું કે છાપાંના અંદાજ મુજબ બે લાખ યાત્રી થશે !! આ યાત્રાની ગોટામાં મોટી સંખ્યા એક વાર ૭૫,૦૦૦ની થઈ હતી, તે દસ-પંદર વરસ ઉપરની વાત છે. હવે લોકની કલ્પનાને આ યાત્રાએ બરાબર રંગી નાખી છે, અને ઉત્તરોત્તર એ વધે જાય તો આશ્ચર્ય નહિ......

ता. १९-५-'५३ दिल्ही जते आगगाडीमां

સમયને કયાં શરમ છે! હજી ગઢવાલના ચાર ધામ કર્યાની અણઝણાટી તન તેમ જ મનમાંથી ઓસરી નથી, હજી તો "ઉત્તરાપથ" ગુજરાતને નવું મટ્યું નથી, ત્યાં તો વળી પાછો બે ધામોના નાથે સાદ કર્યો! અને સમયચક્ર પાછું સાનુકૂળ બની રહ્યું!

ता. २२-५-'५३ शुक्रवार, श्रीनगर

પગ આગળ દોડે છે—અથવા કહો, બસનાં ચક્કાં આગળ ધસે છે, ને કલમ બિચારી પગ કે ચક્ર ઉભયથી રહિત હોવાથી પાછળ રહી જાય છે.

અણધાર્યા ગણાતા અને ન્હેવાના છતાં લગભગ દરેક વખતે બનતા સંજોગોની પણ મઝા લેવાની જેને આદત હતી તે તેનો આનંદ લૂંટતા, આઠેક વાગ્યે અમે હરદ્વાર ભેગા થયા.

બપોરે બે વાગે બસ પકડીને હૃષીકેશને અમે પવડી પાડ્યું. મુકામ ભગવાન આશ્રમમાં હતો. ગતનાએ ને બોજ, ઠંડી, ગંડીને રોકવાની ધમાલ ચાલી. ડગલે ને પગલે ગઈ યાત્રાથી આ બધું કેટલું જુદું! અને મારો ત્યારનો જુવાનિયો મોરજી જિતસિંગ યાદ આવ્યો.

સવારે ભાઈનો "ગેટ" મળ્યો. ગસો છે- ઉતારે લેવા આવી, ને અમે રીતસર યાત્રાને માર્ગે પડ્યા. ગંગા સાથે સંતાકૂકડી રમતા, એ જુગજૂની "બા" સાથે ખેલતા, ચડતા, ઊતરતા, ૪૩ માઈલ કાપીને સુખરૂપ સાથ સર્વે અમે દેવપ્રયાગ મહાશુભસ્થાને પહોંચ્યા.

આ ભીડમાં દેવપ્રયાગમાં રોકાવાનો શો અર્થ? અમે તો સીધી મારી મૂકી, તે કીર્તિનગર ભલું આવજો! ત્યાં અલકનંદા પાર કરી,

ત્યાંથી વળી આગળ બસ ગોઠવી, ને અમે શ્રીનગરમાં ઉગતણું નાખ્યાં છે; એ જ ધર્મશાળામાં, કે જ્યાં પાંચ વરસ પહેલાં ચાર ધામથી પાછા વળતાં મારો મુકામ બે બંગાળી જુવાનો સહિત થયો હતો......

અસ્તુ. પણ પાછલાં સંસ્મરણોમાં પડી જઈશ, તો વળી આગલી બસ ઉપડી જશે!

અલકનંદામાં ઊતરી, ઘણા જ આનંદથી તેમાં નાહી ધોઈને આસન ઉપર બેઠો છું. ચોતરફ સંઘના નાનાભલાવી માનવીઓના મેળાને નીરખી રહ્યો છું......

રવિવાર તા. ૨૪-૯-'૬૩, પીપલકોટિ, સવારના ૯ વાગે

શું યાત્રાની ભીડ!... ..

તા. ૨૩ની સવારે છાના "ગેટ"માં અમે શ્રીનગરથી નીકળ્યા હતા......

રુદ્રપ્રયાગમાં બે કલાક ખોટી થવું પડયું, ત્યાં સમયનો લાભ લઈને અલકનંદાનાં સ્નાન કરી લીધાં હતાં... .

પછી કર્ણપ્રયાગ, ત્યાંથી નંદપ્રયાગ...આ જલશ્રીના ઘસારામાં બીજી ચડીઓ તો ઓગળાઈ જ ગઈ છે! .ધમધમ કરતું આવ્યું ચમોલી. નદીને આ કાંઠે બસનો નવો માર્ગ ઉપર ઉપર ધસે છે, ને મારો જૂનો જાણીતો પગમાર્ગ સામે કાંઠે પહાડને પડખે ગળિયામણી રેખા આંકતો આંકતો ચાલ્યો જાય છે.

પીપલકોટિ પહોંચ્યા ત્યારે આનારા ઘેરાયેલું હતું, ને થોડા છાંટા પડતા હતા હતા ઠંડી હતી. ઉત્તર પ્રદેશના ગવર્નર શ્રી કનૈયાલાલ મુનશીનો મુકામ પણ ત્યાં જ હતો. બસવાહનોની લગાર લાગી હતી, ને ઊતારુઓની ધમ્માચકડીનું પૂછવું જ શું!......

શ્રીનગરથી જે બસમાં બેઠા હતા તેમાં એક ગમ્મત થઈ હતી. આગળ કાચની તખતી હતી, તેમાં ૐ નમો ભગવતે વાસુદેવાય લાલ અક્ષરે લખ્યું હતું. તેની પાછળ બેઠેલા અમને એ ઊંધું વંચાતું હતું. પણ જમણી તરફની બારીના કાચમાં તેનું સવળું પ્રતિબિંબ સ્પષ્ટ પડતું હતું. જે સીધું લખેલું હતું તે ઊંધું, ને ઊંધું હતું તે સીધું ભાસતું હતું. આવું જ જગતમાં માયાનું સ્વરૂપ ભાસે છે ને! અને સવળું જગતને અવળું પડે છે, ને અવળું છે તે સવળું અને સરખું લાગે છે; અને એમ "ઊંધાં ચશ્માં" લગાવીને જગત ઊંધુ ઘાલીને માયાના ખેલમાં ખેંચાયે જાય છે! ભ્રમ કહો, માયા કહો, એની એવી જાદૂગરી છે કે પ્રત્યેક માનવીને પોતપોતાનો ભ્રમ સો ટકા સાચો લાગ્યા કરે છે. જો એમ ન હોત તો સંસાર ચાલી શકત જ નહિ.

ગરુડગંગા, રવિવાર તા. ૨૪–૬–'૬૩

આજે અગિયારશ.....એ તો સાચું જ છે કે આ યાત્રા વૃદ્ધો માટે નથી. શરીરમાં જોમ હોય, મનમાં ઉદારતા હોય, એકબીજાનું ખમી ખાવાની શક્તિ તેમજ વૃત્તિ પ્રબળ હોય, ત્યારે જ સવેળા આ યાત્રા કરવી જોઈએ.

અસ્તુ; આજે સવારે મુનશીજીને મળી આવ્યા. એ વખતે ૮॥ થયા હતા. નવ વાગે એમની સવારી ઊપડી જવાની હતી તો પણ, ચિઠ્ઠી જતાંની સાથે તરત બોલાવ્યા. મારા નવા નામઠામની એમને જાણ નહોતી......

એમણે જ ખબર આપ્યા, કે જ્યોતિષ પીઠવાળા શંકરાચાર્ય બ્રહ્માનંદજી થોડા દિવસ ઉપર વિદેહ થયા છે, અને તેમને સ્થાને કરપાત્રીજીનું નામ બોલાય છે......મુનશીજી બદરીનાથથી પાછા ફર્યા છે.

હેલંગચટ્ટી, સોમવાર તા. ૨૫–૬–'૬૩

ગરુડગંગામાં રાત ગાળીને આજે સવારના ૫-૧૦ વાગે અમે

કદમ ગેડા યા આબ્બા ટગણી, પાતાનગગા, ગુનામકોટિ અને પછી હેનગ એનો એ ખગતો પહાડ ઊભો છે એની એ ઊતગાઈ તે પછી ગુનામકોટિવાળી એ ી એ નમ્ણેદ માર્ગની ચડાઈ સરેરાશ બબ્બે માઈલ ચઢીએ અને આવતાજતા યાત્રીઓની ભીડનુ તો પૂછવુ જ શુ ! હેલગચનીમા ખાસ ગીને આવી ભીડમા, નહાવાધોવાની તગ્નીફ છે

અને હિમાનયનો મારો જૂનો મિત્ર ખુનખુન ' ગરુડગગામા એણે સુરાવટ જમાવી હતી હવે તુ ! શ્વાસ પણ કેના લેના થોભે છે ! એકધારુ જે નખગ કરતુ પગામણ બોન છે, કે બોને છે ! નટગ લીધે જ જાય લીધે જ જાય તારા પોતાના ગળાના ટકા થતા હોય તો ભને થાય, પણ આ તો સાભળનારની ડોકીઓ તાગ લહેગની લચકે મરડાઈ જવાનો ભય ઊભો થાય છે તેનુ શુ અત્યા ? ગરુડગગા છોડ્યા પછી થોડી વારે પાછુ માર્ગમા સભળાયુ, તે પછી અહીં પહોચતા સુધી ન મળે કોઈ પખી કે ન મળે પશુ—અન ત્ત પુચ્છવિષાણહીન એવા બેપગા પ્રાણીને બાદ કરતા !

હેનગ ગત ન રો ા ા હના સાફ હતી એગ તે સાજે ત્યાથી રવાના થઈ ગયા, ને ટેની (૨૪-૨) થઈને ઝડખોના (૨૨) જઈ મેહા

મગળવાર તા ૨૬-૫-'૫૬, બલદોડા ચટ્ટી (૧૭મી માઈલખાભાએ)

ઝડખોનાથી અમે આજે સવારના ૫-૧૦ વાગે ઊપડ્યા તે સિહધાગ, અને તેની લગોલગ જોશીમઠ પહોચ્યા અમે ભગવાન શકગચાર્યની સ્થાપેલી પીઠના દર્શન માટે ત્રણસો ફ્રીગનો ડગરો ચડયા, પણ ત્યા કોઈ સન્યાસી જોવામા ન આવ્યા અમારે તો આદિ આચાર્યને લેખે આ સ્થાન પવિત્ર અને પૂજ્ય હતુ તેથી ત્યા અમે ગયા હતા મેડુ ચડયા, ત્યા ગાદીને વદન કરી વિદેહ રસા

બ્રહ્માનંદજીની છબી તેના ઉપર હતી. બાજુમા એક દંડી બેઠા હતા. એમનું નામ અદ્વૈતાનંદ સરસ્વતી. ભાગ્યે જ કોઈ વિરલ સંન્યાસી અહીં ચડી આવતા હશે; અને વળી સામાન્યતઃ સાધુઓનો આદર ઘણો પ્રેમાળ હોય છે, પરન્તુ આ મહાત્મા "આવો" કે "બેસો" તો શેના જ કહે! ઊલટ જાણે કે અણગમો થયો હોય તેવું તેમણે બતાવ્યું. અમે તો તો યે બેઠા, અને વિનયપૂર્વક વાતો કરી. તે ઉપરથી જાણ્યું કે કરપાત્રીજી ગાદીએ આવે એવી નિદાન આ મહાત્માની ઉત્કટ ઇચ્છા છે. પોતાના ગુરુની પ્રશંસા કરવામાં એમણે હદ છોડીને ભાટાઈ કરી નાખી, તે એટલી બધી કે કોઈ પણ બુદ્ધિમાન શ્રોતાને અંદરથી અણગમો પ્રગટે. જાતજાતની ગપો હાંકી. સાવ અભણ અને જડ માનવીઓ આગળ પણ આજના જમાનામાં કહેવી ન ઘટે તેવી ચમત્કારોની વાતો આ મહાત્માએ નિઃશંકપણે હાંકયે રાખી; એમાં એમણે સ્વા. બ્રહ્માનન્દજીની જ કુસેવા કરી. અમારે મન તો આ સ્થાનનો મહિમા તેના પ્રાતઃસ્મરણીય ધર્મરક્ષક મૂલ મહા આચાર્યને અંગે હતો, એટલે સ્થાન પ્રત્યે દુર્ભાવ થવાનો પ્રશ્ન જ નહોતો. મઠમાં મોટા અક્ષરે એવી મતલબનાં ભીંત લખાણ હતાં કે રોકડ નાણાંનો સ્વીકાર કરવામાં આવતો નથી. એ છાજતું જ છે, પરન્તુ એ ડંફાસનો વિષય તો ન જ બનવો જોઈએ. વિદેહ આચાર્યે પીઠમાં ઘણો સુધારો કર્યો છે, એની નોંધ "ઉત્તરાપથ"મા પણ છે. પરન્તુ તેઓ કોઈ પણ જાતની ભેટસોગાદ સ્વીકારતા જ નહોતા, દાન નામે ય લેતા નહોતા, અને દૂધનો પ્યાલો પણ એ કોઈની પાસેથી નહોતા લેતા. મઠના સંચાલનનો મોટો ખર્ચ હોવા છતાં કેવળ સિદ્ધિના બળે દ્રવ્ય ઉત્પન્ન કરીને તેઓશ્રી ખર્ચ માટે રકમો મોકલ્યા કરતા હતા, એવી એવી સિદ્ધાઈની વાતો આ એમના યોગ્ય શિષ્યે ઘણી ગે કરી, એમાં કુસેવા તો એમના ગુરુની જ થઈ કે બીજા કોઈની ?...જવા દો એ વાત. અણગમો આવે એવું શા માટે મન ઉપર લેવું ? કોઈ વ્યક્તિના વાકે સંસ્થાનું હીણું મનાય, એ

શું ચોગ્ય છે ? એક વાર હીણાઈ ચૂકેલી આ પીઠ વળી પાછી ન હીણાય એવું સર્વ સનાતની ભારતીય અંતરથી ઇચ્છશે.*

અમે નાહવાની ઇચ્છા બતાવતાં તેની પણ ના પાડીને એમણે કહ્યું કે બીજે ક્યાંક નાહી લેજો. અહીં બળ નવરો નથી! સામા નમો નારાયણ પણ કર્યાં નહિ. ભગવાન ભાષ્યકારની ગુફા ઇ. બતાવવા કોઈને મોકલવાની વિનંતી કરતાં તેની પણ સાફ ના પાડી. એણે કબૂલ કર્યું કે અમદાવાદ હું વારંવાર આવું છું, ને પૈસાટકા લેતો નથી, કશી પણ ભેટ સ્વીકારતો નથી; તો પછી સુરત, ભરૂચ, અમદાવાદ ઇ.માં એ ચાંટા શા માટે મારતા હશે? દંભ! જૂઠ!...... અસ્તુ. એ તો દોઢડાહ્યા મુનીમ જ શેઠનું દેવાળું મારે.

ઉપર ચડતે ઊભા ઘઉંની પગથિયાં-ખેતીમાં થઈને ચડવા અને તે જ રીતે ઊતર્યા. નીચે આવીને વિષ્ણુગંગાને મારગે ઊતરતાં પણ લણાતાં ઘઉંનાં ખેતરો પાર કર્યાં. ભાંગ ખૂબ ઊગે છે. પૌંપાંદડીનાં પણ ઘણાં જંગલ છે. નભગંગા, આભગંગા, નરસિંહગંગા વગેરે નામવાળાં અને બીજાં નનામા પણ ઝરણું ઘણાં આવ્યાં......વિષ્ણુગંગાના પુલ આગળનું ટ્રાફિકનું નિયમન પાર કરીને તે પછી આકરી છાતી સમી ચડાઈને જીતીને અમે આવ્યાં, અત્યારમાં ( સવારે ) બલાકોડા ( ૧૭). બાર વાગ્યા છે.

આ ચટ્ટીમાં મુકામ કરવાની સવડ નથી—ખાસ કરીને મોટી મંડળી માટે. ભીડને લીધે અહીં પણ ગંદકીનું જોર વિશેષ થઈ ગયું છે.

બુધવાર તા. ૨૭-૫-'૫૩, લામબગડ (૯)

આજે પૂનમ.

* તા. ૧૯મીએ હરદ્વારમાં એક પત્રમાં વાંચવામાં આવ્યું હતું કે પીઠ ઉપર નવા શંકરાચાર્ય નિમાઈ ગયા છે, અને કરપાત્રીજી નથી નિમાયા.

બનહૌડાથી સવારના ૫–૧૦ વાગે અમે નીકળ્યા   અરે, તને શુ હીએ? તુ **બુલબુલ** નહિ, **બોલબોલ** છે' મોનમોલિયુ' સવારના ૪॥ વાગે રેલા યુ ' બોનમોનિયુ ન બીજા પણ સિઆટિા પખીઓ વારવાર આજે સભળાના  કુણાશ કોમળના મીઠાશ એ તો પખીઓના બાપનુ જ જાણે'

થોડા આગળ ચાલ્યા હર્ષિલુ ને પાછળ નજર રી તા પહાડની દેવીએ બે પહાડ વચ્ચે ગોમુખિયુ બાર ઉઘાડયુ હતુ, ને તમા સૂર્યના કિરણોથી ઝળહળના બરફી પહાડશિખરો હગી ઊઠયા હતા' જેમ અમે આગળ ચાલ્યા તમ માર્ગને અનુસરીને ત્રણ શિખરોની ત્યા ફિલમ બતાવીને પછી દેવીએ બાર બીડી દીધુ  અને આગળ ચાલ્યા ત્યા સામે પૂર્વવત્ ધરિત્રીનુ મનોહર ધવન વન પુન પ્રકટયુ'

દેવદાર દેખાતા સફેદ ગુના। પાગર, ઑજ   ગઈ યાત્રાનુ પુનરાવર્તન' તે વખતે ઊતરતા, ને અત્યારે ચડતા, એ જ તોર્ઠમિઠયા ડુ ગરા

એ સ્થળે ગુરુદ્વારાનુ સુન્દર મકાન અને અન્યત્ર એક રામાનુજી મ દિર, એ નવી રચનાઓ। દીઠી  પાચ વરસ ઉપર એ બેમાનુ એકે ય નહોતુ

આ ભાગ ગીચ ચમકતી લીલી ઝાડીથી ભરેલો છે  અને નદીનો ઘૂઘવાટ  પછડાટ    આનદને શબ્દોમા બાધના જના શુ થાય? શબ્દો જ બધાઈ જાય આનદ નહિ

ધાર (૧૩) પાડુકેશ્વર (૧૨ ૬) વિનાય અને લામ બગડ (૮ ૪) ચટીઓ આવી ને ગઈ

ता २८–९–'९३ पुरी बदरी

સવારે ૪॥ વાગે ધરતી ડોલી  ગઈ વખતે ગગા જમના માર્ગે ભૂકપ થયો હતો (૧૯૪૮મા)

૫-૧૦ના જ અરસામા નીકળ્યા દેવદારની શોભા જામતી જાય છે. ચૌંજ, પાગર, ને દેવદારના થડિયાથી વન ભચ્ચક છે બીજા ઝાડના નામ કોઈ બતાવે તેમ નથી ધોળો ગુલાબ સારો વિસ્તર્યો છે, પણ તે ઊગવાની તૈયારીમા છે. ગૅાસના ઝાડ ઉપર સાવ કરમાઈ ગયેલા ફૂલ કોંક દેખાતા હતા પાગરની ડાળ્યોની ટોચે પણ મજરીઓની શોભા જામી હતી. બીજા પણ કિરમજી ફૂલોના છોડ પુષ્કળ હતા

ઓલમોલિયા આખે રસ્તે કુણું કુણું મીઠું મીઠું ગાયા જ કરતા હતા.

આકરી ચડાઈ...બરફ જાણે મરી પરવાર્યો છે. રેડો એક પણ ન મળે પહાડોના શિખરો પણ પૂરા ઢકાયેલા નહીં. બિચારા ધામળા એ માથે ઓઢીને બેઠા હતા ! એમને બાપડાને પણ આટલે ઊંચે ચડીને બેઠા છે તે ટાઢ તો વાય જ ને? તેમાના કેટલાક તો ધોળા લીરા ઓઢેલા ચીંથરિયા પીર જેવા લાગતા હતા.....

હનુમાનચટ્ટી પાર કરી દૂધનું નામ જ ભૂલી ગયું છે. ચા પણ ગઈ વખત જેવી નથી કરતા. એક ચમચો દૂધ ને ખદખદાવેલી ચાનું પાણી એની પણ મઝા હવે ગઈ

હનુમાન ચટ્ટી છોડ્યા પછી...દેવદેખણી આવી, પણ એ જગ્યાએ જગાક નમૂના જેવું નદી ઉપર બરફનું ઢાંકણું દીઠું બાકી નદી સાવ નાગી. વાદળ નહિ, ને તડકો સાફ હતો. ઠંડી તો હતી, પણ જ્યાં વાદળ અને વરસાદ નહિ ત્યાં એની ખરી છટા ક્યાંથી વરતાય?

ભીડ, ભીડ, ભીડ ! પડા સત્યનારાયણ કહે છે કે ..."અમકી ઠોસ યાત્રા હૈ"......

આ ઓઢીપોઢીને બેઠા છીએ, ભીડમા "દર્શન"નો વિધિ કર્યો છે ગૃહસ્થીઓ તથા જોગ સાથે વિવિધ વિધિઓની ચર્ચા કરી રહેલા છીએ, ને બસ મોજ, મોજ, ને મોજ છે !

આ ખેપમા ઓઢવાપોઢવાની તૈયારીઓ ૫૦ ટકા વિફળ ગઈ છે. ૧૯૪૮થી કેટલો મેાેરા ફરક !

ગઈ વખતે જે બરફછાયા પહાડની ટોચ ઉપરથી પગવર્તન પામીને પરોઢિયે ચારેક વાગે મારા ઓરડાની પશ્ચિમે પડતી બારીમાથી સૂર્યકિરણ ડોકાયુ હતુ, તે પહાડ ઉપર આ વખતે સફેદ ચાદરો ય નથી ! Thus are the mighty fallen.

નહિ માખી, નહિ મચ્છર, નહિ કીડી, મકોડી. એ મોટુ સુખ ખુનસુલિયા પણ હનુમાનચટ્ટી આવ્યા પહેલાના ગુપચુપ છે આ હવામા ગમે તેવુ ગળુ બેસી જ જાય !

અમારો ઉતારો મદિરને લાગીને પોસ્ટ ઑફિસની બરાબર સામે છે આ વખતે વિજળીની બત્તીઓ છે, એ વિશેષના અનુભવી

पुरी बदरी, ता. ३०–९–'५३

ગઈ કાલે ખાસ નોધવા જેવુ કશુ બન્યુ નહોતુ. બજાર વિસ્તરી છે ....

કાલે રાતના નક્કી કર્યું કે વસુધારા તો જવુ જ સવારના પડાએ ભોમિયો કરી આપ્યો રૂ. ૩] અને રૂ ૧] ખાવાનો સન્તનગાથ પડ્યા પાસેથી થોડી સુખડી બાધી લીધી, ને હુ ઊપડચો પોશિયા બાયનુ પહેરણ, તે ઉપર જૂનુ પુનોવર, માથે ગમછો, ગળે મફલર, બગલમા નાસ્તા તથા ખાવાની થેલી, ને હાથમા લાકડી પડા અને ચદુભાઈના આગ્રહથી ઓવરકોટ પણ પહેરી લીધો

ચાલ્યા પુરી છોડીને એ તરફ પથગાની ઉતરડોની વાડોવાળા નાના ખેતરોમા મગ્નિન જેવા દેખાતા બળદિયા વડે ખેડ થતી હતી એકાદ માઈલ ચાલ્યા, ને ભોમિયાએ દૂરના એક ડુગરામાથી નીતરતુ ઝરણુ બતાવ્યુ—"વો દીખતા હૈ વોહી વસુધારા" હશે. જો અહીંથી દર્શન

થતા હોય, તો તેટલુ ય શું ખોટુ ? ખબર હોત તો સૌને કરાવત. અમે વાતે વળગ્યા ને પૂછ્યું કે અહીં જંગલી જાનવરનો ભો ખરો ?

"નહીં જી, બિલકુલ નહીં નહીં શેર, નહીં ભાલુ કોઈ જાનવર નહીં યહાં કોઈ પ્રકારકા ભય નહીં હૈ"

એના કહેવા પ્રમાણે, સાપ વીંછી પણ અહીં નથી હોતા ઋષિમુનિઓએ આશ્રમો નાટે ૭ હજાર ફીટથી વધારે ઊંચાઈએ આશ્રમ નાખવાનો શિરસ્તો રાખ્યો હશે તે વગર સમજ્યે નહિ હોય !

ભોમિયો કહે, અહીં જાનવરનો ભય નથી તેથી જ તો અહીં અષાઢ મહિનામાં લોકો ઘોડાને છોડી મૂકે છે તે બધા ઉપર પહાડોમાં ચરવા ચાલ્યા જાય છે કેટલાક વખત ઉપર કોઈ વાઘ કે એવું જાનવર ચઢી આવ્યું હશે તેણે એક ઘોડાને મારી નાખ્યો હતો તરત જ લોકો એ ગદ્દો લઈને ખૂબ તપાસ કરી, પણ એ હાથ ન લાગ્યુ તે ન જ લાગ્યું તે સિવાય કોઈ રીતે ભયને અહીં કોઈ જાણતું નથી

રસ્તાની વાત નીકળી આ સાલ બરફ ઘણો ઓછો છે આ પુરીને ફરતા જે પહાડો ઉપર બરફ દેખાય છે, તે શ્રાવણ સુધીમાં ઓગળી જવાનો

અમે ચાલ્યા જઈએ છીએ ગપ્પા મારીએ છીએ કસ્તૂરીનો વિષય નીકળ્યો. મે પૂછ્યુ, આ કસ્તૂરી વેચો છો તે બધી સારી કેવી રીતે હોઈ શકે ? હજારો મણ કસ્તૂરી વેચાય છે, તે એટલા બધા હરણ કયાંથી લાવતા હશે ? એણે તરત જવાબ દીધો, કે અહીં કસ્તૂરીમાં બિલકુલ દગો નથી, સાવ સાચી મળે છે કસ્તૂરીના મૃગ તો ઘણા ઓછા થાય છે, ને એ ખૂટે તેમ નથી એ ઘણી ઊંચાઈએ થાય છે, ને હિમ પ્રદેશના રહેવાસી છે તેમ બહુ લઈને ય જંગલોમાં તેને મારે જાય છે, ને મારી લાવે છે એને મારવા બહુ સહેલા છે એ ડરતા ને નાસતા નથી, તેથી નિયતે શિકાર થાય છે

ખરુ છે. જ્યાં દિસર પશુ જ નથી, ત્યાં હરણોને બસની શી ખબર હોય? રોના જેના ઊભા રહેતા હશે અને નસ્તાર વધતા પણ હશે અને દગો થતો હશે તો ગઢવાલની બહાર થતો હશે આવુ જણ્યુ, પણ દગો નથી જ થતો એ ગળે ન ઊતર્યું.

વગી માઇલેક ચાલ્યા, ને સગમ આવ્યો. બોમિયો કહે, આને કેશવપ્રયાગ કહે છે આ સામેથી આવે છે તે વસુદેવનદા, અને આ જમણે હાથે આપણે જેને મળે જઈશું તે અનકનદા હશે એ કહે તે કબૂલ વસુદેવનદા હશે ત્યાંથી જરા આગળ આવ્યુ માનેગાર અથવા માના, જેનુ જૂનુ નામ મણિભદ્રપુર કહેવાય છે. અમારા ઉતારાથી એ બરાબર બે માઇલને અતરે છે. અમે અલકનદાને ડાબે પામે ચાનતા હતા પુરી બદરીથી થોડે જ દૂર પુલ વટાવીને અમે એ કાંઠે ગયા હતા.

આ માના ત્યાંના લોક ગઢવાલી-ભોટિયા-ચીનાના મિશ્રણ જેવા છે. ગઢવાલીઓ એમની બોલી સમજતા નથી એ ચીનને વધારે મળતી છે. મે એક ગામવાસી યુગનને વાત કરતુ સાભળ્યુ, ને મને પણ એ બોલી રગૂનમા મે સાભળેલી ચીની જેવી લાગી બદરીનાથની ઊંચાઈ ૧૦,૨૪૪ ફીટ બતાવાય છે તે માના કે ૧૦,૫૩૦ ફીટ, એટલે હજી બહુ ચડ્યા નથી ચડાઈ જેવુ ખાસ કશુ આવ્યુ નથી પણ આ તો fattening the pig before the slaughter જેવુ જાણુ! કતલનો સમય આવે છે!

—ઊભા રહો બોમિયાએ ડિંગ હાંકી હતી એન સ્થળે વાચ્યાનુ અને યાદ છે કે આ "કેશવપ્રયાગ" નામો સગમ સરસ્વતી નામની નદી સાથે છે, કોઈ વસુદેવનદા સાથે નહિ

આ સરસ્વતીને કાંઠે બે ગુફાઓ બતાવાય છે, એક વ્યાસજીની અને બીજી ગણેશજીને નામે પુરાણો, કહે છે કે, વ્યાસજીએ અહીં રચ્યા હતા આ તો ચાર પેઢીએ પૂરા થયેલા પૃથ્વીરાજ રાસાની ચદ બારોટની

રચના જેવી વાત! બહુ દીર્ઘદ્રષ્ટી એ મહાત્મા! અસ્તુ; આ તો પુરાણુ, ને તે વળી દંતકથા છે. તેમાં બધું ક્ષંતવ્ય હોય! હજી આગળ તો ચાલો. આથી ય વધારે ચમત્કારિક વાતો આવવાની છે જો!

માના ગામના ભોટિયા લોક, જ્યારે બરફ પીગળે છે ત્યારે, નજીક જ આવેલી તિબેટની સરહદ પટાવીને વણજાર લગાવીને વેપાર કરે છે. એ વેપારના સંબંધને લીધે આ સરહદી લોકની ભાષા તિબેટી જેવી થઈ ગઈ હોય, એ સમજી શકાય છે. આ વેપારોની અહીં ગુજરી ભરાય છે. તિબેટની સરહદ અહીંથી ૨૫–૨૬ માઈલે ૧૮,૦૦૦ ફીટ ઊંચા પર્વત વડે બંધાય છે. એ પર્વતનું નામ માનાધુરા. એ જ રસ્તે થઈને કૈલાસ માનસરોવર પણ જવાય છે. જોશીમાથી પણ નીતિઘાટી વાટે કૈલાસ જવાય છે, અને ત્યાં નીતિપહાડ આવેલો છે.

માના ગામ છોડયું, ને તેની ભાગોળે જમણે હાથે જરા ઉપર એક ગુફા મને ભોમિયાએ બતાવી. મુચુકુન્દ ગુફા. ત્યાં એક સંન્યાસી રહે છે, જે બહાર બેઠા હતા. નજીકમાં જ ઝરણું છે. કૃષ્ણ-મુચુકુન્દના પ્રસંગવાળા મુચુકુન્દ કે બીજા કયા, તે રામ જાણે, પણ અત્યારે તો આ નામ ચાલે છે, અને the chances of its being what it is claimed to be are fifty fifty.

છોડયું માના. ચલો આગે! ઊતરો નીચે. ઊતર્યાં, ઊતર્યાં...... ઊતર્યાં......ત્યાં ઘૂ ઘૂ ઘૂ સંભળાયું. કેવું દ્રશ્ય! ઊંડી ખીણ છે. નદી સાંકડે પટે ને ઊંડી છે. તેના ઉપર એક વિશાળ શિલા પુલ બનીને પડી છે, ભીમશિલા.

ઓહો! જમણે હાથે નજર પહાડોની બખોલમાંથી સરસ્વતી નીસરે છે, મહાઘોર નિનાદ કરતી. તેની આગળ જાણે પહાડે સોખંડી તોરણ બાંધ્યું છે. એ દ્વારમાંથી અલકનંદા પછાડા ખાતી ઘૂઘવતી ધસે છે, ને સીધી નીચે પછડાય છે. કેવો બીષણ દેખાવ! બે બાજુની કાળમીંઢની

ભીંતો સીધી નીચે જાય છે. બન્ને વચ્ચે વીસ ફીટનું અંતર નહિ હોય. તેમાં આ નદી ઝીંકાય છે. સીધી એ પહાડના પેટાળમાંથી નીકળતી દેખાય છે.

ભોમિયો કહે, પાંડવો આ રસ્તે થઈને ગયા ત્યારે નદી પાર કરવાનું કોઈ સાધન નહોતું, તેથી વિભીષણે આ શિલા અહીં મૂકીને તમને આગળ જવા માર્ગ કરી આપ્યો હતો!

કહો, છે કાંઈ કહેવું? આ વિભીષણ અહીં કયાંથી ફૂટી નીકળ્યો?... પણ એવા છે હિંદુઓની ધર્મભાવનાના ઘાટ!

ચલો ભાઈ, જીતર્યા, એટલે હવે ચઢો!......આ શું? આ બે પર્વતોના બનેલ ગોમુખ વચ્ચે બરફનાં બે ઉન્નત શિખરો શેનાં દેખાયાં? ભોમિયો કહે, નીલકંઠ હશે. હશે ભાઈ! બદરીથી પાંચ માઈલ છેટે પશ્ચિમે એ પર્વત આવેલો છે. હશે ભાઈ, અજાણ્યો ને આંધળો બરોબર. તું કહે તે ખરું. ત્રણ વાર આ માયાકુચદયે દર્શન દીધાં. જે હોય તે, હતું બન્ય.

લે, આ વળી ખરું! સીસોટિયું પંખી સંભળાયું! મારા મનથી કે હનુમાનચટ્ટીએ એને રામ રામ કરી લીધા, પણ આ તો અહીં ફૂટી નીકળ્યું? સારું કર્યું, સંભળાયું તે.

આ લૂખા પહાડોમાં એનું પોષણ શાથી થતું હશે?......થતું હશે, જરૂર થતું હશે. આ ઝીણાં ઘાસ, છોડવા અને ફૂલ છે, તો ત્યાં જીવાત પણ હોય જ. વનસ્પતિને જીવડાં ખાય, જીવડાંને પંખી ખાય, પંખીને મોટાં પંખી ખાય. . . .એ બધાને માનવી ખાય, ને સમજદાર માનવી પંચયજ્ઞ દ્વારા ભૂતમાત્રનું ઋણ ચૂકવવા પ્રયત્ન કરે. जीवो जीवस्य जीवनम्, એવી આ રીતે પ્રેમપૂર્વક ઘટમાળ ચાલે છે. यज्ञेन यज्ञमयजन्त देवाः ......આવી સંસારસંકા ચાલે છે, જે યમે નચિકેતાને સંભળાવી; અને જેનું મુંડક ઉપનિષદ્‌ના પહેલા જ મુંડકમાં સ્પષ્ટીકરણ છે.

અને જુઓ પેલુ પખી બોલે છે—"બેસો બેસો, બેસો, બેસો!" વચમા વચમા વળી પૂછે છે "હે?" શેના ગેસે તે, હજી વસુધારા દૂર છે અરતુ પાછા વળને વળી અતજળ હશે તો મળીશુ ફરમ્યાન, આવજો! અને ઇશ્વરી સૃષ્ટિની સામ્બળમા તમે ય એક અકોડો બની રહેજો, ભાગતરીન પખી!

ઘાટચટ્ટી, તા ૧–૬–'૫૩, સાઝના ૯ વાગે

હુ તો આજે સવારે પુરીથી ઊતરીને અહીં આવી પહોચ્યો છુ. પણ આપણે, એટલે વાચકો અને હુ, હજી વસુધારાને મારગે જ વળેલા છીએ

પેના પંખીના બેસવાના નિમત્રણ પહેલા તો ચઢાઈ ચડતા શરીર ગરમ ગરમ થઈ ગયુ હતુ, મે ઓવરકોટનો પટો છાડીને કોટ કાઢી નાખ્યો, મફલર પણ ઊતાર્યુ. એ પટો છૂટો હતો તેનો ખ્યાલ ન રહ્યો, ને તે જેવો છોડયો તેવો પડી ગયો હુ તો મારી ધૂનમા હતો છેક પાછા પુરી પહોચ્યા પછી જાણ્યુ, કે પટો ગયો ત્યા સુધી ખબર નહોતી પડી

ચડાઈ ચાલે છે. જુઓ તો ખરા, કેવી હાર ચડે છે! હના પાતળી હશે તથી? કે પછી પાછળી બરીની ચઢાઈનો થાક હજી હાડનામા ભર્યો હશે તેથી? જે હોય તે પણ ચડાઈના બે ડગના ચડતા જ હાફ ચડે છે, ને ધમણ ચાલે છે પણ થોભવાનો વિચાર નથી આવતો હમણા જ જુઓ, પહાડી ભોમિયાએ ઊગતા સૂરજ (—નવેર વાગ્યા છે, ને અહીં સૂરજ ઘણો વહેલો ઊગીને જલદી ગરમ થાય છે—) આડે એક શિલાની ઓથે બેસી જઈને મને ય ક્યુ કે જરા આરામ લ્યો! અરતુ બેસીએ ત્યારે એણે થાક ખાધો, બીડી ફીડી પીધી, , અને પછી ૧૦–૧૫ મિનિટમા અમે ઊઠયા, ને આગળ ચાલ્યા

આગે બઢો!

ડાબે હાથે, અનન્તદાને સામે પાર સીધા કાળા કોરા ભીંત જેવા ઊભા પહાડના વક્ષમાંથી એક ઝરણું સીધું નીચે સેંકડો ફીટ સરતુ દીઠું ! જરા આગળ જતાં વળી બીજું દીઠું આ સગ્નિ પર્વતોની છાતીમાં પાણુરના પ્રેમઝરણ જ્યાં જ્યાં વાગે છે ત્યાંથી ત્યાંથી અમિના ફુવારા ફૂટી નીકળે છે, કોરા ધાકોર પહાડમાંથી નીકળતા આ પ્રેમઝરણું, ઘણા મહાગ્રથી કઠોર દેખાતા માનવીઓની યાદ આપે છે

નિર્મળ નીલુ આસમાન તેમાં ઝગારા મારતો સોળે કળાએ ઝળહતો આફતાબ, જ્યાં ઊંચે જુઓ ત્યાં બરફના સાથિયા પૂરેલા પહાડરૂપી ઉમગની હારિહાર, એમ કુદરત ખીલી રહી છે

ભોંય ઉપર કાંટાળા છોડવા, ઝીણું ઝીણું ઘાસ, વળી તમા જાબૂડિયા રંગના ઘાસફૂલની રંગોળી, તેમાં પીળા ઝીણફૂલા ઘાસફૂલના ટપકાં . પંચાશીના પહાડની છતનું અહીં સ્મરણ થાય છે ! યાદ છે, "ઉત્તરાપથ"માં આપણે સાથે કરેલુ એ ભ્રમણ ?

સામે તટે થઈને સતોપથનો માર્ગ જાય કે દંતકથા કહે છે, પુરાણ પણ સાથ પૂરે છે, કે અહીં સત્યપથે થઈને પાંડવો ચાલ્યા, તે કેદારના ઉત્તુંગ હિમાલયોમાં જઈને ગાયબ થઈ ગયા હતા. આ તરફથી પણ, જ્યારે નદી ઉપર બરફ જામેલો હોય ત્યારે, તેને પાર કરીને એ મારગે જઈ શકાય છે

માયાનો જરા વધારે વિસ્તાર જોતા હું આ પંથે પળ્યો છુ ઘણો ય દીઠો છે, ને દેખીશુ ઈશ્વરની માયાના ખેલ જોતા મન કેમ ભરાય ? . ઈશ્વરની ? ..ઉફ ! મારી પોતાની પણ માયા છે, અને તે પણ જેવી તેવી કારીગરી નથી, હો ? મ ઈશ્વરસંજ્ઞા ધારણ કરીને મારી જ અંદરથી મારી શક્તિને પ્રગટ કરી, તેને મ માયા જગન્મોહિની રૂપે ગળે વળગાડી, અને આ બધુ વિસ્તાર્યું . એના પાંચ ભૂતોના આ બધા ખેલતમાશા મારા જ મનોરંજન અર્થે થાય છે, અન્ય કોઈને માટે નહિ

અને મેં જ પછી મારી પ્રકૃતિરૂપી શક્તિ મહામાયાને આ શરીરરૂપી આગારમાં પ્રકટાવી "હું શું સૃષ્ટિ નથી રચી શકતો? અનેકાનેક બ્રહ્માંડો રચતો, ધરતો, લીન કરતો હું—મારી માયા શું જેવી તેવી છે?"—એમ હું કહીને કુંપદમાં રાચતો, ને માયાનો દાસ થઈને રહેતો, એ દાસત્વમાં આસક્ત હતો. એ પહેલાની વાત થઈ

અને હવે, એ મહામાયાનો સ્વામી બની, તટસ્થ રીતે તેને જોતો, તેના નખરાને હસતો, મારી ઇચ્છાનુસાર તેને રમવા દેતો, હું એ ઈશ્વરી માયાના જગતમાં નિર્લેપ વિચરવાનો પ્રયત્ન કરી રહેલો છું.

પહેલાં તો હું એના મિથ્યા સ્વરૂપને નહોતો કળી શકતો હવે સમજાઈ ગયું છે, ને પાછું એ સમજમાં સરજાય નહિ તે અર્થે આ પ્રમાણે સ્વાધ્યાય રૂપે સત્ય સ્થિતિને હું પુનઃ પુનઃ સ્મરું છું, ઘૂંટું છું. એવો એક સમય સત્વર આવશે કે જ્યારે એની પણ જરૂર નહિ રહે એ સમય આ આવ્યો' કેમ કે મારી દુરત્યયા માયા હવે મારે ચરણે વિરાજે છે. માત્ર એક જ લક્ષણને એના તજ્જલાન્ અરસપરસ મેં છે, એ હું અનુભવી રહ્યો છું આવી યાત્રાઓનો એ સારગર્ભ છે

પહાણા પાદડાં પાણીમાં જ જે મોક્ષ છે, તે મૂઢ નકામાં નિરર્થક હાડમને હેરાન કરે છે યાત્રાનિમિત્ત પરિભ્રમણોનો હેતુ એક જ હોય,—જગતને ભમાવતી માયાના બધા જ ચિત્રવિચિત્ર ચમત્કારિક રૂપાંતરોને જોઈ લઈને તે સર્વની પાછળ સળંગ રહેલા એક જ કેન્દ્રતત્ત્વને પરખી લેવાનો, અને તેમાં રહેલા પોતાને, પોતામાં રહેલા તેને એક રસરૂપ, ચિદ્ઘનાનન્દરૂપ અનુભવવાનો અને લૌકિક વ્યાવહારિક દૃષ્ટિએ, સ્વદેશના દર્શન કરવાનો, જપતપ યમનિયમ વડે બન્ને દેહોને કસીને ચિત્તશુદ્ધિ સાધીને સ્વદેશને વધારે ઉપયોગી થવા કાજે, પશુભાવે વિરાટ ભગવાન સાથે એકતાનતા સાધવા અર્થે, સ્વાર્થના વાહિયાતપણાને પરમાર્થના વિશાળ સાગરમાં નામરૂપે વિહાય લીન થઈ જવાના

લક્ષ્ય સારુ તૈયાર થવાનો આ પારમાર્થિક અને વ્યાવહારિક ધ્યેય વગરના યાત્રાભ્રમણને જ અનુલક્ષીને તીર્થયાત્રાડઘમાઘમા કહેવામાં આવેલું છે—એ ધ્યેયથી વિહીન ભ્રમણને માટે જ એ વચન ઉચ્ચારાયું છે અને તે પૂર્ણત સત્ય છે. માટે, યાત્રીઓ ! સાવધ રહેજો !

આ બધી માયાની ઉટપટાંગ વાતો છે બધું જ ધતિંગ છે પરમાર્થમાં આને સ્થાન જ ક્યાં છે ? वाचारंभण विकारो नामधेय .. शब्दजाल महारण्य चित्तविभ्रमकारणम् .....અનુભવના વર્ણન ? એના ખુલાસા ? શું આપણે વ્યવહારમાં પણ નથી જાણતા, કે ખુલાસાથી કદી ખુલાસો થતો નથી, ને ઉલટ ગોટાળા વધે છે ? અમારા સંઘના "પહેલવાન" કહે છે તેમ "દેરતા મેલો" એ વાચાડંબરમાં ! ને મુગા મરો ! એ જ સાચું છે, એ જ બ્રહ્મ છે, એ જ આત્મા, एष आदेश । एषा वेदोपनिषद् ! છતાં "વ્યવહાર"માં આ બધું ડહાપણ ડહોળવું પડે છે......ડહોળો ત્યારે. તો યે શું, ને તો યે શું ?

જુઓ તો ખરા, આ અહીં માઈલ થયા, ને પછી ચડાઈ લાગી પડી છે તે ! આ માર્ગરૂપી વીંછીનો ડંખ તેની પૂંછડીને છેક છેડે છે ! કેવો વીંછી ! કેવો ડંખ ! આ તો સાવ પથ્થરની, ઊભી, વાળીચૂંળી, હંફાવતી કેડી છે.

આ ચોતરફ પહાડો જુઓ રેડા અને ધામાથી એ કાચગચીતરા છે. એ બધું તો થોડા દિવસોમાં પીગળી જશે, પણ ઉપરની છતોમાં જામેલા હિમદળમાંથી થોડું શેષ રહી જશે

આપણે તોઈ અને ભુરાની વાતો કરતા હતા, પણ આટલે નજીક, એની વચમાં પેસ, એટલે સમજાયું કે એ તો દૂરના એના દેખાવ હતા વાસ્તવમાં એ બરફના મોટા વિસ્તારો છે.

લ્યો, આ ઊભા આરોહે, વસુધારાની સામે ! સાવ કોરી, ઉપરથી આગળ ધસતી ઊભી કરાડની છત ઉપરથી એ સ્રોત નીચે આવે છે,

નીચે, નીચે, નીચે ! પડે છે, ને વાયરામા ઊડી જાય છે તેમાથી બીજી સેર નીચે પડે છે, ને અદ્ધર જ કણુકણુ થઈને વેરાઈ જાય છે તેમાથી જ ત્રીજી સેર જરા નીચે ધસે છે, પણ વાયરો તેને ઉડાડી મૂકે છે। એમ સેંકડો પગ પરા ત્રણુસો'ક ફીટ સુધી સળગ ધરતીને ભેટવાની મહેનત કરે છે, પણ તે પછી માત્ર ફરફર ફોરાના વાદળ બની જાય છે. બીજી ધારા એકચાર ખડકોને અથડાતી પડે છે તેથી ધારારૂપે જરા વધારે નીચે પહોચે છે, પણ છેવટે એની ય એ જ દશા થાય છે

એ બધા ફોરા નીચેના ખડકો ઉપર પડતાં નીતરીને નદી રૂપે નીચે ધસે છે, અત્યારે તેના ઉપર સેંકડો ફીટના વિસ્તારવાળો હિમાલય જામી ગયો છે, પહેલા ઝરણાની નીચે નહાવા જવાનુ સ્થળ નથી તેની કેડી છે તે હજી ખુલ્લા નથી. અમે એ બરફ પાર કરીને સામે કાંઠે ગયા, ને ત્યાથી ઉપર ચઢીને બીજા સ્તનનુની ઉત્તરે બેઠા. જળકણની ફુહાર, જુઓ, આપણા ઉપર મીઠો ઠંડો સહેવાતો અભિષેક છેક એટલે દૂરથી પણ કરે છે ! એ ધોધની ધારાથી આપણે સૌથી વધારે ફીટ વેગળા હોઈશુ, તો પણ તેની લહરીઓ આવે છે.

બરફનો રેલો નીચે ખાણમા પથરાયેલો છે સોએક ડગલા જેટલે નીચે એનો છેડો આવે છે, અને જળધારા તેની નીચેથી નીસરે છે અમે પહાણા કેડના નીચે ઊતર્યા, ને એ વહેણગાની શિલાઓને આધારે આ પાર પાછા આવ્યા, હું વહેણની વચમા એક શિલા ઉપર બેઠો છું. હાથ મો તો ધોઈએ ! પણ આ તો સીધુ બરફનું જળ છે, તેની ઝાઝી આશનાઈ સારી નહિ જો ! તેની એક અંજલિ લીધી, પીધી, ને માથે ચડાવી

ભાતુ પણ પતાવ્યુ. પછી ઉપર જઈને એક મોટી છાટ ઉપર, ઓવરકોટની ગડીનું ઓશીકું કરીને સૂતો છુ સામેની જળધારાઓના ખેલ જોઉં છું. ચકચકતા નીલા નભમાથી, માથે ચડેલો સૂર્ય, નિર્મળ

ઊતરતી બીજી એક નીકમાંથી ઊઝળી આવે છે. એવો ભાસ થાય છે કે જાણે ઉપર કોઈ મોટું સરોવર હશે, ને તેમાંથી આ સ્રોત ઊભરાતા હશે.

લોકવાયકા એવી છે કે ધારાનાં ફોરાં પાપી ઉપર નથી પડતાં. પણ આખી રચના એવી છે કે સો સો હાથની હદમાં એ ફોરાંથી બચવું જ મુશ્કેલ થઈ પડે છે! મને લાગે છે કે યાત્રીઓને "અમારા ઉપર તો ફોરાં પડે છે, તેથી અમે પાપી નથી" એવો વિચાર ઊપજે, અને તે પ્રસન્ન થાય, એવા હેતુથી જ આ વસ્તુ ઉપજાવવામાં આવી હશે! To flatter sinners into the self- satisfying notion that they are not so!

પવન દક્ષિણનો છે, એટલે મુખ્યતઃ ફુહાર ઉત્તર તરફ ઊડે છે. ઉત્તર તરફ જ, ખીણમાં જામેલા બરફ સહિતના અલકનંદાના તટે તટે, સામે ઊભેલા ઉન્નત હિમમહાલયને સામે મોઢે સતોપથનો "માર્ગ" જાય છે. બે સંન્યાસીઓ હમણાં જ અહીંથી ઊતરીને તેમાં ચાલ્યા ગયા; જાણે પાંડવોનું નિષ્ક્રમણ! શ્રાવણમાં બરફ ઓછો થાય ત્યારે જ ત્યાંનો રસ્તો વ્યવહાર્ય ગણાય છે, પણ આ તો આ ચાલ્યા! પાંડવો એમ જ કેદારના હિમગિરિમાં ચાલ્યા ગયા હોય, એમાં ન માનવા જેવું કશું નથી.

મને બરફની અલ્પતાનો ખેદ થતો હતો, તે અહીં હળવો થયો. ખૂબ બરફ છે. ત્રણ તરફ, ને નીચે પણ એ ફેલાયો છે. એ બરફની વચમાં, જાણે બરફમાં હું વિરાજું છું!

ચોતરફ ઝગમગ! નીલું નભ ચકચક; સૂર્ય ધગધગ; બરફ લખલખ; હવા ફરફર; જળ ખળખળ; પગ અને પથરાની રકઝક; શીતળ તનમન; અને હૈયું થનગન!

આ ધારવાળા પહાડની છત ઉપર ચઢીને જોવું જોઈએ. બે બાજુ

બે ઊંચી ચોટીઓની વચમાં થોડે નીચે અહીંથી સપાટ છાપરા જેવી દેખાતી એ છત છે. ગાડ ૫૦૦ ફીટ ઊંચાઈ હશે. પણ કેના ૫૦૦!

આ બધું જોઈ, અનુભવીને ભોળું મન બોલ્યું. "હે ઈશ્વર, જો ફરીથી જન્મવાનું હોય, તો અહીં ક્યાંક નાખજે!"

ત્યાં તો તરત બુદ્ધિ અંદરથી તડૂકી—"હેઈપ! બસ, એટલી જ વાર? એ કેવી વાત! હમણાં જ ફિલસૂફી હાંકી તે ક્યાં ગઈ? શેમાં ફરીથી જન્મવાનું? કોણે જન્મવાનું?

ખરું છે. તરત મેં મારો કાન પકડ્યો. સાચી વાત આ બધી મારી જ માયા છે, કલ્પના છે. પળવારમાં એને સંકેલી લેવાનું મારામાં સામર્થ્ય છે. ઇચ્છાવડે જ એને ઉપજાવવી, ઇચ્છાનુસાર વિસ્તારવી, અને મનની મોજે એને ગુપ્ત પણ કરી નાખવી, એ તો મારી નિત્યની રમત છે; છતાં મારા જ કલ્પેલા આ વિસ્તારમાં મને જ મોહ થાય, એ કેવી વાત! યાદ કરો કે स जातो भूतान्यभिव्यैख्यत, એ જન્મ્યો અને જડદૃષ્ટિ થઈ ગયો, પરંતુ જ્ઞાન થતાં જ स एतमेव पुरुषं ब्रह्म ततमपश्यत्। इदमदर्शमिति। तस्मात् इदन्द्रो नाम इदन्द्रो ह वै नाम॥ એણે જાણ્યું કે એ તો એ જ "હું"ના સ્વરૂપનો બ્રહ્મવિસ્તાર છે, અને એને હું જોઈ રહ્યો છું. તેથી તો એને "ઇદન્દ્ર", આ તત્ત્વને સ્વરૂપે જોનારો કહ્યો.

અહો, હુ તો મહા! પણ ઉત્પાદન, જીવોનુ સૃજન જ સસારને વિસ્તારનારુ હોવાથી એ સ્વરૂપ અપૂજ્ય લેખાયુ છે! અસ્તુ, તો પછી સંસારનો રક્ષક હુ વિષ્ણુ છુ પણ એ શરતે જો ફરીથી આવી સ્વમાયામા મોહ પામવાની ભૂલ કરી, તો ખબરદાર! હુ રુદ્ર સ્વરૂપ ધારણ કરીશ! અને પછી તમામ શૂન્ય! तदेकोऽवशिष्ट शिव केवलोऽहम्! ક્ષણભંગમા સસાર ઊડી જશે, અને પછી શેષ રહેશે કેવળ એક ચિન્માત્ર શિવ!

આમ આનંદ તરંગો ઉઠાવુ છુ, ને વિવિધ વિચારો સાથે ગેડીદડા ખેલુ છુ, ત્યા સભળાયુ "ॐ नम शिवाय" ત્રણ ચાર વાર, અને પછી તરત "जय श्रीमन्नारायण" પણ ત્રણ ચારવાર આ સત્કાર કયાથી આવ્યા?

ત્રણચાર ઊર્ધ્વત્રિપુંડ્રધારી સાધુઓ આ સત્કાર કરતા આવતા હતા એ ચાર થાકેલા હતા મને જોઈને એક સાધુ મારી પાસે "દર્શન" કરવા બેઠા ઉપર કયા, કેમ જવુ? શુ કરવુ? વગેરે પૂછવા લાગ્યા

જે મે કર્યું હતુ તે એમને કહ્યુ, નીચે બરફમાથી નીસરતા સ્રોતનુ માત્ર આચમન કરીને સતુષ્ટ થવાની વાત મે કરી, તે એમને ગમી પણ સરકુ પાર જઈને બેઠેલા હતા ત્યા પહોચવાની વાત આવી ત્યા એ ખચકાયા જરા જોરથી હિંમત આપતા અને "ચલો જી, સ્વામીજી મહારાજ કૈસા દેતે હૈ તો ચલે ચલો" કરતા એ ઊતર્યા નીચે વહેણમા

દોઢેક કલાક એમ ગયો ૧૧॥ વાગે ઉપાડી ઝોળી ને ચાલ્યા "વાપિસ"

ચપચપ પગ ઊપડે છે જેવી ચડાઈ તેવી ઊતરાઈ રસ્તામા વટેમાર્ગુ મળ્યા એકે પૂછ્યુ, "સ્વામીજી, ઉપર કુછ ખાનેકો મિલેગા?"

એનો ઉત્તર શો હોય ? "અનસ્ય, અગર આપમે તાન્ત હો તો પથ્થર ખાનેના ઔર જન પીનેકા ઉપર ઢેર ભરા હૈ!"

વળી બીજો યાત્રી મળ્યો "મહારાજ, બહુત ન્ટ હૈ યન તો" એને શુ કહેવુ ? "ભૈયા, કષ્ટ કે પીછે હી સુખ અધિક ભાતા હૈ ઇસલિયે કષ્ટ કરો! ઉપર પહુચનર સુખ પાઓ!" ખૂબ રાજી થઈને એ ચાલ્યા એક બાઈ નાહિમત થઈને માર્ગમા બેસી ગઈ હતી, એને પણ ધીરજ આપીને પથે વળાવી

વિચારધારા ચાલી પાડવોનો આ અતિમ પ્રવાસમાર્ગ પાડુરાજ રાજપાટ આપણાને સોપીને દિલ્હીથી ચાલી નીકળ્યા, તે આ દેવભૂમિમા આવીને માદ્રી-કુન્તિ સહિત વસ્યા એના પાચે સપૂતો દેવકૃપાથી ત્યા જ પ્રગટ્યા, ને એ સ્થાનને પાડુકેશ્વર નામાભિધાન પ્રાપ્ત થયુ. એ પહાડના છૈયા, ત્યા જ ઊછર્યા, તે આ ધવન ગિરિરાજોની કદરાઓ ખૂદતા બલસપન્ન થયા કૃષ્ણના એ સગા એ પહાડપુત્રો મહાભારત ખેલી ગયા ને અતે એ બધાથી નિર્વેદ પામ્યા, ત્યારે જન્મભૂમિમા જ પગને વાળ્યા અને ભગવાન કેદારની ગોદમા પરમ શાન્તિને પામ્યા, ૐ!

એ જમારે છેલ્લી મજલે પળ્યા ત્યારે ગમમા ચમોની થઈને દડીદડી કરીને નહિ જ ગયા હોય! મર્દના બચ્ચા, પાર્વતીના બાળ, માની ગોદમા જન્મીને માની જ ગોદમા સડસડાટ ચાલી નીકળ્યા જન્મી જાણ્યુ, જીવી જાણ્યુ, હારી જાણ્યુ, જીતી જાણ્યુ—ને મરી જાણ્યુ!

જગતનું રહસ્ય આ મહાગાથામા કેટલુ બધુ સુસ્પષ્ટ ચમકે છે! પણ એ તો જોવુ હોય તેને માટે છે, જેને આખો હોય તેને માટે છે પાછો આ આવ્યો અલકનદાનો ધોધ! ઓહો! ભીષણ મનોહરતા! જોતા થાકીએ નહિ એનો ઘૂઘવાટ હજી કાનમા ગાજે છે

ઉપર ચઢયા, તો મે નીતમ વહેતુ જોયુ! અલકનદાના જળ સ્વચ્છ નિર્મળ નીતા કેમ નહે છે! જરૂર, ઉપર કોઈ નીતમનો પજાબ પીગળતો હશે, તેની આ રસધારા હોવી જોઈએ!

એ ત્રણ કર્તાન્ગ ચાલ્યા, ત્યાં તો આવી સરસ્વતી, ધમધમ કરતી, નદાને ભેટવા ઉતાવળી, પીગળતા બરફની માટીથી ડહોળાયેલા ઘોળા જળના ફુવારા ઉડાડતી, ને ધસમસતી એ ભેટી પડી નદાને ! પ્રયાગ-રાજવાળા ગગાજમનાના સગમની શ્વેતશ્યામ રેખાની ખૂબી આ નીલનવન સયોગ આગળ ઝાખી પડે છે હો ! તદ્દન વિરોધી વર્ણ—contrast colours.

આગળ જતા પુન માના ગામ દીઠુ પાકો ભોટ પ્રદેશ ! એને સામે કાઠે, માર્બલ ઝેટે તેસકુ દેખાયુ. એ સ્થળ તે માતામૂર્તિ. બધા પથગની સ્લેટોના છાપગમા એક પતરાનુ દેખાતુ હતુ, તે જ મદિર. પુરી બદરીથી સીધા ત્યા જવાનો સામે કાઠે માર્ગ છે. દતકથા :—શ્રી નરીનાથની માતા મૂર્તિદેવી અહીં વિરાજે છે

જન્માષ્ટમી પછી એક પખવાડીએ આ સ્થળે મોટો મેળો ને ગુજરી ભરાય છે, અને ઉદ્ધવજીની મૂર્તિને ખૂબ ધામધૂમ સાથે અહીં લાવવામા આવે છે.

કાગડા જોયા, કબૂતર દીઠા, નાનકડા મીઠુ મીઠુ ગાતા, સીસકારતા ચપળ પખીડા દીઠા તેમા એક જાતના લાલ છાતીવાળા ચકલા, Robin Redbreast જેવા લાગ્યા

ઊતર્યા, ઊતર્યા, તે પાકા સપાટ ભોય ઉપર મુચુકુન્દ ગુફા રહી પાછળ, ને આવ્યા આ તો પુરીને સીમાડે, ખેતરોમા

એક ઉપર પાચ, ને મુકામમા પગ ધર્યો ! ૐ, વસુધારાના પ્રવાસી ! મોજ કરો ! કેવા આ દસ માઈલ !

અલ્યા ડોસા ! હજુ તારા પુરાણ ટાટિયામા કસ છે, હો ! ક્યા સુધી રહેશે, એ બીજી વાત, પણ અત્યારે તો છે !

અને આજે સવારે પુરીથી પગ ઉપાડયા. પાછા વળવાના વર્ણનની શી જરૂર ? હુ તો નદી, પહાડ અને ઘન વનરાજિ નીરખતો,

માઈલના પથરા જોવાનુ જ ભૂલી ગયો.' વિનાયક ચટ્ટી પછી ડાબે હાથે આવતા નવા શીખ ગુરુદ્વારામા અમે થોડા રોકાયા એ વાત હવે કાલે. અત્યારે ૭ા થયા છે, ને લખું છુ તે પણ વ ચાતુ નથી, स्वयमपि लिखितं स्वय न वाचयति ।

मठचट्टी, ता. ३-६-'૬૩

આ તો અહીં સુધી પગ પહોચ્યા, પણ કલમ રહી ગઈ પાછળ' ઘાટચટ્ટીમા મે કાગળ ઉપર કાગુ દેખાય ત્યા સુધી નોધ કરી, કેમ કે નોધપોથી ગિરતરમા રહી ગઈ હતી, તે છેક સમીસાજના આવી હતી એ ઉતાવળમા કેટલુ ય ટાચવુ રહી ગયુ હતુ. અહીં એ ટપકાવી લઉ'

વસુધારાથી પાછા ફરતા મારી બરફની ભૂખ થોડી ભાગી હતી. સૂરજ ઊંચે આવ્યો હતો, ને તેને કડે પ્રતાપે પહાડો પૂર બહારમા પ્રગટ થયા હતા. માના છોઝા પછી સામે હિમગિરિઓની જે શ્રેણીઓ દેખાઈ, તેમાંની એકમા નખશિખ તુષારાચ્છાદિત ધવલ પર્વતોની પરપરા જોઈને હુ સંતુષ્ટ થયો હતો આખા ય બરફીશા બરફચોસલા. બીજુ, પેના વસુધારાના દૃશ્યે ઊભો કરેલો ભ્રમ ફૂટી ગયો હતો ઉપર ચઢતે આખો ધારાઓ ઉપર જ દરેલી હોવાથી બીજુ ધ્યાન ન્હુ નહોતુ પરતુ પેનો માથે સરોવર હોવાનો જે વહેમ ઊભો થયો, તેને લીધે એવો દૃષ્ટિફેર થયો. જેમ નીચે ઊતરતો ગયો ને પાછળ જોતો ગયો તેમ પડખેથી ધારા ઉપરની છત દેખાતી ગઈ છત જેવુ કશુ ય નથી. જમણી તરફની ધાર જે બરફના રેડામાથી નીસરે છે તે રેડો છેક ઊંચે સુ'ધી ચડતો દેખાયો હતો. મતલબ કે ઉપર સપાટ પ્રદેશ નહોતો, ને તળાવ-ફળાવ કઈ નહોતુ.

અચ્છા. અમે વિનાયકચટ્ટીથી ઊતરતે ડાબે પડખે, નદી ઉપર નવા બધાયેલા પેના શીખ ગુરુદ્વારમા ઊતર્યા ત્યા પાટિયુ છે કે " આ ગોવિંદ ઘાટ છે, અહીંથી બાર માઈલનો માર્ગ છે, ત્યા લક્ષ્મણજીનુ'

મંદિર છે." અમે ગઢાનમાં જઈને બેઠા ને ત્યાં ગઢેના માણસ સાથે નીગતે વાતો કરી. જાણ્યું કે ઉપર હેમકુંડ સામન્ત જે ધામ છે ત્યાં ગુરુ ગોવિંદસિંગે પૂર્વજન્મમાં તપ કર્યું હતું. આની ખબર થોડાં જ વરસો ઉપર શીખોને પડી હતી. ત્યાંની યાત્રા જૂનમાં ખૂલે છે, ત્યાં એક શીખ જુવાન, મા, પત્ની અને બે બાળકો, (એક ચારેકનું ને બીજું છએક વરસનું) સાથે આ વિકટ યાત્રા કરીને હમણાં જ ઊતરી આવ્યો હતો.

પેલા ભાઈએ કહ્યું કે એ સ્થાનના ગઢેનાગઓના કહેવાથી ત્યાં લક્ષ્મણજીનું મંદિર બંધાયું હતું, ને પછી હવે ગુરુદ્વારા પણ થયો છે આ બધું જોતાં મને લાગ્યું કે ત્યાં શીખ ધામ પણ જમાનવાનો વિચાર કોઈક રીતે ક્યાંકથી ઉપજ્યો હશે. જેમ હોય તેમ, શીખ અને સનાતનીનો યોગ સુંદર છે, લક્ષ્મણજીનું મંદિર શીખધામ બને, એથી રૂડું બીજું શું?

કહે છે કે ત્યાં ઉપર વિશાળ સરોવર છે, ને અત્યંત સુંદર સ્થળ છે. ૧૪,૦૦૦ ફીટથી વધારે ઊંચો એ પહાડ છે.

અમે આ કાંઠેથી જોયું, એક નદી સામેથી આવીને અનકને મળતી હતી તેને કાંઠે કાંઠે ઉપર વિકટ કેડી ચડતી હતી બાર જ માઈલમાં આટલી ઊંચાઈ, તે કેટલો ભયંકર gradient ઢોળાવ હશે!

અસ્તુ. આગળ ચાલતાં એક શૃંગ ઉપરથી ધુમાડો નીકળતો દેખાયો. પાંડુકેશ્વર પાસે જતાં એ ડુંગર સામે કાંઠે આવ્યો. ઉપર દેવદારનાં ઝાડ ઊભાં સળગતાં દીસે. કેટલાંક સાવ નાગાં થઈને તારનાં થાંભલા જેવાં ઊભાં હતાં. દવ હતો. બીજે દવ રાતે ગગનના પીપળચડી-માં સૂતે સૂતે સાંજે સાંજે કાંઠે ઊંચે બળતો દેખ્યો.

- પાંડુકેશ્વરમાં યોગબદરી તથા વાસુદેવનાં દર્શન કર્યાં. તે વખતે આરતી થઈ. બડું ગદી ચડી, ઘણી જ... અહીં ચડના ઘણા જ છે.

ધાટચટ્ટીવાળો દુકાનદાર પોતાની બદમાસી માટે પ્રસિદ્ધ થઈ પડ્યો છે काबिल तवज्जुह इत्तला !

બસ, આખે રસ્તે સામે બકરાઘેટા, ઘોડા, ખચ્ચર અને ગધેડાની વણઝારો મળ્યા જ કરે છે એ આવે છે ત્યારે એકલદુકલ નહિ પણ લાગલગટરૂપે જ આવે છે શેક્સપિયરની આફતોની જેમ they come not single species but in battalions

પદમ્મે માઈલે દેવદાર પૂરો થયો, ને ચીડ—pine આ યો ત ઘટ્ટ ચાલે છે રસ્તામાથી એક સુકુ ચીડફળ—pine cone જડ્યુ, તે બધાને બતાવીને ટર્પેન્ટાઈન તથા રોઝન આળખાવ્યા

અને એ જ માઈલે સામેની પહાડ઼ારી ઊઘડી, ને ગૌમુખમાથી શિખરયુગલ સામે આવી ઊભુ. ઉપર ચઢતે પાછળ ફરીને જોયુ તે જ એ વસુધારા જતે પણ સામે એવુ જ ધનદૃશ્ય દેખાયુ હતુ Queen Sheba's Breasts (Quiler Couch "King Solo mon s Mines') યાદ આવ્યુ એક માઈલ સુધી આ સુન્દર દર્શન થયા હતા

શુ બીક ! શુ ઝવડા ! શે ત્રાસ ! પહેલા આ યાત્રાની કઠિનતા નિસર્ગજનિત હતી હવે માનવજનિત ત્રાસ એને કશા પે આવી ગયો છે મોટર જ્યારથી આ યાત્રાનુ નવ ર્ ઘડતરે ભવ્યુ રી હી છે એનો ગાળપણે ગઢવાલ ઉપર, હિંદુ ધર્મભાવનાની પવિત્રતા ઉપર અને માણસાઈ ઉપર, આગળ વધતો એ ગ્રમી ગ્યો છ ઘરાસુથી એ ઉત્તરગરાવીને ઝડપશે ને અહીં જોશીમઠ સુધીની યાત્રાને બગખી જશે સાચુ ! તું ત્રાસ ! નાસ જિનાડી ઘોઘર આ યો ! હિંદુ ધર્મભાવનાની જાકરૂપ સાચુ ! તાગ એમત ? પુણ્યાખ્યાચગને પગુ આ ભૂખ્યા સમાગી વરુરોગ ગેઝ્યા કરી જવાના છે ! અસ્તુ કાગળગ જે કરે તે યોગ્ય જ છે બીજુ શુ થવાપણુ છે જ નહિ મનુ જ યોજનાપૂર્વકનુ

છે, આપણાના ગોળીબાર નથી. એ તો હૃદયની કોમળ ભાવના આવું આવું બોલાવે છે, વિવેકને પળવાર આવરીને!

તા. ૨જીની સવારે ધારથી નીકળીને ચાલ્યા. વિષ્ણુપ્રયાગથી જોશીમઠની ચઢાઈ, પાછળની તેર માઈલની ઊતરાઈ પછી, ગમી! એમ કડવી વસ્તુ મીઠી બની ગઈ!

જોશીમઠ તરફ આગળ વધ્યા તેમ પંખીઓનો કલરવ ઘણો વધ્યો, તેમાં એક પણ કર્કશ સ્વર ન મળે! માત્ર કાગડાનો કવચિત્ સંભળાતો ખોખરો સ્વર તેમાં અપવાદ. એક પંખી વધારે ધ્યાન ખેંચે છે. એ કહે છે—"ચ્યુ ટિ ટ્વી ડિ, ટિ ટ્વી ડિ, ચ્યુ ટિ ટ્વી ડિ, ટિ ટ્વી ડી!"

શું તાપ પડે છે ભાઈ! આસ્માન કે આફત આપ! અને અમારી ચાલ છે કીડીને વેગે. ના, એમ પણ નહિ, કીડીઓ તો અમને વટાવીને કેટલી યે આગળ નીકળી જતી હશે!

પહાડોના પડખા ઊભા ચીડથી ભરેલા કે ઉપર ધારે ધારે એની હારો દેખાય છે, જાણે મુંડનનો સમય થઈ ગયો છે! પહાડ-નાયાની રોમાવલી. ओषधि वनस्पतयः लोमानि भूत्वा (पर्वतानां) त्वच प्राविशन्। એનું અનેરૂં યાકર આર્ય-બને છે. અથવા, ગોપીજન પુરુષોત્તમદાસ કહે છે તેમ, नितांइ चरित होवे पुरुष शरीर, हरि हरि वन्दित नयन बहे नीर ઝરણાં એ ગિરિનયનના નીર, ને આ વનરાજી તે પુલક.

બપોરે પાછા ગરુડગંગા પહોંચ્યા, ત્યાં નહાયા-ધોયા. એક વૃદ્ધની તબિયત ઘણી બગડી હતી. ન્યુમોનિયા થઈ ગયો હતો. એ ગરુડગંગાને કાંઠે ઊતરે છૂટ્યા. એક વૃદ્ધા, ને એક વૃદ્ધ બે ચુડી સગવાડે ચઢી, પણ સવારથી પગ્ગા ડોશીએ તો આગળ વધવું જ નહોતું, પાછા ફરવું નહિ.

વાહ સપ્ત નાદ!... પણ એના વર્ણનમાં મને રસ નથી. મને રસ છે પ્રવાસની મોજમાં

સુયોજિત રીતે માનવીની સાચીખોટી આવશ્યકતાઓની પૂર્તિના યત્નમા યોજાઈ જાય—ટૂકામા હિમાલય નગર, ઉદ્યોગ, વેપાર અને આમોદ વિનોદ પ્રમોદનુ ધીખતુ "ટૂરિસ્ટ" કેન્દ્ર બની રહે।

પીપલકોટિમા સ્થાનાભાવને લીધે સાવ ખૂલ્લા મેદાનમા રાત ગાળી હતી, પણ અહીં, સદ્ભાગ્યે, યાત્રાની લાઈન મોટરબસે બદલી નાખવાથી, મોટી જગા મળી છે

મડલચટ્ટી, તા ૪–૬–'૫૨

કેદારથી ચમોલી (લાલ સાંગા)નુ વર્ણન તો થઈ ગયુ છે, હવે એ જ માર્ગ ઉતરો આવ્યો છે અત્રથી આજે સવારે ૪-૨૦ (૪૨૦ નહિ હો!) વાગે હુ ઊપડ્યો ચમોલીવાળા પુલ આગળથી ડાબે હાથે ભગવાન કેદારને માર્ગે ચઢ્યો. બધુ જ જાણીતુ લાગ્યુ ઊતરની થઈ ચડ, ને ચડ બની ગઈ ઊતર, એટલો ફરક મે નાની ચટ્ટીઓ પસાર કરીને ગોપેશ્વર આવ્યુ, જ્યાની મે પહેલા વખાણેલી દુકાને ચા પીધી, સદરહુ મુજબ સરસ હતી, ને દુકાનદાર પણ સરકારી નહોતો એનો એ હશે

ગોપેશ્વર મહાદેવનુ મદિર જીર્ણ પણ વિશાળ છે દર્શન કર્યા ત્યા પરશુરામની ફરશી, ને ગણેશ, ને બીજા કેટલુ ય ભેગુ કરેલુ છે ત્યાના પૂજારી રાવલજીને દીઠા બધા મદિરોના ઘાટ જગનાથજીના મદિરના ઘાટના છે. આ આનાગનુ ભાગ્યુ વર્ણવતા અહીં અતિવિસ્તાર થઈ જાય

ઔર આગે ચલો! ગુજરાતીઓ તો રોજ વારવાર મળ્યા કરે છે આ યાત્રામા આ સાત એમનો ઢગનો વળ્યો છે

ત્યારે, અરે નદાનો સગ છોડ્યો શુ ગી કોમળ ત્ઝુમ્તુ નામ છે! ઓફ પણ અમર અનન્ત-મ! ભોગ ન મળે આ હિમાલયમા બધુ જ જાણે કોમળ આ વીંછિયો છોડ પણ, માનવીને ગ, પડાવે છે,

પણુ ઢોરઢાંખર બીજું છોડીને એને પહેલો ખાય છે. એની એમના મોં કે જીભને કશી અસર નથી થતી? માત્ર માનવી એનાથી ખમાતો નથી!

ત્યાં કાબર દેખાઈ. આપણી કરતાં કંઈક મોટી છે. પેલા "ટિટ્ટિ-ટિટ્ટિ"વાળાં પંખી દીઠાં. એની પૂંછડી લાંબી ને માછલાંની પૂંછડી જેવી પહોળી ફાટેલી છે. રંગ કાળો ને અમુક ધોળો ભાગ પણ છે. કલકલિયાં જોયાં. એનો કદ કુણો ને મીઠો છે, આપણે ત્યાંનાં કલકલિયાં જેવો આનો કર્કશ અને કલબલાટિયો નથી.

પગ પવનપાવડી જેવા ઊપડ્યા; થાક વગેરેએ વિદાય લીધી! મઠથી ચમોલી એ માઈલમાં જરા ઓછું, તે ચમોલીથી મંડલચટ્ટી નવ માઈલ. કુલ ૧૦ાા માઈલ તો ખરા જ. રસ્તામાં પરવારી, નાહીધોઇને દસેક વાગે આ ચટ્ટીની ધર્મશાળામાં પહોંચી ગયો છું......આનન્દ આનન્દ છે. તે સિવાય બીજું કશું જ નથી.

ધાન વાવવા માટે પાંસળાં ગણી લ્યો એવાં બળદીયાંથી ખેતરો ખેડાય છે, ખાતરની ઢગલીઓ વળાય છે, હળ ચાલે છે, સમાર દેવાય છે. ઘણે સ્થળે તો દરૂ ચોપાઈ પણ ગયાં છે. નદીનાળામાંથી ઘણી યુક્તિ-યુક્ત કુનેહથી પાણીની નીકો વાળી લેવાય છે.

નાનાં તેમ જ નાનકડી નદીઓ જેવાં ઝરણાં પુષ્કળ છે. અહીં જ સામે સુન્દર વહેળો છે. રળિયામણું સ્થળ છે.

૪ાા વાગ્યા છે. મુકામ ઉપરથી ઊતરી, બજાર પસાર કરીને, એ જ પુલ ઉપર પાછો આવ્યો કે જે વાટે હું આ ગામમાં દાખલ થયો હતો. વીસેક ફીટ નીચે સુંદર નદી નાનામોટા પહાણામાં રમતી રમતી, ખળખળ હસતી ચાલી જાય છે. હું પથરા ઠેકતો નીચે ઊતરીને તેને કાંઠે એક શિલા ઉપર બેઠો છું. નિર્મળ સ્ફટિકશું જળ, ફેનબુદ્બુદ્-તરંગ! પથરાઓની ચડઊતરમાં નાનકડાં ધોધડાં રચતી, આમતેમ દિલને ડોલાવી નાખે તેવી રીતે અંગોને મરોડતી પોતાનો માર્ગ કરતી જાય છે.

કવરન કરતી મને કઈક જુગજૂના સંદેશા સુણાવે છે, એમાનુ થોડુ થોડ હ મ્ગી જઉ છુ, પણ ઘણુ નથી સમજાતુ પણ એ કેવુ બોને છે! પેના પુનરુવિચારે પણ આવી જાય છે! શોભા કાંતિ અને ઝુબડી, એ તો સ્ત્રીના મુખ્ય અશ ગ્યા તે! તેથી તો શ્રીકૃષ્ણે એને નારીના પ્રધાન લક્ષણોરૂપ ગણાવીને તેમા પોતાના દર્શન અર્જુનને કરાવ્યા! એક ક્ષણ પણ મૂગી મરે, તા એનો જ સાથ સ્વર્ગે જાય! પેનુ ચમરામ્યુ છે, કે અમેરિકામા એક હબસીને અદાલત આગળ ખડો કરવામા આવ્યો એના ઉપર એવો આરોપ હતો કે એણે પોતાની હબસણને માર માર્યો હતો ન્યાયાધિશ અને તોહમતદાર વચ્ચે વાતચીત કઈક આ રીતની થઈ

ન્યાયા૦—અલ્યા ભાઈ, તે મર્દ થઈને બાઈ માણસ ઉપર હાથ ચલાવ્યો?

તોહમત૦—પણ સાહેબ, એ સવારે ઊઠીને રાત સુધી ને રાતથી માંડીને સવાર સુધી બસ બોલબોલ કરીને મારુ માથુ ખાઈ જાય છે, તે મારાથી છેવટે ન ખમાયુ, ને લાખ વાનાં કરતા પણ એની લપલપી બધ થઈ નહિ, એટલે શુ કરુ?

ન્યાય૦—પણ એ કહેવા શુ માગે છે?

તોહમત૦—સાહેબ, એ તો એ કહેતી જ નથી!

આવુ કંઈક આ નદીનુ છે! પણ મોટો ફેર, કે એ મને ઘણુ ગમે છે, ને જીવનભર આમ મારી સામે બોલ્યા કરે તો યે મને ગમ્યા કરે!

મન વિચારે ચઢયુ સર્વત્ર આત્મભાવ જોવો, અનુભવવો, એ સર્વ સાધનનો ધ્યેય એને મહા વિષ્ટ સિદ્ધિ કહી છે પણ જુઓ તો ખરા —હળવો મીઠો પવન વાય છે, સૂર્યનો કોમળ તાપ હળવો હળવો તપે છે,

માટી પથ્થર આ બધે નિસ્તર્યાં, મારા પગને પખાળતી આ સરિતાના જળ કિલ્લોલ કરે છે, અને આકાશ એ સર્વને મનનમ અનનાશ આપતુ જુઓ, કેવુ આનીમમ છતા સભર ભર્યું છે!

અને પછી જુઓ આ નાયા આ પાચ સિવાય તમા બીજી કોઈ ચીજ છે ખરી?

આ નાના જ શા માટે? પશુ, પખી, સ્થાવર જગમ બધુ જ જુઓ, यत्किंच प्राणी जगम च पतत्री च यच्च स्थावरं च, એમાનું કશુ પણ એવુ છે ખરુ, કે જેમા એ જ પાચ સિવાયનુ, આ નાયાના અણુએ અણુના એ જ અશો સિવાયનુ કશુ પણ હોઈ શકે? ત્યારે સ્થૂલત પણ સર્વન આ સર્વ ૃમય છે, એ સર્વમય હું છુ, એમા તે વધારે પડતુ અઘરુ સમજવાન કયા આ'યુ

આ બાહ્ય રૂપરગની વાત થઈ અતર જુઓ, તો એ જ સત્તા, એ જ મૂર્તિ, એ જ આનદરૂપ આત્મા. જે સચરાચર, દૃષ્ટાદૃષ્ટ સૃષ્ટિમા નથી, તો બીજુ છે જ શુ? આ લાખો, કરોડો, અબજો નામ રૂપરગ આકારના જમેલામાથી વ્યક્તિમાથી કે સમુદાયમાથી, એટલો એક જ સત્ અશ લઈ લ્યો, ને પછી શુ રહ્યુ? "કશુ નહિ" પણ ન રહ્યુ! ચિત્ લઈ લ્યો, તો સતને અનનારા કરા? આનદ લઈ લ્યો, તો ચિત્ તો રહ્યુ જ શેનુ? . એ જ, એ જ સર્વત્ર છે, એ જ હુ છુ, તૂ છે, તે છે, એ જ આ છે, ઓલ્યુ છે, પેલુ છે નથી તો કશુ જ નથી —"કશુ જ નથી' પણ નથી!

વાહ! આ નરી એકલતામાથી, કોરીમોરી અદ્વિતીયતામાથી આ બધુ નિરમ્યુ! અરે, નિરમ્યા જેવુ ભાસ્યુ! आत्मा वा इदमेक एवाग्र आसीत् नान्यत्किंचनमिषत्। પહેલા સત્ જ હતુ, પહેલા અસત્ જ હતુ, પહેલો આત્મા જ હતો, પ્રથમ બ્રહ્મ જ હતુ, અગાઉ એકમાત્ર મૃત્યુ જ હતુ . નારનાર, વિવિધ પ્રકારે ઉપનિષદો આ વિચિત્ર અદ્વિતીય

વસ્તુને સમજાવવા માટે ફેરવી ફેરવીને યુક્તિઓ યોજે છે, કે કેમે ય ગ્યો એ ખરીક સગ્યો અ શ પણ માનવબુદ્ધિમા ઊતરે ! અરે, પણ આ તો સ્પષ્ટ અનુભવની વાત છે, એમા શબ્દને અવકાશ જ ક્યા રહ્યો ? શુ કહેશો ? શેના વડે કહેશો ? કેવી રીતે કહેશો ? यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते केन क पश्येत पણ ઝાઝી શી લમણાફોડ ? ઊલટા ગોટાળા વધારવાની વાતો છે સમજાવવા જતા ઊલટા લોચા વળે છે, ને સાગો જે કઈ થોડુ સમજ્યો હોય તે ય ખોવાઈ જાય છે, તેથી તો तदेतत्सत्यं ऋषिरंगिरा पुरोवाच नैतदचीर्णव्रतोऽधीते ॐ ॐ ॐ ! એ જ પ્રેમ ! એ જ આનન્દ !! એ જ એ !!!

તા. ५–६–'५२, बर्णीयाकुड

આજે સવારના ૪ા વાગે રવાના એ ને જે ઝાડી લાગી પડી ! "ઉત્તરાપથ"મા જે તુગનાથ છોડ્યા પછીના સતત સાત માઈલના આમ્રીબાણ છતા સઘન વનને લીધે ચિત્તને હરી લેતી ચઢાઈના વર્ણન હોશથી કર્યા છે, તે જ હવે ઉતરે રસ્તે ચડાઈમા પથરાઈ ગઈ પખી ઓના કલરવની શી વાત કરવી ! કોઈ ગાય, કોઈ સીસોટીઓરૂપી વાંસળીઓ બજાવે, કોઈ જાણે પ્રશ્નો કરે, કોઈ સ્થનમા કરીને સતોષ પામે, કોઈ લલચાવે, કોઈ ફોસલાવે, કોઈ ગવાવે, કોઈ લટકા કરે બધી જ કોમળ, મધુર, મનોહારી, હૃદયને સમુલ્લસિત કરે તેવી આનદમય રેલાતી વાણી અમારા "પહેલવાન" નામક એક સાથી આ દાડનને હચમચાવી નાખે એવી ચડાઈ સામે કજ્ળાટભર્યો વિરોધ નોંધાવતા હતા, ત્યા એક પખી બોલ્યુ

મે કહ્યુ, "આ શુ કહે છે તે સાભળો તો ખ ।"

'શુ કહે છે?"

'ફરી સાભળો–જુઓ, "એ તો હોય હોય, એમા શુ ? એ તો હોય હોય, એમા શુ !" એમ કહે છે

"હા ભાઈ, સાન સાચી વાત

ડાબી બાજુએ ઝાડીમા પાંદડા ખખડ્યા મને લાગ્યુ કે કોઈ મોટુ જાનવર સચરતુ હોવુ જોઈએ મે જરા આખો માડીને જોયુ, પણ કશુ ન દેખાયુ ખડખડાટ આગળ ચાલ્યો ને એકાએક એક જાનવર ડાબી તરફથી ઊતરીને જમણી બાજુએ ખીણમા ઊતરી ગયુ કૂતરા જેવડુ તો ખરુ જ હૃષ્ટપુષ્ટ, નોટા કપાળાનુ, દોઢેક હાથની પૂછડી છેડા તરફ જાડી થતી, પૂછડ છેડા તરફ અર્ધો ભાગે નાગુ, મો કાનની ટીશીઓ અને અડધા પગ ગળા, શરીરનો એકદર રગ જગ જગ આછો આસમાની, આગના પગ પાછના કરતા નીચા જેને અંગ્રેજીમા Lamur કહે છે ને જાતનુ હોવુ જોઈએ અથવા તો વણિયરની જાતનુ, પણ ઘણુ વધારે મોટુ, બહુરૂપાળુ

આહ! મારો પ્યારો મિત્ર! જમણી તરફથી લનનાગ આવ્યો– "એ મ!" એમ પપી! તો તરફ થઈ ગયો ધન્ય હો! લગભગ એક ફર્લાંગ સુધી સભળાયુ એ મ, એ મ."

પછી બપૈયો ખી યો–"પિઉ પીહી!" મે તરત વાચો ઊઠા યો 'એ વાન ખોટી' મોનો તુહિ તૂહિ' અને ત્યારથી એ પખી "તુહિ તૂહિ' બોલતુ લ્યુ કોયલ ની જેમ એનો રસભર લન ઝ વાતાવરણને ભરી દે છે

> પપીહા! પિયુકી બોલી ન બોલ!
> પિયુકી બોલી ન બોલ, પપીહા
> તૂહિ તૂહિ એક બોલ!
> ચ, ચ, ચ! બીજી વાત નહિ!

જગનચની આવી પાગરવાસા છાડી દીધુ, ન ભીમસેન ચટી આવી ત્યા દૂધ પીને ગમે ઉપર ચક્યા તુગનાથ ક્રૌંસના વન,

ચીડમાની ત્રીજી જાત "રઈ" અથવા ચીલ્હુ, જે સીધાં સાંકડાં ઊંચાં ચીડ છે, ઉપર ચડતાં આસપાસના ડુંગરા, ખીણો, ચોગીઓ બધું જ આ સુંદર વૃક્ષરાજિથી ભરેલું છે

શી આ એકાંત તુંગનાથની દશા ! યાત્રીઓની ભીડ, કુંડની અસહ્ય ગંદકી, નવું જાગેલું પંડા બ્રાહ્મણોનું તોફાન . .

ચડ્યા, ઊતર્યા ! . .શ્વાસથી ભરેલો આ તુંગનાથ, પૂરી મોસમમાં શિવજોગીની ધૂણીની શિખા શો વાન ઝળકી ઊઠતો હશે.

ગઈ વખતે બણિયાકુંડ તરફથી ચઢીને ભીમમન ચટ્ટી તરફથી ઊતરતે નપુંછિયા નાના નાના સસલા જોયા હતા. એને ઉન્દ કહે છે. આ વખતે વિશેષ જાણ્યું કે એ પશુ એટલાં સુંવાળાં હોય છે કે માનવીનો હાથ અડે કે તરત એ મરી જાય છે. અહો ! માણસમાં કેટલું ઝેર ! આ વનસ્પતિ બીંછિયો માણસ પાસે આવતાં જ તેને એવો ડંખે છે કે દિવસો સુધી લાહ્ય બળે છે. ને બકરાં, ઘેટાં, ગાય વગેરે તેને નિરાંતે ખાય છે, પણ એની જીભને બળતોય નથી ! માનવી પ્રત્યે એવી એને ખીજ ! અને પશુમાં, આ ઠંડ પથરના સ્પર્શમાં જન્મે, જીવે ને મરે છે, પરંતુ માનવીના સ્પર્શમાત્રથી પ્રાણ છોડી દે છે ! બધાં પશુપંખી માણસની ગંધથી દૂર નાસે છે, એ જાણીતી હકીકત છે

એટલી બધી ધમાલ ચાલે છે, એટલો કનબલાટ થઈ ગયો છે કે મહા કષ્ટે આ નોંધ ટપકાવું છું.

शनिवार, ता ६–६–’५३, उखीमठ

પંખી નન બોને !

ચાર વાગે ઊઠીને ૪।। વાગે માંડ્યું ચાલવા હજી તુંગનાથની ઊતરાઈ ચાલે છે, એકસરખો ઉતાર છે જેનો જંગલમાં પ્રવેશ કર્યો

તેવો જ પંખીસ્વર ઘેરી વળ્યો. ચોતરફથી એમની અમૃતસંભાષણીઓ રેલાયા માંડી, કેવું કેવું બોલે છે!—"શું કરો છો?" "ક્યાં ગયા તો કહીએ છીએ!" 'એટલું બધું શું?" "વાદરે! નારે!" સંસારના વ્યવહારમાં થતી નગભગ બધી વાતચીતો આ પંખીઓના કલરવનાદમાંથી નિષ્પન્ન થાય છે. એ બધામાં પ્રધાન સુર હતો—"ઓસ-ચોય સૂર્ય જઉ છું!" એમ કહીને પછી જાણે હસે! મોટા ઊડનારાની જાણે મશ્કરી!

પરંતુ તે સર્વની વચમાં એકનધારો એક લંબનાર, ભર્યોપૂર્યો સૂરીનો, સ્પષ્ટ, શુદ્ધ, નાન તથા હૃદયને ભરી દેતો રણકે છે—ઓમ્! એ એક જ પંખી મૌનતું હોય છે. થોડે દૂર સંભળાઈને એનું આહ્‌વાન શ્રવણ-ગોચર થતું વિરમે, ત્યાં તરત બીજાનો પ્રણવપોકાર સામો સંભળાવા માંડે છે. બદરીપથે આ પંખી છે જ નહિ. બાકીના ત્રણે ય શિવપથે એની મગન પ્રણવ-ઝમઝટ વનને ગજવતી રહે છે. આ હજારો યાત્રીઓમાંથી કેટલાનું લક્ષ આ વિસ્મય તરફ આકર્ષાતું હશે! આ બધી મીઠી પરંતુ ગર્જસી પંખીબોલિયેરૂપી વૈષ્ણવી માયાની વચમાં રણકે છે આ એકલ પ્રણવના આહ્‌વાન ઓ—મ્! ઓ—મ્!

અમે લોકમાન્ય ગણાતા યાત્રાપથથી ઊલટા યાત્રીએ છીએ, એ હકીકતની ચર્ચા સંઘમાં વારંવાર ચાલે છે. મતભેદ નહીં જાગતિક આમતમાં નથી હોતા? ચાલતા ચાલતા "પહેલસાન" કહે "રસ્તો તો આપણે લીધો છે તે જ ખરો છે. પહેલાં સંસારી ભગવાનના દર્શન કરીને પછી બાવાને પડખે ચડવું જોઈએ."

મેં સામું પૂછ્યું, "પહેલાં બાવાનું શરણ લઈ, બધું જાણવા જેવું જાણીને પછી જ સંસારી દેવને પડખે ચડવું વધારે ઇષ્ટ નથી? એ જ ન્યાયે તો પ્રથમ વીસ વર્ષ ઋષિકુળમાં રહીને પછી સંસારમાં પડવાનું વેદો કહે છે. वेदमनुच्य आचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं

चर। स्वाध्यायान्मा प्रमदः। प्रजातन्तुं मा व्यवच्छेत्सी इत्यादि એમ ના શિક્ષણનો પાયો ભર્યો પછી જ એવાં લોકોનાં સત્યે સંસાર માંડ્યો હોય, નિષ્કલંક જીવન જીવીને શોભા દીધી હોય, તો જ તે ખરેખરો ખીલી નીકળે."

× × ×

જ્યાં મધ્યાહ્ન છે ત્યાં ખેતી નથી, જ્યાં ખેતી છે ત્યાં વનશોભા ઓછી છે. એ બેનો મેળ ખાતો નથી. નદીને કાંઠે પહાડોના પડખાં ખેતરોથી ભરેલાં છે. એ માર્ગે થયા હશે, નીચે નદી સુધી ઊતર્યો, ને ગરુડગંગા ચઢી આવી ત્યાંથી જે પહાડી ખેતી લાગી, તેની શી વાત કરીએ! સામે કાંઠે માથા સુધી ઊંચા ડુંગર નખશિખ ખેતીની પાળોથી ભરચક! અને નાનામોટા ગામડાંથી આ પહાડોની ગોદ મઢાઈ ગયેલી છે. દૃશ્ય ખૂબ આહ્લાદક છે. અમે ચાલીએ છીએ એ તરફ પણ એ જ સ્થિતિ હશે, પરન્તુ એ અમારી નીચે હોવાથી અમે તેને જોઈ શકતા નહોતા. વનશોભાને બદલે હવે આ જનશોભા આવી.

હવે ઊંચે સુધી ચીડ, દેવદાર કે ઓકનું દર્શન જ નથી. તુણના સુંદર વૃક્ષો ઘણાં છે. પડોપાડીનો પણ વગડો ઘણો છે.

એક સ્થળે ઝાડ ઉપર મોટું બધું ઇનેમલનું પાટિયું લગાડ્યું છે, Height above sea level 5000 ft.. ત્યાં બેસીને થોડું ટાંચણ કર્યું.

આ સાત યાત્રામાં ચોરીઓનો ઉપદ્રવ અસાધારણ છે. યાત્રા પણ અસાધારણ છે ને? એ જ રીતની પ્રમાણમાં બદમાશી પણ વિસ્તરે છે. એ દિવસથી સાંભળીએ છીએ કે ઉખીમઠમાં ઘણી ચોરીઓ થઈ, ને સાત આઠ સાધુ વેશધારી પકડાયા પણ છે. ચોરી બદમાશી કરવા માટે સાધુવેશ જેવી સનદ બીજી કેમ મળી શકે? રસ્તે આવતાં આવી ચર્ચાઓ ઘણી સાંભળી.

ઉખી પહોચીને ધર્મશાળામા ડેરા નાખ્યા છે મદમા દર્શન કરી આવ્યા કેદારનાથની શિયાળાની ગાદી આગળ બદરી કેદારની વ્યવસ્થાની કમિટિએ નીમેલા બ્રાહ્મણે અમને લાબી લચક વાતો સભળાવી, ને પછી, મ્હો જોઈ ચરણોદક શૂ બોલીને આપ્યુ હશે? विष्णुपादोदक पीत्वा पुनर्जन्म न विद्यते । આ ભગવાન કેદારનાથના સાન્નિધ્યમા વિષ્ણુનુ પાદોદક ક્યાથી આવ્યુ ?। .. કોણ પૂછે છે। પછી બીજા મદિરમા ગયા ત્યા દુર્ગાઓ, કુમારીઓ, પાર્વતી, મહાદેવ, પાડવો અને બીજા કઈક દેવદેવતાનો શભુમેળો ભર્યો હતો ત્યા પણ બુદ્ધિમાન શ્રોતાને પોતાની શ્રદ્ધા નીભાવવી મુશ્કેલ થઈ પડે એના ગપોડાની પરેડ ચાલી ઓખા અનિરુદ્ધની મૂર્તિઓનુ પણ એવુ જ બસ, ઢગધડા વગરની, અર્થહીન પ્રતિમાઓના પુજ મૂર્તિઓ, મૂર્તિઓ, મૂર્તિઓ।
એકમાત્ર કેદારનાથ સિવાયનુ બીજુ બધુ કેટલુ અસ્થાને, રુચિવિઘાતક અને ધર્મભાવને બાધક છે। પણ એ જ દશા સનાતન ધર્મના ઘણાખરા તીર્થો પરત્વે નથી જોવામા આવતી? તીર્થના બ્રાહ્મણોએ કવો દાટ વાળ્યો છે। આજે પરમ પવિત્ર, પતિતપાવન સનાતન ધર્મ જડ, મૂઢ, અધશ્રદ્ધાળુ જનસમાજની આસ્થાને exploit કરીને તેમના ખીસા હળવા કરવા માટેની અધમ યુક્તિઓનુ ગપાષ્ટક બની ગયેલો સર્વત્ર દેખાય છે એનો એક જ ઈલાજ છે—શિક્ષણ, કેળવણી, જ્ઞાનપ્રસરણ। ધીમો પરતુ ચોક્કસપણે અસરકારક એવો આ એક જ માર્ગ છે Exploiters શોષકોનુ જીવનના બધા જ ક્ષેત્રોમાથી ઉન્મૂલન થવુ જોઈએ એમા ધર્મક્ષેત્ર અપવાદ નથી, બલ્કે એ અન્યથી અધિક અનુશાસનનુ પાત્ર છે

તીર્થબ્રાહ્મણોએ અને અમુક પ્રવાસના પૌરાણિકોએ ભલે પોતાનાથી બને તેટલો પ્રયત્ન સનાતન ધર્મને હાસ્યાસ્પદ બનાવી મૂકવા માટે કર્યો હોય, ને હજી ય કરે જુઓ ને, હસ્તિનાપુરમા ભીમ મોઈદાડિયા રમે ને એ જે ફટકારે, તે મોઈ આવીને પડે આબુ ઉપર, અચળગઢમા।

પાડવો ઘોળનામા ભણે, તેની લેપણપાની અને રસોડુ પણ આજે બતાવાયા ! સીતાનુ રસોડુ, વેલણ વગેરે અયોધ્યામા સાચવીને રાખેલા આજે પણ જોઈ લ્યો ! એ બધે, પરતુ એ ધર્મની જડ એવી મજબૂત છે, હજારો સવત્સરોએ એને એવી સુદૃઢ કરી મૂકી છે કે તેના હાર્દને હાનિ થવાની નથી વિવેકબુદ્ધિ જેની જરા પણ વિકસી હોય તેવા બધા જ ધર્મપ્રેમીઓ ભલે કહુ "ખોટી બગાડે" નહિ, પરતુ આ બધા કલ્પનાવિહારોની પાછળ રહેલુ તત્ત્વ સમઝી લઈને એ પોતાની શ્રદ્ધા તથા આસ્થાને ચળવા દેતા નથી, ને દેશે ય નહિ, એ નિર્વિવાદ છે બુદ્ધિહીન માનવીને પણ બે ઘડી વિચાર કરતો કરી મૂકે એવી આ બધી ચિત્ર વિચિત્ર તત્ત્વોમાંથી કથાજાળ ઊભી થવાનું મુખ્ય કારણ પેટ છે. લાખ ઇન્કાર કરવામા આવે તો પણ આ હકીકતને બાધ નહિ આવે. અપવાદો તો બધાને હોય છે, એની કોઈ ના નથી કહેતુ. આવી રચનાજાળને આખીને આખી ઉગાડી મૂકવામા આવે તો પણ આ મહાયાત્રાના અદ્ભુત માહાત્મ્યને રજે ય બાધ આવે તેમ નથી, બલકે તેની અસલ મહત્તા તેના શુદ્ધ સ્વરૂપમા સવિશેષ ખીલી નીકળે એમ છે વિવેકી યાત્રી બધુ જ કરવા જેવુ કરતો છતો કહુ પણ મોએથી ન કહેતો છતો, બધુ સમઝીને મનમા હસવૃત્તિને સતેજ રાખીને નથી એ પોતાની શ્રદ્ધાને ચળવા દેતો તેમ નથી સમૂહોની આસ્થાને ચળાવવા પ્રયત્ન કરતો ટૂકામા આ આખુ ય વિવેચન બુદ્ધિમાનો માટે જ છે

કાળ ભગવાન પોતાનુ કામ કર્યે જ જાય છે ઉત્ક્રાન્તિ એવી પરમસત્તાના નિયમને વશ વર્તીને એ યથોચિત પરિવર્તન કરાવ્યા જ કરવાનો સનાતન ધર્મની શુદ્ધિનો સમય હવે ઘણો દૂર નથી, એના મગલ ચિહ્નો સ્પષ્ટ દેખાય છે જે દેવ કહેતા પ્રકાશ=જ્ઞાનમય ભૂમિમા વિચરીને અર્હન્તો, શ્રમણો, મુનિઓ, સિદ્ધો અને શ્રુતિસ્મૃતિકારોએ અને ભગવાન ભાષ્યકારે અલૌકિક પ્રેરણાજ્યોત પ્રાપ્ત કરીને જીવન-મરણના રહસ્યોને જાણ્યા છે તે, હિમાલયની યાત્રાની મહત્તાને જરા યે ઝાખપ આવે, એ ભારતના કોઈ પણ સન્તાનને ગમે જ કેમ ? અસ્તુ

બીજી એક વાત નોધવી રહી ગઈ આ તો આખુ કોકુ શાનમા જાય છે! ગ્નાનગડ આવતા પહેલા શારદાપીઠના શ્રીમદ્ શંકરાચાર્ય મહારાજની ચાર ધામમાથી પાછી વળતી સવારીના ભેગા થયા. ઉભય પક્ષે આનંદ થયો, ને કુશળ સમાચાર પુછાયા. ખૂબ પ્રેમથી નમો નારાયણ થયા આગળ આવતા ચિત્રકૂટવાળા અમુક મહન્તનો સંઘ પણ મળ્યો હતો.

આ કોળાનુ નામ લેતા યાદ આવ્યુ કે જગનચટ્ટીમાથી મગેના કોળાનુ શાક મણિપાકુટમા સાંજરે ખીચડી સાથે થયુ, તે ઘણુ ભાવ્યુ!

મણિપાકુટમા એક ઘટના બની, જે યાત્રીઓને બોધપાઠ રૂપ છે એક ડંડીના ઉપાડનારાઓએ એવો દાવો કર્યો કે તુંગનાથ તથા ત્રિયુગીનારાયણ જાઓ તો અમને ત્યા પણ તીર્થની ખીચડી તથા ઇનામની હકસાઈ મળવી જોઈએ હકીકત એવી છે કે માત્ર જ્યા મુકામ કરવામા આવે, એટલે કે સળંગ ૨૪ કલાક સુધી મુકામ રહે ત્યા મજૂરોને ખીચડીની હકસાઈ રહે એવો તેમની સાથે થતી ચિઠ્ઠી અંગે નિયમ છે, અને આ યાત્રામા ચાર ધામ સિવાય બીજુ કોઈ તીર્થ ખીચડી-ઇનામની હકસાઈ માટે પાત્ર ગણાતું નથી ખૂબ તકરાર કરી, ત્યાના ચૌધરી (મુખી)એ પણ તેનો પક્ષ ખેંચ્યો ઉખીમઠમા એનો નિર્ણય કરાવવાનુ રાખીને સંઘ આગળ ચાલ્યો પણ ઉખીમઠના ચૌધરીએ સ્પષ્ટપણે ડંડીવાળાના દાવાને ઉડાડી દીધો. દરેક ચટ્ટીના ગામે ચૌધરી હોય છે જ્યા ડંડી, કંડી, ઘોડો કે બોજી કરવામા આવે, ત્યા તરત ચૌધરી પાસે જઈને કાયદેસર ચિઠ્ઠી કરાવવી જરૂરી છે ચિઠ્ઠી કરતે ઉપર્યુક્ત તથા બક્ષીસ ઇનામ વગેરે બધી બાબતોમા અસંદિગ્ધતા કરાવી લેવી જોઈએ

આ માર્ગે આવતા માકડા તેમજ લંગૂર વાદરા દેખાયા ભીમચટ્ટીએ એક વૃક્ષની છાયામા બેસીને અમે દૂધ પીતા હતા ત્યા સામે મોટા લંગૂર

જોયા કેવા જાફરા બુઢિયા ! કેવા બળવાન ! એ ચાલે, તે સિંહની ચાલને પણ લજવે એવી છટાદાર અદાથી, ઠસ્સાથી ચાલે

ઉખીમઠ આગળના ખેતીની ખરી ખૂબી જોવામાં આવી બણિયા-કુંડથી ઊતરીને નદી પાર કરી, અને પછી જોઈ લ્યો ગત ! શો કૃષિવૈભવ !

અખરોટના મહાવૃક્ષો અહીં ઘણા છે. ગુરાનીચટ્ટી આગળ પહેલાં ગિરિવૃક્ષપાનવગડ, અને ચટ્ટી છોડ્યા પછી ફળબગીચા આવે છે

રામવાડા, તા. ૮–૬–'૫૨, એકાદશી

આ નોંધ ગપ્તગમાથી ત્રણ આનાની એક મીણબત્તી લઈ આવીને રાતના બધા આરામ કરે છે ત્યારે ટપકાવી રહ્યો છું.

ગઈ કાલે સવારના ઉખીમઠથી ૪–૫૦ વાગે રવાના થયા અહીંથી મંદાકિની પાર કરી.

ઓહો ! શો પરમ દિવસે ખેતીનો ઠાઠ દીઠો ! ગ્વાલમગડથી ડુંગરા પર ડુંગર નખશિખ પગથિયા—ખેતીની લહરીઓથી ઉભરાય છે જાણે કે સમૃદ્ધિને શિખરે પહોંચવાની સીડીઓ ! માઈલો ઉપર માઈલો સુધી સામે નજરે ભભકા ખેતી લીલી પહાડોના પડખામાં, માથે, તળેટીએ બધે જ નાના મોટા ગામો ગોઠવાયેલાં—જાણે રત્નો જડ્યાં ! સમૃદ્ધ ગામો, પાકા મેડીદાર મોટા મનનોવાળા મજાના મોંઘા ગામો, અને તે પણ નજીક નજીક વનરાજિના હારનો મુક્તામણિ કરે તેવો છે અન્નોત્પાદનનો આ રોનકદાર મહિમા ગઈ વખતે બુઢાકેદાર જતે મારું દિલ ઓ ઠેકાણાને પ્રસન્નતાથી ભરી દેતું જે કૃષિદૃશ્ય જોવામાં આવ્યું તેની સરખામણી આની સાથે થઈ શકે. ખરું છે કે કૃષિમાં કશું નાવીન્ય નથી, એ તો બસ બળદીયા, છાણ, ખાતર, માટી, "તારી જાતને . ", તોડું, લાકડું—એ બધું તે ખેતી પરન્તુ આ ખેતી

તો એવા સુઝાલુખા, કર્ન્શ ગદ્યને કલ્પના-ભાવનાના પદ્યમા ઉપાડીને તેને કાવ્યતનથી સભર ભરી દે છે काव्य यशसेऽर्थकृत व्यवहारविद शिवेतर-क्षतये, એ મમ્મટની વ્યાખ્યા અહીં જીવન્ત દીપે કે

મહાનિની પાર નરીને જગ ચઢયા ત્યા આવી ગઢવાલની યુનિવર્સિટી . ..આ સસ્થાએ સારી પ્રગતિ નરી છે, ને વણા મ ાનો થઈ ગયા છે આ ના નાનાચટ્ટીએ ત્ના રુદ્રપ્રયાગથી આવતા માર્ગનુ મિલન છે

પ ખેરુની મોની તો હોય જ દર વખતે નવું લાગે છે, પણ નોધવામા પુનરુક્તિ ન યે શોભે આજની પ્રાત કાળની મિજલસમા ' ઓય વોય, સુઈ જાઓ !'' હહેનાગ લટનાળા લલમાગની પ્રધાનતા હતી આ બધા બોલે છે, ને તેને માનવમોલીમા ઘગાળીએ છીએ, તે વાચતા તો સીધુ સરળ લાગે છે, પણ પ્રત્યેકમા આરોહ અવરોહની લગ્કોથી ભરપુર ભીંડનુ કેવુ નોજુન નામ થાય છે, એ કેમ કરીને બતાવી શકાય ?

તહ્લા અથવા બ્યૂગ ચઢી આવી, પછી મહ્લા આવી ત્નાના બગીચામા એન ખજૂરી જોઈ વાહ ! એનકી અટુલી, પથ્થરની સાધમા એનુ બી કયાથી પડયુ હશે ? અને બીજી દીઠી અહીં

આ ગ્યૂગ પામે પેના લાકડાના પાત્રો બને કે પણ નગખાના સૂના પડ્યા હતા, અને પાન કયાન વેચાતા ન દીઠા

ચડઊતર કરતો તો યે પ થ કપાય તો છે જ ને ! સુદર રળિયામણો, રઢિયાગે, મનોહારિ, હદરગમ માર્ગ ! એનએન લાળી મેરનાજો જાણે પતગ ઊડયો હોવ એવો ભાસ થયો નજર ઠેરવી, તા નાનકુ રૂપાળુ પખી, ને એની લાથેન લાળી શ્વેત પૂછડી ! એવુ તો મઝાનુ લાગ્યુ ! એ ઝાડીમા ક્ષણવારમા અદશ્ય થઈ ગયુ

"પડેનાન" સાથે હતા એક આનરી ચડાઈ ચઢતા મે વિનોદમા કહ્યુ, " આ ચડાઈ કયા નવગાએ બ ાની હશે ! "

એ કહે, " ભગવાને જ તો વળી ! "

" ના, ભાઈ, આ ચડાઈ ભગવાને નથી કરી "

" ત્યારે ? "

" માણસે "

" માણસ ભગવાન નહિ ? "

હુ સમજી ગયો અનધિકારમા અદ્વૈત પડે, ત્યા ઝેર સિવાય બીજુ શુ થાય ? કલિયુગમા બધા જ વેદાન્ત છાંટશે, એ શાસ્ત્રવાક્ય ડગલે ને પગલે કેવુ સાર્થક જણાય છે ! દ્વૈતની ભાષામા જ જગત સાથે વાત કરવી જોઈએ.

" ના, ભાઈ, માણસ જરા યે ભગવાન નથી એક કવિ કહે છે

'આદમ કો ખુદા મત કહો, આદમ ખુદા નહિ,
લેકિન ખુદા કે નૂરસે આદમ જુદા નહિ !'

" માણસ ભગવાન નથી આવુ આવુ વગર સમજ્યુ ન બોલીએ ભગવાન માનવીની અંદર વસે છે એ ખરુ, અને અંદર બેઠો બેઠો એ માનવીને સાચે રસ્તે જવા વિનવે છે પણ ખરો પરન્તુ માનવી ખોટે રસ્તે જાય છે, ને હૃદયમા વસતા ભગવાનને પણ પોતાની સાથે તાણી જાય છે ! "

ત્યારે માનવી શુ છે ?—જગતને કેવી રીતે સમજાવવુ ? આચાર-ભરણ શુ કરવુ ?

માનવી એટલે મન ધારધૂર વગરની વાસનાઓ અને કર્મફલની ગાઠડી એની જાતજાતના વિષયો ભોગવવાની લાલસાઓનો એ સમુદાય છે પણ મન આપમેળે માત્ર અમુક એના પ્રકારના જ વિષયો ભોગવી શકે કે જે મન વડે ગ્રાહ્ય છે પરન્તુ એને તો એવુ પણ ઘણુ જોઈએ છે કે જે સ્થૂલ હોઈ સ્થૂલ વડે જ ગ્રહી શકાય એવા વિષયો ભોગવવા

માટે તે યથાયોગ્ય ઇંદ્રિયો સહિતનું સ્થૂળ શરીર ધારણ કરે છે એ પાંચ ઇંદ્રિયોવડે એ બની સ્થૂળ વાસનાઓને મનાવવા મથે છે એ મન અને તનનું યુગલ તે માનવી એની અંદર રહેલો ચેતનપ્રભુ નહીં. એને પોતાના કર્મફળ ભોગવવા માટે તથા સન્માર્ગે ચાલીને છૂટી જવા માટે પૂરતી શક્તિ આપે છે. પછી એ શક્તિનો માનવી કરી પાછો દુરુપયોગ કરે, તેમા કોઈ શું કરે? ઈશ્વરે જ્યારે પહાડ સરજ્યા ત્યારે માનવીએ એના ઉપર ચડવું જ, એવો કોઈ નિયમ એણે નહોતો રચ્યો. માનવી પોતાની સ્વાર્થવૃત્તિઓને પોષવા માટે એ પહાડોમા આવી ચડાઈઓ કોતરે છે, તેમા પોતે ચડે છે, ને અન્યને ચડાવે છે ઈશ્વર તેમા સાવ તટસ્થ છે

આવી આવી વાતો ચાલતી હતી ત્યા બુલબુલિયું બોલ્યુ એકશ્વાસે બોલ્યા કર્યું. એના ગળાના કટકા કેમ નહિ થઈ જતા હોય! આટલો બધો શ્વાસ એ નાનકડી મુઠી જેવડી કાયામા ક્યા ભરી રાખતુ હશે!...

ગૈખડા ચઢી આવી. મોટી ખેતી, મોટા ગામ, અને મોટા મકાનો જોતા જોતા ચાલ્યા જઈએ છીએ ૯ા વાગે ફાટા ચટ્ટીએ પહોંચ્યા

નહાવું છે ક્યાય નજીકમા સારો વહેળો છે?. .સામાન્ય રીતે મુકામ આવ્યા પહેલા કોઈ યોગ્ય જલપ્રપાત મળી જાય ત્યા હું નાહીધોઈ લેતો પણ નાહ્યા પછી વધારે ચાલવું પડે તો પાછો પરસેવો થાય, એવી આશંકાને લીધે આજે નથી નાહ્યો...હા, ચાર ડગલા આગળ જશો ત્યા વહેળો છે

હું ત્યા ગયો ઉપર જોયુ તો ઊંચેથી એ આવે છે, ને પનચક્કીઓની પરંપરા ચલાવે છે હું ચઢ્યો ઉપર સૌથી ઉપરની છેલ્લી ચક્કીમાથી ધોધ પડતો હતો ત્યા પહોંચ્યો સાવ નિર્જન, સાવ એકાંત! ત્યાથી બજાર ઊભી દેખાતી હતી મન નાચી ઊઠ્યું. જેવો આવ્યો તેવો મસ્ત થઈને નાહ્યો. કપડા ધોયા. ધોધની નીચે ધમધમાટ નાહ્યો

અહીં રેડિયો ઘુસી ગયો છે. મોટા દુકાનદારો હરિફાઈમાં બૅટરીના સેટ વગાડવગાડ કરે છે...

વાહ ! ભગવાન કેદારના પથ ઉપર નિસર્ગની મહેર છે, ને બધી વાતે સૌન્દર્યની લીલાલહેર છે ! ખેતી ગઈ, ને પાછી વનશ્રી સોળકળાએ ખીલી નીકળી. સોન નદી સાથે સાથે ચાલે છે. ચીડ પાછાં દેખાયાં. નીચે, નીચે, સઘન વનમાં થઈને ઊતરીએ છીએ. મંડળથી બીમચટ્ટી-વાળા પંથની સરસાઈ કરે એવું નિબિડ વન આ છે. ત્યાંની જેમ અહીં પણ, અનેક વૃક્ષોનાં થડ તથા ડાળાં ઉપર જાડી જાડી ફુગ જામી છે; જાણે લટકતાં ચીથરાં. કેટલાંક ઝાડ ઉપર તો હાથ હાથના પરસત્ત્વોપજીવી છોડવાની હારો ને હારો લાગી પડી છે. વનની શીતળ છાયાને લીધે ખરા બપોરનો તડકો પણ જણાતો નથી.

ઊતર્યા, ઊતર્યા, તે નીચે નદી સુધી. ત્યાં પુલ તૂટી ગયેલો હોવાથી, નીચે ઊતરીને કામચલાઉ પગથીએ થઈને સામે પાર ગયા, અને પછી ચડવું શરૂ થયું.

પવન ફુંકાવા લાગ્યો. વાદળ ઘેરાયાં. પણ વરસાદ ન પડ્યો કેમ કે વાયુ વાદળને વહી ગયો. ધન્યવાદ, થેન્કસ ! ૩ા વાગે રામપુર ચટ્ટી પહોંચ્યા, ને નીરાંતે બેઠા. આગળથી આવેલા માણસે ઉતારો મેળવ્યો હતો.

શ્રી પુરીકેદાર, તા. ૯–૬–'૬૨

ધન્ય ધન્ય ! ધામમાં આવ્યા છીએ. બપોરના બે વાગ્યા છે, દર્શન સ્પર્શન, પૂજન, ભોજન વગેરે કરીને આસન ઉપર નીરાંતે બેઠો બેઠો આ નોંધ હું લખું છું. પણ હજી કલમ પાછળ છે. રામપુરની વાત લખતે વખતે રાત વધારે થઈ ગઈ, ને તત્કાળ માટે પડતી મુકાઈ હતી, ત્યાંથી પાછા આગળ ચાલીએ.

સનારે નરેના ઊપડ્યા છીએ આજની પખીઓનીમાં ઓય, સૂઇ જાઓ." પ્રધાનપદે છે. પણ એની સનાદ માનવી અમને કેમ પગડે?

આ બધુ કોમળ કોમળ લાગે છે આમ તો હિમાલયના પહાડો, દર્શ કેડીઓ, ધીંગા વૃક્ષો જળના ઝનૂની પ્રપાતો,—એ બધુ કેવુ નહણુ છે, છતાં, જેને વિવેકી દૃષ્ટિ છે તને સર્વત્ર કોમળતા જ કેમ દિસ છે? પ્રભુ! સર્વત્ર, સર્વત્ર મધુરતા અને આનંદ જ આનદ અમને દેખાજો! भद्र कर्णेभि शृणुयाम देवा । भद्र पश्येमाक्षभि यजत्रा ॥ હે પ્રભુ! માયાપતિ મહેશ્વર! તારુ યજન કરનારા, તારા રહસ્યને પામવાની મહા દીક્ષા લેનારા અમે, તારી કૃપા વડે બધે રૂડુ જ સાભળીએ, ને રૂડુ જ દેખીએ! એ રહસ્ય શુ છે?

હે પહાણા, તમે સ્વરૂપે કોણ છો? શુ છો? હે જળ! તુ સાચે તત્ત્વે કરીને કોણ અને શુ છે? હે પખેરુ, કહો તો ખગ તમારુ આતર રહસ્ય! હે મહાવૃક્ષો, હે વનસ્પતિ–ઔષધિઓ–વિરુધિઓ! તમે સાચેસાચ શુ છો?

પ્રેમ! કોમળતા! આનન્દ!

ભીષણ કાળમીંઢના કાળજામાથી અમૃત નીતરતા શુ તમે નથી નિહાળી રહ્યા? એના પડખામાથી જીવનદાતા શિલાજિત ઝરતુ તમે નથી દીઠુ? અમો તો એ-મે સ્થળે દેખાયુ છે નાગડાો તમે નીરાત કોઈ વાર ગાુ કુનારીને મધુર મધુર મ સ્વરાવલિઓ રેલાવતો સાભળ્યો છે કે નહિ? નાદરને પણ જાતજાતના મદ મીઠા લય । કરતી તમે નથી સુણી? મહાભીષણ જળધોધના જળ શોતે સૂર્યરશ્મિ સાથે રમતા નવરંગી ચુદડી ઓઢેલા તમે નથી ભાળ્યા? અને ક્રૂર લેખાતા મનુષ્યોને પોતાની ભાર્યા કે બાળકો આગળ લળી લળીને લાડીના મધુવેણ સ્રવતા તમે શુ નથી જાણ્યા? સર્વનુ હૃદય પ્રેમ છે, એ જ આનન્દ છે, એ જ કોમળતા છે, એ જ પ્રભુ છે! યાત્રામાત્રનુ એ જ ગહન છે, કે એ

સર્વવ્યાપી પ્રેમપ્રભુ કે જે લામો નેરાડા નામરૂપોની પાછળ સતાઈ રહેલો છે, તેને તેના પ્રત્યેક આચ્છાદન નીચેથી પકડી પાડીને પારખી લેતા શીખવુ વ્યાવહારિક જગતના બધા જ માનાની પદાર્થોમા વધઘટ ભાસે છે પરન્તુ વાસ્તવમા તેવુ કશુ છે જ નહિ, વ્યવહારમા, આ બધી નિસર્ગની સમૃદ્ધિને અનન્ત પુરોગામી સુદર દશ્યસમૂહો મુનાબને સુન્દરતર કહીને જ હુ સતોષ માનીશ કેમ કે સુન્દરતમ કહેવામા ગોણુ ખાઈ જવાય આ હિમાલયમા એક દેખે, ને બીજુ ભૂને, એવી પાર વગરની સૌન્દર્યલહરીઓ વિલસે છે હુ આને તમ પ્રત્યય લગાડુ, ને પછીથી તેને પાછો ખેચવો પડે, એ ઠીક નહિ તેથી "તર"મા જ તર બની રહેવુ, અને તેના ય "તર"ની રાહ જોવી, એમા સલામતી। છતા, પરમાર્થમા, આ જગતમા કશા ય તારતમ્ય નથી, બધુ જ એકસમાન, એકરસ, ચિદ્દઘનાનન્દ છે સર્વનો એ જ રસ છે, એ જ સાર છે, रसो वै स । શ્રુતિ કહે છે કે એ સર્વ રસને જે પામે છે, પિછાને છે, તે ते आनन्दीभवति, સ્વય આનદરૂપ, સ્વય રસ બની જાય છે એ રસ-પ્રભુને અમારા નમસ્કાર હો। હુ એ જ હોજો।

ઉપર . ઉપર ઉપર। આનન્દ માધુર્ય, સર્વત્ર, સર્વથા, સતત। ફરીથી કહુ છુ, કે બધે જ એ છે, ને તે સિવાયનુ જે બીજુ લાગે છે, તે નગણ્યુ હોઈ અતત્ છે, વિવેકથી તેની વ્યાવૃત્તિ કર્યા કરે બધુ જ પ્રેમ છે, બધુ જ પ્રભુરૂપ છે પ્રભુ એ જ છે પ્રભુત્વમા જેને ઉન દેખાય, તેની દૃષ્ટિ જ ભૂલ છે જે બીજુ દેખાય છે, તે પ્રભુનો અપ્રભુત્વ અશ છે, પ્રભુવેતર છે છતા તેનો ય ઉપયોગ છે જેમ ગોટલીની સહિતની કેરીને આપણે કેરી જ કહીએ છીએ, અને જ્યારે તેનો કેરીથી ઇતર ભાગ હાથ આવે છે ત્યારે તેને દૂર કરીએ છીએ પણ તે માટે કેરીને દોષ દેતા નથી, તેમ અરે, વિવેકી માટે તા ગોટલી પણ ઉપકારક બની રહે છે। તેવુ જ પ્રભુત્વનુ, પ્રભુત્વના ઇતર અશનુ, તેમ જ વસ્તુ-માત્રના અતત્ અશનુ જાણવુ એ જે જાણે, मायामेतां तरंति ते ॥

તેથી, નશાના ઉપર અંતરથી અણગમો કરવો એ શું અજ્ઞાનનું અમૂર્ત લક્ષણ છે માનવીના દુર્ગુણો પણ સદુપયોગ થવા યોગ્ય હોય છે—જો ઉપયોગ કરતા આવડે તો योजकस्तत्र दुर्लभ ।

આમ મનની તરંગાવલિની આનંદલહરીઓમાં રમતા રમતા ચાલ્યા જઈએ છીએ ... જગતની ખૂણીઓ હું જાણું છું ત પ્રમાણે સાથીઓને ચીંધતો, વિવિધ વસ્તુઓના અંતરંગ અર્થો વટાવતો રંગેચંગે ચાલું છું. નાનારંગી ફૂલો અને મંજરીઓ ખીલી રહ્યાં છે, ક્યાંક સ્થળે મંજરીઓએ મમરી જેવા ફૂલ પથ ઉપર વેર્યાં છે, જાણે યાત્રીઓને મોતીડે વધાવે છે હતા તો—

આહ ! શ્વાસ ઘડીભર થંભી ગયો ! સામે બે પહાડો વચ્ચેના ઓનામાં દર્શન થયાં, ભગવાન કેદારના શુભ્ર મસ્તકના !... यतो वाचो निवर्तन्ते । ભગવાન ભોળાની બોમ ! જગતના વ્યવહારનો જે ભોળો, તે પરમતત્ત્વનો મહારસિક ! કુટિલતા જેને વર્જ્ય છે, તે જ સાચો જ્ઞાની હોઈ શકે આર્જવતા જ મૃદુતા છે, મૃદુતા જ પ્રેમ છે, પ્રેમ જ આનંદ છે, આનંદ જ ભગવાન કે બધું જાણતો છતાં, જે સદૈવ ઋજુ, તે ભોળો શંકર એના નામ તો જુઓ—શમ્ભૂ ! શાન્તિ અને સુખ જેમાંથી પ્રાપ્ત થાય તે શમ્ કર, જે સદાસર્વથા પરમ સુખનો જ કરનારો છે તે સદાશિવ, કે જે નિત્યનિરંતર મંગલસ્વરૂપ છે ! અરે, રુદ્રરૂપે પણ જે દુઃખ, ત્રાસ, કકાસથી સંતપ્ત જીવોને પોતાના માતૃહૃદયમાં પ્રેમથી શમાવી લઈને દુઃખથી મુક્ત કરે છે, તેવો દયાળુ કરુણાળુ ભગવાન કૈલાસપતિ આ સામે સૂર્યપ્રકાશમાં કર્પૂરગૌર સસ્મિતવદન બિરાજી રહ્યો ! ત્રિયુગીનારાયણ પહોંચવાને છ ફર્લોન્ગ બાકી રહે, ને આની ઝાંખી થવા લાગે છે

જરા પણ નીચતા ન હોવા છતાં નીચ ભાસતું निर्मल पद विष्णो, તેને ભેદીને ઊભેલું ત્રિપુરાગ્નિનું ધામ જટાજૂથ એ જેના વિચાર આવે

છે—જ્યારે આ વિરાટસ્વરૂપ શંકર નૃત્યે ચઢે, અને આ મહાજટાની લટોને છૂટી કરીને તાલ સાથે એને વીંઝે, ત્યારે—

पदं विष्णोर्भ्राम्यद् भुजपरिघरुग्णग्रहगणम् ।
मुहुर्द्यौर्दौःस्थ्यं यात्यनिभृतजटाताडिततटा—

એ ઉક્તિની સત્યતામાં શું બાકી રહે? જય કેદારનાથ!

ત્રિજુગીનારાયણ પહોંચ્યા; સ્નાન દર્શનાદિ કર્યાં. કલાકેકમાં બધું થઈ ગયું. ભોજનપાણી પણ આગળથી આવેલા રસોડામાં તૈયાર હતાં, તેને ઠેકાણે પાડ્યાં.

ત્રિજુગીને જોગવી ભોગવીને સંઘ ઊપડ્યો આગળ......

એ જ ગાઢ વનાવલિઓમાં ચડઊતરનો માર્ગ ચાલે છે. ત્રિજુગીથી સોન નદી સાથે થઈ ગઈ છે. એક એક પે અદકા દેખાવો આવે છે...

સોનપ્રયાગ આવ્યું. કેટલું ય ઊતર્યાં ત્યારે ત્યાં પહોંચ્યા. ઉપરથી ધમધમ કરતી ધોધરૂપે પછડાતી ઊતરતી મંદાકિનીને સોન અહીં મળે છે. આ તે મન્દાકિની, કે મનડાકિની! એને મંદાકિની કયા વિદ્વાને કહી હશે! માનવીઓમાં જોવામાં આવે છે તેવો જ, આ નદીના નામને પણ તેના ગુણ સાથે સીધો વિરોધ છે! એ મન્દા નથી. એ તો માઇલે લગભગ આઠસો ફીટના ઢોળાવની સરેરાશે ધોધની પરંપરારૂપે પછડાતી, ટીચાતી જ છેક સુધી ધસે છે.

ત્યાંથી પાછા ઉપર! नीचैर्गच्छत्युपरि च दशा।......ગૌરીકુંડ પહોંચ્યા. ત્યાં અમે આ દસ માઇલની દોડ પછી, ગરમ કુંડમાં પગ બોળ્યા, ને પછી ઊપડ્યા આગળ.

વાહ! બધી રીતે આનંદ કલ્લોલ! મંદાકિનીને બેઉ પડખે નાના મોટા જલપ્રપાતોની બહુલતા છે. બે'ક માઈલ ચાલ્યા હોઈશું ત્યાં સામે કાંઠેના ઉન્નત પહાડના પડખાણું લાગ્યું પ્રેમતીર્થ, તે ધોળી દૂધની સરિતા

પ્રન્ટી, એની ઊંચાઈ વસુધારાથી ય વધારે શી એ હૃદયંગમ મોહકતા! ત્યાં તો વળી બીજો તેવો જ પ્રપાત આવ્યો! અમારે પડખે કેમ એકે ય નહિ? બધા સામે તટે જ કેમ?

અરે એમ તે હોય! અમારી તરફે પણ એક પછી એક બે સરિતાઓ ઊંચેથી સરતી કલકલનિનાદ કરતી, જુઓ, નીચે ચાલી ગઈ!

"માણેકલાલજી, આ બે પડખા વચ્ચે હરીફાઈ ચાલી રહી છે, કે કોણ વધારે રસ રેલાવે છે! . જુઓ આ તરફે આ ત્રીજો આવ્યો. આ ટીમ જીતી ગઈ!"

"એમ કેમ કરીને કહી શકાય? કદાચ સામે પાસે વધારે ધોધ પણ આવે!"

"ઓહો, ત્યારે આપ તો સામી ટીમવાળા લાગો છો, અપનેવાલા નહિ! અચ્છા તો ફિર દેખ લિજિયે!"

સામે પણ ઝરણા આવ્યા, પરન્તુ અમારા પક્ષે જોર કર્યું, ને છેવટે રામનાડા આવતા સુધીમાં ત્રણચાર ગોતે અપનેવાલે જીત ગયે!

અને બાપેયો ખીલેયો— "તુહિ તૂહિ! તુહિ તૂહિ!" કેટલે ય સુધી એણે ભજન ગાયું એનું પત્યું, ત્યાં બુલબુલે એકીટસે લાબું લચક ભાષણ કર્યું. ઊભા રહીને અમે માનભેર એ સાંભળ્યું પણ એટલું બધું લાંબું, કે કશું યાદ જ ન રહ્યું!

રામનાડા ૯,૦૦૦ ફીટની ઊંચાઈ કડી સરસ રાત ગાળી. મીણબત્તી સળગાવીને મન્યો એટલો નોંધભાગ લખ્યો.

આજે નીકળ્યા છે પાંચ વાગે આ વખતે તો બરફના રેલા પણ નથી આજે ફક્ત એક જ આવ્યો, તે ય નાનકડો

કેદારની ધવન જટાની છટા દેખાઈ ધન્ય હો! ભોનો ભગવાન કેદારનાથની જય!

એક પખી કહે, "બેસો બેસો! ઊડી જા, ઊડી જા!" આમ મશ્કરી કરે બધુ એક સાથે કહે થાકેના યાત્રીઓની આવી મજાક સાના પખીને શોભે? આ સાભળીને બીજુ પખી બોલ્યુ, "હરિ, હરિ, હરિ! હરિ હરિ હરિ ઓમ્!" કયાય સુધી એણે આ ભજન ગાયુ એટલે સભાળતુ બધ થાય ત્યા બીજુ એને ઉપાડી લે એમને એમ

આવ્યા ઊતર્યા, નાહ્યા, પૂજન, દર્શન, સ્પર્શન ઇ કર્યા ભોજન કીધા કેદારપર્વતની હિમઝટા પ્રાત સૂર્યે મનભર બતાવી જરા દિવસ વધ્યો, ને ભગવાન કેદારે પોતાના જ મસ્તકમાથી માયાવી ધવન વાદળીઓ ઉત્પન્ન કરી, ને થોડી વારમા માયાવાદળનો અચળો ભગવાને માથે ઓઢી લીધો

પાચ વરસમા કેટલો ફેરફાર! મારો અનુભવ પાછળો કેવો હતો? મદિરમા ભીડ, ગોખને ગોખને મૂકેની મૂર્તિ આગળ બ્રાહ્મણ ઊભો ઊભો યાત્રીઓને પૈસા મૂ ા બરાડા પાડીને મોનાવે, હડસેલે, તાણે, શાપવચનો બોલે, ડોળા કાઢે, ને ધક્કા મારીને બીજાને ખેચે શોરબકોર, અશાતિ, કનેશ, પૈસો ન મૂકે તો આ ભવ તેમ જ પેના ભવની ધમકીઓ કોઈ સુખે, આનદથી, શાન્તિથી, એકચિત્તે આ શાન્તિ રૂપ ભગવાનને ભજી શકે નહિ, ગય જ્યોતિર્લિંગના ખડમા યે અધમર, પૂજારીઓનો શોરબકોર, દ્રવ્ય પડાવવાની ધમાલ, ધક્કામુક્કી, પડાવાળા ઓના હાકોટા, ચીન્ણી ભીડ, બધુ કાણુ ગણુ,

અને આ વખતે? એમ નુ કશુ નહિ! ઓટલા આગળ લાકડાની આડ કરી છે. પૂજાર્થીઓ ચીઠીઓ ફડાવે છે, અને ક્રમ પ્રમાણે તેમની પાચસાતની ટુકડીઓ અદર પ્રવેશ પામે છે ગણેશની પૂજા કરીને એક મડળી મદિરમા પ્રવેશે, ત્યારે ફાટકમા બીજીને દાખલ કરે

મંદિરમાં ગોખનાઓમાં જે પાંડવો, પાંડવપત્ની, કૃષ્ણ લક્ષ્મી વગેરેની પ્રતિમાઓ આગળ ઊભા રહેના બ્રાહ્મણો યાત્રાનો જીવ લઈ નાખતા હતા, તેમાનું કશું ન મળે સભામંડપમાં માત્ર ત્રણે-જ પ્રતિમાઓના પૂજન માટે જેના તેના પૂજારીઓ નિમંત્રણ આપે છે બીજી બધી મૂર્તિઓ હવે એમની એમ ઉપેક્ષિત રહે છે દર્શન સ્પર્શન પૂજન—બધું સંતોષકારક રીતે અને પ્રમાણમાં યથાવકાશ થાય છે અંદર, નિજમંદિરમાં તો આરસ જડાઈ ગયો છે પેટ્રોમેક્સની બત્તી ગભરામાં આવી છે, એટલે પ્રકાશ પૂરતો છે, ને સ્વયંભૂ ભગવાન પૂર્ણ રીતે દેખાય છે. ભીડ વધારે પડતી થવા પામતી નથી આ નિયંત્રણ ગઈ સાલથી શરૂ થયું લાગે છે.

કુંડો વગેરેના યથાવિધિ દર્શન થયા રુદ્રિઓ, બ્રહ્મભોજનો, દક્ષિણાઓ વગેરે થઈ ગયા છે

જુઓ કેદારના ધામ વિશે બદરીનાથ-કેદારનાથ સમિતિ પોતાના છેં ના ઈ. સ ૧૯૫૨ના નિવેદનમાં શું કહે છે —

"ભગવાન શ્રી કેદારનાથના દર્શન તથા પૂજન માટે કમિટી તરફથી યોગ્ય વ્યવસ્થા કરાઈ છે. શરૂઆતથી જ, યાત્રીઓની સંખ્યા દઈકે વધારે હતી તે વખતે ભગવાનના દર્શનાર્થીઓની ક્રમવાર તથા શાન્તિપૂર્વક પૂજા અને દર્શનની વ્યવસ્થા કરવામાં આવી છે ગઈ સાલ યાત્રીઓ તેમ જ મંદિરની વધારે સગવડ માટે મુખ્ય પ્રવેશદ્વારની સામે એવી ગોઠવણ કરવામાં આવેલી છે કે જેને લીધે ભીડમાં એ ઉભયની તકલીફો દૂર થઈ ગઈ છે "

Look at this picture and that' કેવું બધું આદરપાત્ર પરિવર્તન!

હું મે વાર આ ભૂમિને પદાક્રાન્ત કરી ચૂક્યો છું ભારતના છેક કન્યાકુમારીથી લઈને પુરી તથા કલકત્તાની કાળી, અને પશ્ચિમે દ્વારકા

સુધીના ઘણા તીર્થો જોવામા આવ્યા છે. અને એ સર્વ અનુભવને અંતે નિશ્ચયપૂર્વક એવુ કહેવુ પ્રાપ્ત થાય છે, કે કેદારનાથની ભવ્ય સાદાઈ તથા સાદી ભવ્યતાની તોલે આવે એવુ કોઈ પણ યાત્રાધામભાવિત સ્થળ ભારતની સીમામા નથી મંદિરની પાછળનો એ પ્રચંડ શ્વેત હિમાલય, ચોતરફથી ખળખળ ઊતરતી આવતી અનેક નાનીમોટી નદીઓના કર્ણમધુર અક્ષમધુર પ્રપાતો, ચારે તરફ ફરી વળેલી હિમાચ્છાદિત શિખરશ્રેણીઓની વચમા શોભતુ આ વિશાળ મેદાન કેટલી ય સરિતાઓ ભેગી થઈને મંદાકિની બને છે. એ સ્રોતસ્વિનીઓને નાનાવિધ નામ આપેલા છે, પરંતુ તે સર્વનો ઉપસંહાર મન્દાકિનીમા છે—કે જે મન્દાકિની કે જે નહિ બલ્કે ઉત્પાતિની છે!

સમગ્ર સનાતન ધર્મના ઉદ્ધારક, સંરક્ષક અને સંવર્ધક ભગવાન ભાષ્યકારના દેહોત્સર્ગનુ આ દિવ્યધામ! મંદિરની પાછળ થોડે જ છેટે એમની સમાધિનું સ્થળ બતાવવામા આવે છે ત્યા થોડુ થોડુ, પ્રમાણમા સાવ નજીવુ કહેવાય એવુ ચબૂતરા જેવું બાંધકામ મંડાયુ છે શ્રાવણમા જ જેના દર્શનનો લાભ મળી શકે એવા મંદિરની ઉપર આવેલા કેટલા ય વિસ્મયકારક તીર્થસ્થાનો અહીં છે. પણ એ બધાની વિગતો આ નોંધમા અસ્થાને છે. એ તો જે કેદાર જાય તેને આપોઆપ ગોર, પંડા કે ઇતર બ્રાહ્મણ પાસેથી કે કોઈ પણ સારી ભોમિયાપોથીમાથી મળી રહેશે. અહીં તો આપણે બસ માત્ર ભંડાર ખોલી રહ્યા છીએ, તે બજારભાવના નહિ કિન્તુ હૃદયભાવના છે!

ગૌરીકુણ્ડ, તા. ૧૦–૬–'૫૨, સવારના ૯

કાલે સાંજે આરતીના દર્શન કર્યાં આજે સવારે પા વાગે પગને પાછા વાળ્યા. ભગવાન કેદારના ધનન દર્શન કર્યાં, અને હૃદયમા વિરહની વ્યથાના અણસાર જાગ્યા!........ીનર્યાં... ......ઈશ અને મુંડક ઉપનિષદોના લલકાર કરતો, વારવાર પાછો આખ તથા હૃદયને હિમાલયના દર્શનથી ભરતા નહિ થાકતો, હુ ઝડપભેર ચાલ્યો........

પંખીઓ સંભળાતાં નહિ. ઉપનિષદની વાણીનું, વેદાન્તકેસરીનું ગર્જન સાંભળીને નિસર્ગ શાન્ત બની ગઈ જાણે! પહાડના કડડાટ, જળના ખળખળ, પંખીના કલરવ અને માનવીના બડબડ, એ સર્વ નાદોનો અન્તિમ અભિપ્રાય તો પ્રણવમાં જ છે ને? તેને યાદ કરતાં કશું ન્યૂન છે જ ક્યાં! જે કોઈ સર્વત્ર પ્રણવ જ દેખે, પ્રણવ જ સુણે, પ્રણવ જ સુંઘે, પ્રણવ જ સ્પર્શે, પ્રણવ જ ચાખે અને એમ ઇન્દ્રિયોદ્વારા પ્રણવ જ પ્રણવ અનુભવી જાણે, એ આ યાત્રાને સાર્થક કરીને જીવનને જીતી જવાનો. માટે બોલો, તાર સ્વરે લલકારો —ઓ—મ્! અરે, આ કોઈ સામુદાયિક પોકાર નથી. આ તો પ્રત્યેક જીવાત્માના અંતરનો, ચિત્તની શુદ્ધિનો એકલવાયો આત્મલક્ષી નાદ છે!

ઉપનિષદ્વાણી સાંભળીને પહાડો પણ પુલકિત થયા! કેમ કે એ માર્ગે નીચે ઊતર્યા એટલે પાછાં વનરાજીએ ડુંગરાને છાઈ દીધા. એક પંખી બોલ્યું "એ સુણ્યું કે? કંઈ સુણ્યું કે?" ત્યાં તરત બુલંદ સ્વરે, ભર્યે ગળે ઉત્તર આવ્યો—"ઓહ યસ્! ઓહ યસ્! ઓહ યસ્!" આ એમ બાબત છે! તેમાં ભુનભુનનું તરત જ એક દીર્ઘ પ્રવચન રેલાયું.

પાછી વળતી વાટનાં વર્ણન શાં? એ તો ઊતરવાની વાત! વિચાર આવે છે, કે પ્રત્યેક યાત્રી આ યાત્રાનાં મૂલ્ય જુદી જુદી દૃષ્ટિએ આંકે છે. પોતપોતાના સંસ્કાર પ્રમાણે તે તેને સમજે છે, દેખે છે, જાણે છે, ને ઘટાવે છે. ગઈ કાલે રાતના માણેકલાલજી, ચંદુભાઈ (સંઘનેતા) વગેરેના આગ્રહથી પાંડવોના મહાભિનિષ્ક્રમણની વાત મેં સંભળાવી. પુરુષો ઉપર એના પ્રત્યાઘાતમાં વિચારગંભીર મૌન, જો કે કેટલાકના મૌનનું કારણ નિદ્રા પણ હશે, આ પ્રવચને જાનરડાની ગરજ પણ સારી હશે! અને અમુક સ્ત્રીવર્ગના પ્રત્યાઘાતમાં "બચારા! દુઃખ તો ખરેખર પાંડવોને જ પડ્યું, એવું બીજા કોઈ દેવને નથી પડ્યું," વગેરે! કહેનારે अरसिकेषु रसाभिनिवेदन વિશે જે ઉન્યોદ્ગાર કાઢ્યા છે, તે સાચા જ છે!

આઠ વાગે ગૌરીકુંડ પહોચ્યા.

गुप्तकाशी, ता ११-६-'५२

ગૌરીકુંડથી મને ને કાને રામપુર આનીને રહ્યા આનદપૂર્વક રાત વીતાવીને સવારે ૫ વાગે પાછા ઊપડયા ઉપનિષદની ઋચાના *ઉચ્ચારણમા આજે પણ પખી બોલ્યા નહિ ને બોલ્યા હોય તો* સભળાયા નહિ ઝપાટાબધ માર્ગિલો ચાલ્યા જાય છે એક સ્થળે એક પખી બોલ્યુ માણેકનાનજી કહે, "આ શુ કહે છે?"

"એ કહે છે—'માણેકનાનજી, સૂઈ જાઓ, હા, હા, હા'" એ કહે છે કે વહેલા ચાર વાગે પથે પડવુ જોઈએ તેને બદલે આ પાચ વાગે પગના માડયા છે, એવુ ઊંઘનુ જોર હોય, તો સૂઈ જાઓ એમ કરીને પછી મશ્કરીમા હસે છે!"

આવી પખીઓની મશ્કરી ચડીથી ઉપર ચઢતા ઘણી બધી આવી હતી આ ગમ્મત ચાલતી હતી ત્યા એક ઝીણુ લુ પખી પૂછે છે, "એ ખરુ છે? એ ખરુ છે?" અને તરત એ જ પખી હશે કે બીજુ હશે, પણ જવાબ મળ્યો, "ખરેખરુ ખરેખરુ!"

આ પખીઓનું કામ મહિનાઓના જેવુ છે ગે ભેગા થઈને બોલવા માડે, ત્યા કોઈ કોઈનુ સાભળે નહિ, ને બ્હે બધા જ, they tread on each other's heels, અને આખા ગામની કુથલી' આ ખરુ, ને આ ખોટુ, ને આ, ને તે નિન્દા ને ચુગલી' વચમા વચમા ભજન પણ કરે ખરા, ને ગળુ બધાનુ કુણુ માખણ જેવુ

ધનાધન ચાલીએ છીએ ખેતીની ધૂમ મચેલી નિહાળીએ છીએ ખીણોમા અને ડુગરામા ઘેરુ ધુમ્મસ ભર્યું છે જાગીને એન માર્ગ બાળ, ને ફળગીચો આવ્યો આપણે ત્યા મકી દાના કોતરોમા રણોની વગેરેના પારીતરોએ ફળવાડીઓ મ્રી છે, પણ તેમને ય આ

હિમાનના ફળ બાગોમાંથી વણ શીખવાનું મળે તેમ છે પહાડોના પડખામાં પગથિયાં પાડીને બાગ બનાવ્યા છે સડક ઉપરના મકાનમાં જઈને થોડાં તાજાં સેબ, પીચ અને પીઅર ખાધાં અહીં અખરોટ, ચેસ્ટનટ પીચ સેબ, જરદાળુ સફરજન નારંગી વર્ગનાં ફળ વગેરે અનેક પ્રકાર તથા જાતનાં ઉગાડાય છે

પછી પગ ઉપાડ્યા ઉપરની સરકારી નર્સરીમાં તો ન જઈ શકાયું. પછી આવી જાુરાતી ચટ્ટી, તે પછી નારાયણ, તે પછી નાના અને— ગુપ્તકાશી! ૫ વાગે ની નીકળેલા, વચમાં નાન આખો ભાગીને ૧૦ વાગે પહોંચ્યા છીએ નાહી ધોઈ શ્રીવિશ્વનાથના દર્શન કરીને બેઠા છીએ જમવાને હજી થોડી વાર છે ગઈ યાત્રામાં આ આખો માર્ગ રહી ગયો હતો, કેમ કે ચારધામમાં એ આવે નહિ એટલે આ મારે પણ નવું છે.

ગુપ્તકાશીમાં પ્રવેશ કરતા જ, 'આધારિક વિદ્યાલય' (પ્રાથમિક શાળા) પાસે મે પીળા ચંપાનું મહાવૃક્ષ જોયું. ૫૦–૬૦ ફીટ ઊંચું, ને વિશાળ ફેલાવાવાળું, પાંદડે પાંદડે ફૂલો મહેકે એની મહેક એવી તો પ્રબળ હતી કે માથું દુખી આવે જરા પચાસ કદમ ચાલતા, ને એક ડાક બંગલા જેવા લાગતા મકાનના આગણામાં અહીંના લીમડા આંબા વગેરે દેશી ઝાડ જોવામાં આવ્યા

હવાપાણી મધુ સરસ છે જેમ ઉખીમઠથી સામે ગુપ્તકાશી દેખાતી હતી, તેમ અહીંથી નદીપાર પર્વતની ગોદમાં ઉખીમઠ શોભી રહ્યું છે સાંજે પેલા ચંપા નીચે પાળ ઉપર દોઢેક કલાક બેસી ખૂબ આનંદ આવ્યો

चद्रापुरी, ता १२–६–'५२

કાલે રાતના ગુપ્તકાશીમાં શ્રીવિશ્વેશ્વરની આરતીના દર્શન કર્યાં આજે ૫ વાગે ચાલી નીકળ્યા, તે સીધા પહોંચ્યા અહીં, ૯ માઈલ, ૭॥ વાગે રસ્તો છેક સુધી મંદાકિનીને તટે તટે ચાલ્યો છે, છેક નદી

કાંઠે નદીને લગભગ સમતન આટને દૂર સુધી આ પહેલી જ વાર પથ ચાલ્યો છે મહાગ્નિની સખીઓ સહિત વિશાળ થઈ કે એનો ધસારો અને ધમાન એના એ છે હારી છોડવાને બે માઈલ થયા હશે, ને પેના પંખીની જોડ દેખી, ક્યા? એકાદ હાથ લાંબી સફેદ લટની પૂંછડીવાળા રૂપાળા પંખીની, જેની નોંધ એક સ્થળે ૯ નઈ ચૂકયો છુ

અહીંનો ઉતારો વિશાળ અને ખૂબ સગડભર્યો છે પંડ્યાનો માણસ ઘણો કામગરો છે નદીએ જઈને ખૂબ નાહ્યા ધોયા અહીં પટ સોંક ફીટ જેટલો પહોળો સહેજે હશે, ધસારો એવો સખત છે, અને મોટી મોટી શિલાઓ ઉપર થઈને ધસતા જળના ઉછાળા એવા જબરા કે કે વહેણના તરંગો તરફ જોઈ રહેતા ચે ચક્કર આવે નાહીને, જળથી પખાળાતી એક મોટી છાટ ઉપર આસન જમાવીને પ્રેમ અને આનંદ પૂર્ણ ઉપનિષદનો પાઠ કર્યો વિશાલ ચૈતન્યવતા વાગ્પિટમા એ-મન્દાકિનીસલિલચન્દનચર્ચિતા શિવશિના ઉપર મારુ આસન હતુ ખૂબ જ આનંદ, જય સદ્‌ગુરુદેવ! અનંતવીર્ય, અનંતપ્રભ શ્રીગુરુદેવનો સદા સર્વથા જય જયકાર હો!

ત્રણ વાગ્યા "લાઈનદોરી" આગળ ની ળી ગઈ અમે પણ તેની પાછળ લાઈન દોરી અગસ્ત્યમુનિ પહોંચવાને ત્રણેક કર્તાન્ગ બાકી હતા, ને આવ્યો એક પીપળો તેની નીચે માતાનુ નાનકડુ સ્વચ્છ રૂપાળુ મંદિર, ને તેની પાછળ નનુ નમ્બોર સુંદર મે માગનુ મનન ભિક્ષ-બુદ્ધધારી એક મહાત્માએ મને જોઈને પૂછ્યુ, "સ્વામીજી, આપ કહા વિરાજતે હૈ?"

"નખન"

"નખનમે કહા પર?"

"વહા મડનેશ્વરજીના આશ્રમ હૈ વહા પર" મે સંદિગ્ધ જવાબ આપ્યો

"ફિર તો યહ આપના હિ સ્થાન હૈ, યહા કી મુનામ જીએ યહ તો જયેન્દ્રપુરીજી મહારાજકા સ્થાન હૈ!"

મને સાનદાશ્ચર્ય થયું તરત જોડા કાઢીને હું ઉપર ચઢયો. બાબાજીએ આખા સંઘને ત્યાં રોનાઈ જવાનો ખૂબ આગ્રહ કર્યો, પણ શું થાય? રસોડું આગળ ચાલી ગયું હતું ફરી ફરીને બધું બતાવ્યું —સુંદર મહેમાનઘર, બાજુ પરનું પોતાનું આસન તથા રસોડું, સુંદર નાનકડો બગીચો, ઉપર બનાવેલી ટાંકી જેમાં કમળ વાવ્યાં છે, ગૌશાળા મંદિર વગેરે વગેરે ચાર ધામ ૧૯૪૮માં કર્યાં ત્યારે આ માર્ગ નહોતો આ પે, કેમ કે ગંગોત્તરીથી કેદાર અને ત્યાંથી ઉખીમઠ થઈને બદરી ગયો હતો વળી તે વખતે તો આ મકાન પણ નહોતું

સામે મંદાકિની ઉપર ઘાટ પણ બાંધેલો હતો હમણાં જ મંડલેશ્વર સ્વા શ્રી મહેશ્વરાનન્દજીનો સંઘ અહીંથી પસાર થયો ત્યારે અહીં રોકાયો હતો ઠંડું જળ પી, ખૂબ આનન્દ અનુભવીને શ્રી હંસજીના ચાર્યજીની આજ્ઞા લઈને અમે પંથે પળ્યા

આમાં લાગ્યાં પડયાં છે લીંબુ જેવડાં મરવાથી વૃક્ષો લચી રહ્યાં છે મહાકાય પીપળા ઊભા છે મંદાકિનીને લગભગ સમતલ ભૂમિએ થતો ઋજુ પંથ ચાલ્યો જાય છે વાદળ હોવાથી તડકો લાગતો નથી, જો કે બે દિવસથી ચોમાસા જેવો ઘામ અને ઉકળાટ છે પણ રમ્ય માર્ગ, ખેતીનો પ્રદેશ અને છાયાની વિપુલતાને લીધે આનંદથી માઈલો સરકી જાય છે

અગસ્ત મુનિ ગામે પહોંચ્યા છીએ ધર્મશાળામાં બેસીને આથમતે અજવાળે આ ટાંચણ થાય છે એક વધારે દિવસની પેદલ મજલ, ને રુદ્રપ્રયાગથી મોટરનું prosaic પ્રકરણ પાછું ઊઘડશે, ॐ

रुद्रप्रयाग, ता १२–६–'५२, शनिवार

શિરસ્તા પ્રમાણે, પાંચ વાગે અગસ્તમુનિનો મુકામ છોડયો આ છેલ્લી મંજલે જરા પૂંછડું વળાડયું ફરીથી કહેવું પડે છે કે વીંછીની જેમ આ યાત્રાનો ડંખ તેને છેડે દેખાયો! રસ્તો છેલ્ના પાચેક માઈલનો

જરા આકરો છે, ને ખાસ્સી મોટી ખૂધો ચડી ઊતરવાની છે નિયમ સરની યાત્રા કરનારા પહેલો કેદાર કરના રુદ્રપ્રયાગથી બસ છોડીને ઊપડે, ત્યારે આ પાચ માઈલ તેને આખી યાત્રાની વાનગી રૂપે થોડો સરખો પ્રસ્તાવનાની રીતે પરિચય કરાવે ! પાઘડીનો વળ છેડે, તેમ છેલ્લા માઈલ સાથે જ ખેચવા પડયા ! વળી મનના કાળ તે છેલ્લા વીસેક માઈલમા મારા પગને તળિયે ફોલ્લા પડયા, વગેરે નાની સરખી પણ સતાવનારી ઉપાધિઓ ઊભી થઈ, એટલે એ વળમા વિશેષતા પુરાઈ !

રુદ્રેશ્વર મહાદેવનાગી ધર્મશાળામા ઉતારો છે બરાબર સગમના ઘાટ ઉપર મદાકિની મોટા ધમપછાડા મારતી ધૂનાપૂવા કરતી ફ્રાન્સ છાટતી હતી, તે અનમ્નદાનો ફૂફાડો દેખીને જાણે ડરી ગઈ ! એની બોમડી બધ થઈ ગઈ ! સાવ શાન્ત અને સરળ રીતે વહેતી એ અલકનદાના પ્રચડ આક્રમણ આગળ ઢળી પડીને તેનામા સમાઈ જાય છે ઉત્તરથી દક્ષિણ વહેતી મદાને પૂર્વથી રુદ્રરૂપે ધસી આવતી વિશાળ અનના જાણે છરીથી કાપી નાખે છે, ને તેના ધોળા ડહોળા જળની નીચે મદાના ઘેરા શામળા જળ સરકી જાય છે, ચૂપચાપ અનગ્નો ધસારો કઈ ધસારો ! એની ગર્જના કઈ ગર્જના ! યાત્રાની સમાપ્તિ પણ જાણે મૂછ પર તાલ દેતી થાય છે !

ક્ડી કડીઓવાળા અહીંથી છૂટા થાય છે આ સચ્ચિદાનદ નામના અધવૃદ્ધ સન્યાસીના પુરુષાર્થ વડે ઊભી થયેલી ઉપનાર સસ્થા અગેની આ ધર્મશાળા છે એના દવાખાના છે, શાળા—પાઠશાળાઓ છે, અડધી કૉલેજ પણ છે, ને આ સરામો પગથિયાનો ઘાટ જે સીધો બરાબર સગમ ઉપર ઊતરે છે અને જ્યા બેઉ બને નદીઓમાથી વાળફરતી વેગે ભરી શકાય છે, તે પણ આ સન્યાસીના જ પ્રયત્નનુ ફળ છે

હવે બસની ગોઠવણ આવતી કાલનુ પહેલા "ગેટ"નુ રીઝર્વેશન મળ્યુ છે.

हृषीकेश, ता १७–६–'५३ बुधवार

દિવસોને જતા કંઈ વાર લાગે છે ! જાણે કે ચોવીસ કલાકમાં બે દિવસ નીસરી જાય છે ! રુદ્રપ્રયાગથી તા ૧૪ની સવારે બસ પકડીને પહોંચ્યા શ્રીનગર, અને ત્યાંથી વિશેષ ભાડું આપીને એ જ વાહનોને પુલ સુધી લઈ ગયા ત્યાંથી મજૂરો કરી, પુલ પાર કરીને કીર્તિનગર ત્યાં અગાઉથી ગયેલા માણસોએ બે વાગ્યાના "ગેટ"નું નક્કી કર્યું હતું. ૧૦ થી ૨ રોકાયા ને પછી ઊપડ્યા ૩।। વાગે દેવપ્રયાગ ત્યાં રોકાયા વગર આગળ ચાલ્યા તે ૮। વાગે હૃષીકેશ ! બસમાં લગભગ ૯૦ માઈલ કરીને આજે પહાડ છોડ્યા રાત હૃષીકેશમાં ગાળી રાતના જ્યારે ગાજવીજ સાથે પવન જોરથી ફુંકાયો, ત્યારે સહેજે યાદ આવ્યું કે—नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ॥ त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् !! એનો જબરો ઝાટકો થયો.

કેદારથી પાછા વળતે ત્યાંથી ગૌરીકુંડ ૭ રામપુર ૫।। ગુપ્તકાશી ૧૧।।, ચંદ્રાપુરી ૯ અગસ્ત્યમુનિ ૪, અને રુદ્રપ્રયાગ ૧૧ માઈલ, કુલ ૪૮ ત્યાંથી બસ પકડી, તે શ્રીનગર બદલી. અને ત્યાંથી સીધા કીર્તિનગર દેવપ્રયાગ, હૃષીકેશ, ને હરદ્વાર ત્યાંથી રેલમાં દિલ્હી, અને—અમદાવાદ ! ઇત્યોમ્

---

# મહત્ત્વની ભૂલોનું

## શુદ્ધિપત્રક

| પાન | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૪ | ચ્ઈછા | ઈચ્છા |
| ૯ | ૮ | ઉનગખંડ | ઉત્તગખંડ |
| ૯ | ૧૫ | ” | ” |
| ૧૧ | ૨૧ | કનમા | કનમમા |
| ૧૬ | ૧૯ | બગામર | બાગ્આર |
| ૩૪ | ૯ | આસત્ય | અસત્ય |
| ૩૬ | ૧૨ | લેવા | લેનાના |
| ૪૦ | ૧૦ | લહુડા | લદુડા |
| ૪૦ | ૧૯ | અપવાની | આવવાની |
| ૪૧ | ૯ | યદરછા | યદરછાથી |
| ૫૦ | ૭ | સુ ગધ | સુગંધ |
| ૫૦ | ૧૬ | હઠો હઠો | હડો હડો |
| ૫૦ | ફૂટનોટ | ફરમાદના | ફરમદાના |
| ૬૮ | ૧૭ | જમાડવા | જગાડવા |
| ૭૧ | ૧૪ | સુ ર | સુદર |
| ૭૫ | ૧૯ | કળરૂપ | તદ્રૂપ |
| ૮૩ | ૯ | ઉ ળતુ | ઉકળતુ |
| ૮૫ | ૨ | ને અહીં જ રહી | (છેકી નાખો) |

| | | | |
|---|---|---|---|
| ૧૧૪ | ૨૩ | સંગ | સંઘ |
| ૧૧૫ | ૨૨ | ફલીંગો | ફલાગો |
| ૧૨૨ | ૨ | નવ્વાણુ | નવ્વાણુ |
| ૧૨૭ | ૧ | બોર | બોટ |
| ૧૨૯ | ૧૪ | ગિરીગહ્વરો | ગિરિગહ્વરો |
| ૧૩૧ | ૩ | નર્યો | નર્યો |
| ૧૩૨ | ૨ | શુ હો ? | શુ હોય ? |
| ૧૩૨ | ૭ | ચૌખ ભાગિરિ | ચૌખંભાગિરિ |
| ૧૩૩ | ૫ | સદૈવ | સદૈવ |
| ૧૪૩ | ૮ | ત્રિપયગા | ત્રિપથગા |
| ૧૫૪ | ૨૧ | છે ? | છે ! |
| ૧૫૫ | ૨૫ | આ. સ્થળનું | આ સ્થળનું |
| ૧૬૦ | ૧૫ | ઘડિયા | ઘડિયાં |
| ૧૬૨ | ૪ | જના | જૂના |
| ૧૬૩ | ૨૨ | જની | જૂની |
| ૧૬૯ | ૧૪ | બાજ | બાજ |
| ૧૭૧ | છેલ્લી | ધુત્ત | ધુત્ત |
| ૧૭૨ | ૬, ૮, ૧૨, ૧૫ | | |
| ૧૭૭ | ૯ | | |
| ૧૮૦ | ૧૪ | | |
| ૧૮૭ | ૧ | | |
| ૧૭૭ | ૧૨ | પહાડથી | પહાડની |
| ૧૮૬ | ૧૦ | ઘેરાયો, | ઘેરાયો, |
| ૧૯૬ | ૨૪ | હોવાથી | હોવાની |

| | | | |
|---|---|---|---|
| ૨૦૭ | ૨૩ | પછાતવાળા | પછીતવાળો |
| ૨૧૧ | ૪ | ચૌખંભા | ચૌખંભા |
| | ૬ | ચૌખંભ | ચૌખંભા |
| ૨૧૨ | ૪ | સંસ્કૃતિમાત્રનું | સંસૃતિમાત્રનું |
| ૨૧૫ | ૨૩ | કાગડા એનો | કાગડાઓનો |
| ૨૨૨ | ૧૧ | ગંડસ્થ | ગંડસ્થલ |
| ૨૨૪ | ૩ | જડું | જાડું |
| ૨૩૭ | ૧૩ | કેશોપ્રયોગ | કેશોપ્રયાગ |
| ૨૪૨ | ૧૧ | લહેરી | લહેરી |
| | ૧૨ | લામણગાઈ | લામખગાડ |
| ૨૯૧ | ૨૨ | સરસ્વતી | અલકનંદા |
| ૨૯૪ | ૧ | અલકનંદા | સરસ્વતી |
| ૨૯૬ | ૬ | नामध्येयं... | नामधेयं... |
| ૨૯૮ | ૯ | આજવાળાં | અજવાળાં |
| ૨૯૯ | ૧૧ | અલકનંદા | સરસ્વતી |
| ૩૦૬ | ૬ | Species | Spies |
| ૩૧૨ | ૨૪ | અત્મા | આત્મા |
| ૩૧૪ | ૨ | ખખડ્યાં | ખખડ્યાં |
| ૩૨૮ | ૧ | એ શું | એ તો |
| ૩૨૯ | ૨૨ | ખડખે | પડખે |
| | ૨૪ | પડખાણુ | પડખામાં |
| ૩૩૪ | ૩ | કલવર | કલરવ |
| ૩૩૬ | ૧૬ | લીમડા; | તુણ, |

| ક્રમાંક | શ્રીસયાજી સાહિત્યમાળા | કિંમત |
|---|---|---|
| ૧ | દક્ષિણકૈલાસદર્શન–સ્વામી પ્રણવતીર્થજી | ૬–૭૫ |
| ૨ | ગુજરાત—એક દર્શન–શ્રી શિવપ્રસાદ બી. રાજગોર | ૧૨–૦૦ |
| ૩ | વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ–શ્રી ભરતરામ મહેતા અને શ્રી રમણિકરાય દેસાઈ | ૩–૨૫ |
| ૪ | વિજ્ઞાનવિનોદ–શ્રી પોપટલાલ ગો. શાહ | ૨–૭૫ |
| ૫ | રેવાને તીરે તીરે–ડૉ. મંજુલાલ ર. મજમુદાર | ૬–૫૦ |

## શ્રીસયાજી બાલજ્ઞાનમાળા

| | | |
|---|---|---|
| ૧ | શકુન્તલા–રવિશંકર ન. પાઠક. | ૧–૫૦ |

## શિશુજ્ઞાનમાળા

| | |
|---|---|
| ગુજરાતનાં પક્ષીચિત્રો–ભાગ–૧, ૨, ૩, ૪–ભાગ ૧ શ્રી સોમાલાલ શાહ અને શ્રી પ્રદ્યુમ્ન દેસાઈ | ૦–૫૦ |
| ભાગ ૨, ૩, ૪ | ૦–૬૨ |

## પ્રાચીન ગુર્જર ગ્રન્થમાળા

| | | |
|---|---|---|
| ૧ | વર્ણક–સમુચ્ચય, ભાગ ૧–મૂલ પાઠ. સં. : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા | ૭–૫૦ |
| ૨ | ભાલણકૃત નલાખ્યાન–સં. : પ્રો. કે. કા. શાસ્ત્રી | ૮–૦૦ |
| ૩ | ઉદયભાનુકૃત વિક્રમચરિત્ર રાસ–સં. : સ્વ. પ્રો. બલવંતરાય ક. ઠાકોર | ૨–૦૦ |